# મહાન જરથોશ્તી ધર્મ.



(ભાગ બીજો.)

કર્તાઃ—

જેહાંગીર બરજોરજી સનજાણા,

બી. એ.,

# મહાન ઝરથોશ્તી ધર્મ.

## (ભાગ બીજો.)

---

લેખક અને પ્રકાશકઃ—

**જેહાંગીર બરજોરજી સનજાણા, બી. એ.,**

સેક્રેટેરીઅટના રેવન્યુ ને ફીનેન્શીઅલ ડીપાર્ટમેન્ટોના માજી વડા સુપ્રીન્ટેન
ડન્ટ, પુનાના માજી ઑનરરી મેજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના માજી
દીવાન, સુરતની પારસી પંચાએતના માજી સેક્રેટરી, ઇત્યાદિ.

તુરકીવાડ—સુરત.

---

**કીમત રૂ. ૨-૪-૦**

ધી અમરસિંહજી પ્રિ. પ્રેસમાં માલીક નીઝામખાન નુરખાને છાપ્યું.
મીરઝાપુર રોડ, વુલ્લેન્ડ બંગલો, અમદાવાદ.

# સાંકળિયું.

# મહાન જરથોશતી ધર્મ.

## ( ભાગ બીજો ).

# પ્રસ્તાવના.

નીઆએશો તથા યશ્તો ભણ્યા પછી એક ફારસી નીરંગ પઢવાની આવે છે તે મધેના નીચલા સુખુનો ઉમદા શ્રદ્ધાદર્શક તેમજ અર્થસુચક છેઃ-

"રાસ્ત દીને જરતોશ્ત સપીતમાન અએ યજદાન બ દરગાહે તો હજારાન હજાર બીવર હજારાન હજાર સેપાસ મીકુનમ કે દર દીને જરતોશ્ત મરા પેદા બેકર્દ. અજ બરક્ક્તે દીને ઉ મન દર ગરોથ્માન યકીન ખાહમ શુદ, યકીન ખાહમ કે જુમલે બસ્તે કુશતીઆને નીકુ કેરદારાને હફ્ત કેશ્વર જમીન બા મા હમાજોર બાદ".

( અર્થઃ-સપેતમાન જરથોશ્તની દીન રાસ્ત છે. અએ યજદાન તારી દરગાહમાં લખો અને કરોડો શુકરાના કરૂં છું કે મને જરથોશ્તી દીનમાં જન્મ આપ્યો. એ (જરથોશ્ત) ની દીનની બરક્કતથી હું ખચીત ગરોથમાન બેહેસ્તમાં જઈશ. હું ખરેખર એવું ઇચ્છું છું કે હફ્ત કેશ્વર જમીનના તમામ નેક કામ કરનારા જરથોશ્તીઓ અમારી સાથ સવાબનો હીસ્સો પામનારા થાય. )

વળી દોઆ નામ સેતાયશ પઢતાં દીનદાર જરથોશ્તીઓ આ પ્રમાણે આફરીનનો ઉદગાર કાહાડે છેઃ—

"નેમાજ ઓએ વીસ્પ આગાહ, અશ ખાવર. કેશ ફ્રેસ્તીદ ૫ જરતોશ્ત સપેતમાન અશો ફ્રેોહર, અશ્તશ ઓએ દામાન દીન-દાનેશ્ને વરોએશ્ને આસ્ને ખેરદી ગોશોસરૂતેહ ખેરદી. દાનાએશ ઓ રાએનીદારેશ, વિસ્પ હસ્તાન ઓ બૂદાંન ઓ બેદાંન, ફ્રરંહાંગ ફ્રરહંગ માથ્ર સ્પેન્ત, કુ બેદ રવાન હુ-પુલ બોખ્તારેશ અજ દોજખ, વદારદાર ઓએ આંને પેહેલુમ અખાંન અશોઆંન, રોશન હુંદ હુ-બોએ હમા-નેકશ."

( અર્થઃ તે તમામ આગાહીવાળા તથા તે બરદાસ્ત કરનાર સાહેબને હું સર નમાવી સેજદો કરૂં છું, જેણે પવિત્ર ફ્રેોહરવાળા સપેતમાન જરતોશ્તની મારફતે, દુન્યાનાં લોકોને ( પોતાની તરફ ) દોસ્તી કરાવવા સારૂ ઇમાન લાવવા લાયક દીનનો એલમ કે જે જાતી અકલ તથા કાને સાંભળેલી અકલથી ( મેળવી શકાય છે ) તે મોકલ્યો. તમામ માણસો જેઓ હમણાં છે, અગાઉ થઇ ગયાં, તથા હવે પછી થશે, તેઓની વાકેફગારી તથા રેહેનુમાઇને સારૂ, ઉત્તમમાં ઉત્તમ વિદ્યા, જે વૃદ્ધિ કરનાર માંથ્રવાની તે, મોકલી, કે જે રવાનને આસાનીથી ચિન્વત પૂલ ગુજાર કરાવનાર, દોજખથી છુટકારો આપનાર, તથા અશો લોકનાં રોશનીવાળાં, ખુશબોદાર, અને તમામ ખુબીવાળાં તે ઉત્તમ મકાન (બેહેસ્ત)માં રસ્તો આપનાર છે. )

જરથોશ્તી મજહબની આવી બરકત, તેની ખાલેસ સ્વચ્છતા, તેનું ઉત્તમ નીતિશાસ્ત્ર, કુદરતના ભેદો સમજા-

વનારી તેની ફીલસુફી, તે સાથનું તેનું પુરેપુરૂં વહેવારૂપણુ, એક શુદ્ધ જરથોશ્તીનું જીગર સદા ખુશાલ અને વાજબી મગરૂરી ભર્યું તથા ખોદા તઆલાના ચાલુ શુકરાના બજાવતું રાખે તો તેમાં નવાઇ શી, જ્યારે યુરોપ અને અમેરીકાના ઘણાએક અપક્ષપાત પંડિતો, જેઓએ એ પુરાણા મજહબનો અભ્યાસ કીધો છે, તેઓ વતીક, પોતે જુદી દીનના હોવા છતાં એ દીનની તથા તેને આશકારા કરનાર અશો પેગમ્બર જરથોશ્તની, ભારી સ્તુતિ કરતા રહ્યા છે. દાખલા તરીકે, ઘણાં વર્ષો ઉપર યુસીબી સાલવર્ટે નામના ફ્રેન્ચ લેખકે જાદુની ફીલસુફી નામના ગ્રંથમાં લખ્યું છે કે તમામ જુદદીન ( યાને ખ્રીસ્ટી નહી તે ) ધર્મોમાં જરથોશ્તનો ધર્મ, જે સર્વોપરી ખોદા તઆલાનો તથા એક ભલાં અને એક ભૂડાં મૂળતત્વો (principles) નો સ્વીકાર કરે છે, તે સઘળાથી વધારે અકલ અનુસાર છે ( જુઓ રાહનોમાએ જરથોશ્તી, પુસ્તક ત્રીજું, સને ૧૮૪૭ ). મી. એડવર્ડ કલૉડે ખુલ્લો એકરાર કીધો છે કે ખોદા માત્ર એક છે એવો પેગામ આપીને ખોદા કવચિત જે માનવીને આ જહાનમાં મોકલી આપે છે તેવાં માનવીઓમાં જરથોશ્ત સીવાય બીજો કોઇય પેહેલી પંક્તિએ આવતો નથી. જાદુઈ ફીલસુફ મી. બારમેને કબુલ કીધું છે કે જરથોશ્તનાં ખાકી શરીરમાં સચવાયલી બળવાન શક્તિ પાંચે તત્વો ઉપર અધિકારી હતી અને તેઓનું એને સંપૂર્ણ જ્ઞાન હતું, અને એની શક્તિ દાદાર હોરમજદ તરફથી હતી. હીબ્રુ ભાષાનો પૂખ્ત અભ્યાસી અને જુનાં ટેસ્ટેમેન્ટનો નુક્તેચીન કેનન ચેઇન (Canon Cheyne) એની ઑક્સફર્ડ લેક્ચરોમાં જણાવે છે કે ઓયસ્ટીઓનીઓએ,

કિંવા ગાથાઓએ, હીબ્રુ ધર્મ ઉપર નિશ્ચય ઘણી અસર કીધી છે; તથા ધર્મનું પ્રકટિકરણ નામનાં પુસ્તકમાં પ્રોફેસર કેર્ડ કહે છે કે જો ઈરાની તથા યુનાની આદર્શોની અસર હીબ્રુ મજહબ ઉપર થઇ ન હોત તો તેમાંથી ક્રીસ્ચીએની-ટીની ઉત્પત્તિ હોઈ ન શકત; વળી ઍસેઝ મૅારલ એન્ડ ઇઠીકલમાં મીસ કૅાબ વાજબી ઉદગાર કહાડે છે કે આપણી બુદ્ધિના વારસાનો એટલો મોહોટો હીસ્સો જરથોશતનાં શિક્ષ-ણોને આભારી છે કે એ મહા મુનિ જો પેદા ન થઈ ગયા હોત તો મનુષ્ય જાતિની માન્યતા હાલમાં કેવી હતે તે કલ્પવું વિકટ છે.

માજદયસ્નીની મજહબની આવી પ્રશંસા શા સબબે થતી રહી છે? આ પ્રશ્નનો ઉત્તર પ્રોફેસર હાર્લેનાં નીચલાં વાકયમાં જડે છે:—

" La religion Mazdeene se distingue de toutes les autres religions antiques en ce qu'elle a une morale sistematisee et fondee sur des principes philosophiques."

( અર્થ:—માજદયસ્ની ધર્મ બીજા પુરાણા ધર્મો કરતાં એ બાબતમાં સરસ છે કે તેનું નીતિશાસ્ત્ર ફીલસુફી ભર્યાં મૂળતત્વો ઉપર રચેલું અને નિયમસર ગોઠવેલું છે ).

આપણે જેઓએ માજદયસ્ની જરથોશ્તી ધર્મમાં જન્મ લીધો છે તેઓની તો બેશક ખાસ ફરજ છે કે એ દીનની મોતેબરી પિછાનવી. કારણ શું કે દીનની મોતેબરી પિછા-ન્યાથી માંથ ભણવાની ઉલટ પેદા થાય છે, માંથ ભણવાથી ધર્મી પેશાવાળાઓનો તથા યજદાંની આરાધનાનો વધારો

થાય છે. ધર્મી પેશાવાળાઓનો તથા યજદાંની આરાધનાનો વધારો થવાથી દુન્યામાંથી બદી દૂર થાય છે, અને દુન્યા-માંથી બદી દૂર કર્યાથી અમર્ગી, ફરોગર્દ, અને રીસ્તાખીઝ થશે. (દીનકર્દ, પુ. ૬ ઠ્ઠું, ફ. D ૭૫.)

માજદયસ્ની દીન ફરમાવે છે કે માનવીએ પોતાનાં રવાનને ત્રણ જગ્યાઓ આગળ જઇને વધારે ચઢતો બના-વવો જોઇએ, અશો દાનાવોના દરવાજા આગળ, પહરેજગા-રોના દરવાજા નજદીક, અને પવિત્ર આતશોના ઉંબરો નજદીક. અશો દાનાવોના દરવાજા આગળ જવાનું કારણ એ કે તે વધુ જ્ઞાની થાય, અને દીનનાં ફરમાનો તેના પોતાનામાં વધુ મેહેમાન થતાં જાય; અને પહરેજગારના દરવાજા આગળ જવાનું કારણ એ કે તે નેકી અને બદી પિછાનતો થાય, અને બદીથી તેટલા માટે ફારેગ થાય; અને પવિત્ર આતશોનાં ઉંબરો આગળ જવાનું કારણ એ કે (તેની અંદરનો) અણુદીઠ દુજ તેની આગળથી દૂર થઇ જાય. (દીનકર્દ, પુ. ૬ ઠ્ઠું, ફ. ૩૨૩).

દસ્તુર બખ્ત-આફ્રીદ ઇ. સ. છઠ્ઠી સદીની અધવચે બાદશાહ નોશીરવાન અદલનાં રાજમાં થઇ ગયો છે. એ અવસ્તા તથા ઝંદનો જાણીતો શરેહ લખનાર અને શિક્ષક હતો. પણ એનાં લખાણો ઘણાંખરાં ગુમ થયલાં છે. એણે એક ગમ ઉપદેશ કીધો છે કે દરેક જણે પીંજારા, સુથાર, ધોબી અને લુહારનું કામ કરવું જોઇએ. મતલબ કે આ ચાર ધંધાદારીઓ જે કામ કરે છે તે મીસાલનું કામ હરેક શખ્સે પોતાનાં મનની બાબદમાં કરવાનું છે. પીંજારો

રૂ પીંજે છે તે રૂની ધુળ કાઢી નાખવા તથા તેને નરમ કરવા માટે પીંજે છે; તેવીજ રીતે હરેક માણુસે પોતાનાં મનના સંબંધમાં ઇચ્છવું જોઇએ, અને તેને નરમ બનાવવું જોઇએ. અને જેવી રીતે એક સુથાર ગમે એવાં ખડબચડાં લાકડાંને સપાટ બનાવે છે, તેવીજ રીતે માણુસ જાતે પ્રમાણીકપણાની બાજુએ પોતાનું ધ્યાન ખેંચવું જોઇએ, અને મનને સીધું રાખવું જોઇએ. અને જે મીસાલે ધોબી કપડાં ધોએ છે અને તેમાંથી મેલ કાઢી નાખી તેને ચોખ્ખાં કરે છે, તે મીસાલે માણુસે પોતાના વિચારોને ઉમંગી અને રોશન કરવા જોઇએ અને એ મીસાલે માણુસ જાતે પોતાના વિચારોને દુર્ગુણવાળા ખવાસ અને ગુનાહથી ધોઈ નાખી તેમને પવિત્ર રાખવા જોઇએ. અને જે મીસાલે લુહાર લોઢું ગરમ કરે છે અને તપાવી લાલ કરે છે, તેજ મીસાલે માણુસ જાતે પોતાના વિચારોને સવાબનાં કામોની હોલત પર તપાવીને ગરમ રાખવા જોઇએ.

વળી નોશીરવાન અદલનો દાનાવ વજીર બુજરચેમેહર તેનાં પંદનામાની શરૂમાં નીચલા સવાલ જવાબ આપે છે:—

સવાલ:—કયો મર્દ વધારે બખ્તાવર છે?

જવાબ:—તે કે જે વધારે બીગુનાહ છે.

સવાલ:—વધારે બીગુનાહ તે કોણ?

જવાબ:—તે કે જે યજદોના તરીકા ઉપર વધારે સાચો અને દેવોના તરીકાથી દૂર રહેતો હોય.

સવાલ:—યજદોનો તરીકો તે કયો? અને દેવોનો તે કયો?

જવાબ:—યજદોનો તરીકો તે નેકી, અને દેવોનો તરીકો તે બદી.

આમ ચોખ્ખું અને પ્રમાણિક જીવન ગુજારવાને માજ-દયસ્ની દીન ઉપદેશ કરે છે. એ દીન ભણી માજદયસ્નોનાં જાન જીગર આકર્ષાય, એની ઉત્કૃષ્ટ સચાઇઓની સચોટ છાપ વાંચકનાં મગ્જ ઉપર બેસે. એ પુરાણા મજહબની મનોહર અને મોતેબર ફીલસુફીમાં જરથોસ્તીઓ સારો રસ લેતા થાય, એ આ અદના લેખકની ખરાં દીલની ખાહેશ છે અને દાદારને દાર પ્રાર્થના છે. એ નેમથી "મહાન જરથોસ્તી ધર્મ" નામની કેતાબ મેં અઢી વર્ષ ઉપર પ્રગટ કીધી હતી, તેમજ હાલનું પુસ્તક બહાર પાડયું છે.

પાદશાહ ખુસરો કેબાદના રાજમાં આદર-ફ્રોબગ અને આદર બુજીત દસ્તુરની પદવિમાં દસ્તુર વોહુદાત (વંઘહુ-ધાત) સાથે હમશરીક હતા. એઓએ એક વેળા વોહુદાતને સવાલ કીધો કે જયારે અમો બેઉ જણા પણ અવસ્તા તથા ઝંદ મોઢે ભણીએ છીએ અને અમો પણ મોબેદ છઇએ, ત્યારે અથોરનાનોમાં અમારા કરતાં તમારૂં નામ શા સબબે વધારે લેવાય છે. વોહુદાત, જે ધર્મગુરૂ તરીકે બહુ પંકાયલો હતો, તેણે જવાબમાં જણાવ્યું કે "કદાચ આને લીધે, કે જો એકવાર હું અશોઇને માટે ઉલટમંદ થયો તો હું કદી પણ ઠંડો પડતો નથી."

અએ હમદીન બેહેનો અને ભાઇઓ ! ચાલો આપણે પણું દીને જરથોસ્તના તરીકા મુજબનું અશોઇ ભર્યું જીવન ગાળવા ઉલટભર કોશીશ કરીશું અને એ ઉલટને હરગેજ થંડી પડવા દઇશું નહી. આમીન !

તા. ક. મી. બહમન સો. બનાજીએ ૨૮–૧૧–૨૫નાં જામે જમશેદમાં એક લેખ લખી મરહુમ પ્રો. ગજજરે બનાવેલી એક કાચની સ્કીન ઉપર આવાજની અસર જોવા. માટે એપ્રીલ ૧૯૦૨ની એક અંધારી રાતે કીધેલા અખતરાઓનો એહેવાલ આપી તે સ્કીન પર માંથ્રવાણીના શબ્દો ભણતાં થયલી અજાયબ અસર વર્ણવી છે, જેનો ટુંક અન્તેખાબ મેં આ પુસ્તકના છઠ્ઠા વિષયમાં, ૧૮૫ અને ૧૮૬મા પાને, આપેલો છે, તે બાબતમાં માહરે જણાવવું જોઇએ કે સદરહુ વિષય છપાઇ ચુકયા બાદ મુંબઇના કયસરે હિંદના ૨૭–૧૨–૨૫ના અંકમાં એક નુકતેચીને મી. બનાજીને કેટલા અર્થસુચક સવાલો પુછયા હતા, જેનો એઓએ ૩–૧–૨૬ના અંકમાં જવાબ આપ્યો છે, અને એ બાબતમાં એવણનું વધુ લખાણ હવે પછી જામેમાં આવનાર છે એમ એવણ જણાવે છે.

---

# આભારના બે શબ્દો.



માહરા માનવંત ખેરખાહો અને મિત્રો સર હોરમસજી કાવસજી દીનશા, નાઇટ, એમ. વી. ઓ., ઓ. બી. ઈ., સરદાર દાવર કેપ્ટન તેહેમુરસ કા. મોદી, બી. એ., એલ એલ. બી., બારીસ્ટર, શેઠજી નોશરવાનજી નાનાભાઇ બોઇસ, શેઠજી રતનજી દાદાભાઈ તાતા, તથા શેઠજી નોશરવાનજી સોરાબજી ગંજદરે આ પુસ્તકની નકલો આગમચથી સારી સંખ્યામાં લઇને માહરાં કામમાં મદદ અને ઉત્તેજન આપ્યાં છે તે માટે હું એ સાહેબોનો દીલોજાનથી આભાર માનુ છું.

આ પુસ્તકમાં જણાવેલા માહારા વિચારો માહારા અંગદ વિચારો છે તથા તે માહરા અભ્યાસ અને અવલોકનનું પરિણામ છે, અને તેમાં માહરા સદરહુ ખેરખાહ ઉત્તેજકોની કોઇ પણ પ્રમાણમાં જવાબદારી કે શામેલગીરી સમજવાની નથી.



૧૨૯૯૫

# મહાન જરથોશ્તી ધર્મ (ભાગ બીજો.)



## વિષય પેહેલો.

## દુન્યામાં જ્યારે દરૂજી વધી જાય છે ત્યારે ઇશ્વર-દૂતોનું આવવું થાય છે.



પેહેલવી કેતાબ દીનકર્દમાં કહ્યું છે કે જાણવું કે તે ખોદાતઆલાની ચડતે દરજ્જેની દાનાઇના સખુનો, મજદયસ્નની દીન આવ્યાની આગમચ તથા તે પછી, જે કોઇ જુદા જુદા મુલ્કોના સૌથી વિદ્વાનો હતા તેઓને સારૂ યજદોની મારફતે મોકલવામાં આવ્યા હતા; અને તે બીજા જુદા જુદા ખંડોની અંદરના દાનાઓનો મજદયસ્નની દીનને લગતી સચ્ચાઇનો સંબંધ આ પ્રમાણે થયો હતો કે તે લોકો મજદયસ્ની દીનવાળાઓની માફક ભલી દીનને લગતી ખોદાઈ અકલના સંબંધથી તે દીનનાં વિચાર અને લખાણથી વાકેફ થયા હતા.

શ્રી કૃષ્ણ ભગવાન જેને ભારત ભૂમિના લાખો ભાવિકો પરમાત્માનો અવતાર માને છે તેનું બહુ ધ્યાન પહોંચાડવા યોગ્ય આ વચન છે કે જ્યારે જ્યારે ધર્મનો નાશ બનતો જઇ અસત્યનું પરિબળ વધી જાય છે ત્યારે ત્યારે હું પોતે પૃથ્વી ઉપર જન્મ લઉં છું: ભલાઓનાં રક્ષણ કાજે, દુષ્ટ કાર્યોના કરનારાઓના નાશ માટે, તથા ધર્મની સંસ્થાપનાને વાસ્તે હું જુગે જુગે જન્મ લઉં છું (ભગવદ ગીતા, અધ્યાય ચોથો, શ્લોક ૭-૮).

સને ૧૯૧૪ નાં બીબીઝ એન્યુઅલમાં ડોરોથી મેરી ક્રેડે એક નાની વાઅઝ લખી છે તેમાં એઓ સર્વ જનને યાદ આપે છે કે તમો શોધો છો તે જ નેમ તમામ મનુષ્ય જાતિની છે, સર્વે માટે આખરે ભેદી મૃત્યુ છે, જ્યાર બાદ નિરંતર જીવનમાં જન્મ તેજ " ક્રાઇસ્ટનું પોતાનાં સ્થાને આવવું " છેઃ જે એક દૈવી બનાવ ભણી તમામ જગત ફરે છે તથા લાખો યુગોથી ફરતી રહી છે તે આ છે; આ વાસ્તે આવ્યો જીજસ, આ વાસ્તે કૃષ્ણ, આ વાસ્તે આવ્યા વળી ગાતમ બુદ્ધ, ઓરફ્યુસ,* જરાથુશ્ત્ર, તથા મનુષ્ય જાતને માટેના સઘળા મહાગુરૂઓ; તે જ હમેશગીમાંથી, મૃત્યુના કીનારાઓની પેલી પારથી, જીવન માટે અમુક કાયદો (દીન) તથા માનવીઓનાં મન માટે અમુક પ્રીલસુપ્રી સાથે, એઓ પ્રત્યેક આવ્યા હતા.

હૅરો સ્કુલના શિક્ષક મી. બોઝવર્થ સ્મીથે " મુહમ્મદ અને મેહોમેદનીઝમ " નામનાં પુસ્તકમાં ઇશારો કીધો છે તે મુજબ અરબસ્તાનના મુલકમાં અત્યાચારો ચાલી રહ્યા હતા જેથી ત્યાં નવી મરામત (renovation) ની જરૂરિયાત થઇ પડી હતી અને તે કારણે એક નવા પેગમ્બર (હઝરત મુહમ્મદ) ને આવવાનો પ્રસંગ થયો હતો.

---

* ઑરફ્યુસ પુરાતન યુનાનનો એક અપૂર્વ કવિ અને ગાયનકાર થઈ ગયેલો કેહેવાય છે. એને માટે એમ કથા છે કે એ દેવસુત હતો અને એ જ્યારે એની વીણા વગાડતો ત્યારે તેના એજમતી સરોદની અસરથી નિર્જીવ વસ્તુઓમાં પણ ચેતન આવતું અને નદી, નાળા, પહાડ, ઝાડ, પશુ, પંખી, વિગેરે, બધાં એનાં આગળ આકર્ષાઇ આવતાં.

યાહુદી વિદ્વજન એલ. એ. બોસ્મેને કહ્યું છે કે મનુષ્ય જાતની ભારે જરૂરીના સમયે, જે વેળા આ જીંદગાનીના થાકી ગયલા જાત્રાળુઓ માટે દુન્યાઇ હાદેસાઓ તથા મુશ્કેલીઓ ન ઉપડાય એવાં બળિષ્ટ થઇ પડે છે, ત્યારે બર વખતે શ્રી ગુરૂનું આવવું થાય છે.

આબાદ આવો વિચાર આપણને આપણા પુરાના અહુનવદ ગાથાનો ૨૯ મો હા પુરો પાડે છે, જેમાં એવું જણાવ્યું છે કે જગતના આત્માએ પોકાર કીધો કે મારી ઉપર ગુસ્સો, લુટફાટ, મારામારી, ખરાબી, બખેડો, જુલમ, આવી પડયો છે, કયારે મને એવો કોઈ સરદાર મળી આવશે કે જે મજબૂત મદદ આપે ?

ગાથાઓમાં બીજે ઘણે ઠેકાણે સ્પષ્ટ ઇશારાઓ મળે છે કે જરથોશ્ત સાહેબના વખતમાં પૃથ્વી ઉપર દરૂજી, જુઠાઇ, ફરેબ, ખરાબી બહુ ફેલાયલાં હતાં, કરપો અને કવીઓ બદકારી કરી રહ્યા હતા, તથા ઉસિક્ષ અને બેનદ્ધ જેવાઓ ખરાબી પાથરી રહ્યા હતા, તેમજ લોકને આડે રસ્તે દોરવતા હતા (ગાથા ઉશ્તવદ હા ૪૪, ફ ૨૦; હા ૪૬, ફ. ૧૧; ગાથા સ્પેન્તોમદ હા ૪૯, ફ. ૧–૩). આવી બધી દુષ્ટતા જોઇને જરથોશ્ત સાહેબને ઘણો અંદેશો થયો; અને એઓએ કસ્દ કીધો કે આદમીઓને ખરાબીના માર્ગેથી રાસ્તીના માર્ગે લાવવાં અને તેઓનાં દીલમાં અજવાળું* લાવવું (હા

*આ સાથે સરખાવો જીસસ ક્રાઇસ્ટના શબ્દો "હું દુન્યાનું અજવાળું છું, જે મારી પુઠે ચાલે છે તે અંધારામાં નહી ચાલશે, પણ તેને જીંદગાનીનો પ્રકાશ મલશે" (સેંટ જૉન, પ્ર. ૮, ફ. ૧૨).

૪૩, ફ. ૮) તથા ઉમેદ બાંધી કે દુષ્ટ માણસને માટે એઓ જબરા દુશ્મન તથા અશો માણસને માટે એઓ જબરો ખુશાલી આપનાર થાય (હા ૪૩, ફ. ૯). આ કામ મુશ્કેલીઓથી ભરેલું હતું, છતાં એઓએ આ સાહાસ ઉઠાવ્યો, કારણકે એમનાં મનમાં હોરમજદની ખુશાલી હતી (હા ૩૨, ફ. ૧), તેમજ એઓનો આ મુદ્રા લેખ હતો કે સુખ તેને છે જેનાથી સુખ બીજાને (હા ૪૩, ફ. ૧)

ફ્રરવરદીન યશ્તમાં જરથોશ્ત સાહેબને પેહેલા અથોરનાન, પહેલા લડવૈયા (રથેશ્તાર) તથા પહેલા આબાદી કરનાર ખેડુત (વાસ્તરયોશ) કહેલા છે. હોરમજદી દીનના કાયદાઓ જાણનાર તેમજ સમજાવનાર, સંપૂર્ણ અશોઈના પાળનાર તથા તેની આવશ્યકતા જાહેર કરનાર, દાદાર હોરમજદનાં એકત્વ વિષે શિખાડનાર, આતર (આતશ) નું જાહેર તેમજ અણદીઠ જગતમાં મોહોટું કાર્ય ભજવતી શકિતનું મહત્વ જાણનાર તથા શિખવનાર અશો જરથોશ્તને આથ્રવનનો એલકાબ તદન બંધબેસ્તો છે. પણ એઓને લડવૈયા અને ખેડુત તરીકે કેમ જણાવ્યા છે? વિચાર કરતાં રથેશ્તાર (લડવૈયા) તથા વાસ્તરયોશ (ખેડુત)ના ઇલકાબો પણ એઓને માટે બીલકુલ વાજબી છે. પરંતુ એઓ સમશીર, ખંજર, નેજા, ગુરૂજ, ને તીરકામઠાંના હથિયારોથી લડનાર લડવૈયા, કે હળ ને દાતરડું લઇને અનાજના ખેતરોમાં વાવણી ને કાપણી કરનાર સાધારણ ખેડુત હતા, એમ ના સમજવું; પણ એઓ આત્મિક બાબતના લડવૈયા યાને દરૂજ, અસત્ય, નાપાકી સાથ બાથમબાથ લડનારા, અને આત્મિક ક્ષેત્રમાં ખેતી કર-

નાર, આત્મ–શુદ્ધિની ખીલવણી કરનાર, ખેતીકાર હતા, એમ સમજવાનું છે.

ઉશ્તવદ ગાથા, હા ૪૪, ફ. ૨૦, માં કહ્યું છે કે “ નોઈત હીમ મીજેન અષા વાસ્રેમ ક્રાદઈંઘિહે, ” એટલે, અષોઈથી ખેતીને વધારવાને માટે (દેવો) આ (પૃથ્વી) ને તરો તાજગીવાળી રાખતા નથી. દેખીતી રીતે અહિંયા ખેતીનો અર્થ અનાજની ખેતી કરવાનું બંધબેસતું નથી, પણ આત્માની ખીલવણી અને અષોઈની વૃદ્ધિ એ અર્થ કાહાડવો દરોબસ્ત છે.

અંગ્રેજી શબ્દ પૅસ્ટૉર ( Pastor ) નો મુળ અર્થ બકરાં મેંઢાંનાં ટોળાં ચરાવનાર થાય છે, પણ હવે એનો .અર્થ મનુષ્યોનાં ટોળાંઓને ઉપદેશ કરનાર યાને પાદરી થાય છે. તે પ્રમાણે વાસ્તરયોશનો મૂળ અર્થ ખેતીકાર હોતાં અત્રે એનો અર્થ આત્મિક ક્ષેત્ર ખેડનાર યાને ધર્મોપદેશક થાય છે. એ મીસાલ રથેશ્તાર ( રથ+ઇ+સ્તા+અર ), જેનો અસલ અર્થ રથમાં ઉભો રહીને શત્રુના સામે લડનાર યોદ્ધો થાય છે, તેનો અત્રે અર્થ બાતેનની તથા જાહેર બદી, અનીતિ, નાપાકી, અસત્યની સામા ઉભા રહેનાર, હઠાડનાર, અને હરાવનાર થાય છે.

લડાઇ લડનારાઓ, વાવટાઓ, ભાલા, હથિયાર ઇત્યાદિના ઇશારાઓ અવસ્તામાં આવે છે તે મુખ્યત્વે નેકીની બદી સામેની લડતની બાબતના સમજવા દરૂસ્ત છે.

ગાથા અહુનવદ, હા ૩૧, ફ. ૧૮ માં શિખામણ છે કે કોઇએબી દુષ્ટ માણુસોનાં માંથ્ર તથા શિખામણો સાંભળવાં

નહી, કારણ કે ઘર, મોહોલ્લા, શેહેર, તથા દેશને તે સંકટ તથા પીડામાં નાખે, અને એટલા માટે તેવાં માણસોને હથીયારે કરીને તોડી પાડવાં (ઠાર કરી નાખવાં) ( Hew ye them all with the halbcrd ). જે હથીયાર ખોટી શિખામણો આપનારા બુરા આદમીઓની સામે વાપરવા અહિંયા જણાવ્યું છે તે એક લશ્કરીનો ભાલો કે નેજો કે એવું બીજું શસ્ત્ર માની લેવાને બદલે, ધાર્મિક વિવાદ યા ઉપદેશ સમજવો એ જરથોશ્ત સાહેબનાં શિક્ષણને વધારે બંધબેસતું છે. એજ હાના ત્રીજા ફકરામાં દુઆ માંગવામાં આવી છે કે અય મીનો સાહેબ! લડનારાઓ તથા દીનચાશીદારોને જે બોહોળી ખુશાલી તેં બખ્શી છે તે અમારી તેજી તથા અશોઇને લીધે અમને બખ્શ. અહિંયા દેખીતી રીતે "લડનારાઓ" શબ્દ અંતઃકરણમાં બદીની સામે અંતરયુદ્ધ ચલાવનારાઓને અર્થે વપરાયલો જણાય છે. વળી એ હાના ૧૯ મા ફકરામાં જણાવ્યું છે કે જે વિદ્વાન બેઉ દુન્યાને માટે રાસ્તી સાંભળે (તથા તે ઉપર) વિચાર કરે, (તે) સાચા સખુનો ઉપર સાહેબી ભોગવનાર (તથા) પોતાની જબાનને તાબે રાખનાર, હોરમજદના રોશન આતશની મારફતે ભલી લડાઇમાં મશગુલ થાય છે. સત્ય યા અશોઇના આચાર વિચારો સાથે અસત્ય કિંવા બદીની સામે જુંબેશ લેવી તે આ "લડાઇ."

ખોરશેદ નીઆએશના પંદરમા ફકરામાં દેવોનાં માથાં સામે મારવાના મેહેર યજદના ભારી ગુરૂજ (વજ્ર) ને ભણનાર વખાણે છે. મરહુમ એરવદ કાવસજી કાંગાએ સમજાવ્યું છે તેમ દેવોનાં માથાંની સામે મારવાના મેહેર યજદના ભારી ગુરૂજની મતલબ અલંકારી રીતે રોગ તથા મરકી

ઉત્પન્ન કરનારી ખરાબ હવાને નાબુદ કરનાર સુરજનાં તીક્ષ્ણ કિરણ સમજવાં. સરોશ યશ્ત વડીમાં સરોશ યજદને માંથ્રનાં તનવાળો, જોરેમંદ, જોરાવર બાજુવાળો રથેશ્તાર (લડવૈયો), તથા દેવોનાં માથાં ભાંગનાર તરીકે વખાણ્યો છે, અને કહ્યું છે કે અહુનવરે, હપ્તન યશ્તે, ફત્તેહમંદ ફષુશ માંથ્રવાનીએ, તથા તમામ ઇજશનેના કરદાઓએ સરોશનાં ફત્તેહમંદ હથિયાર થઇ રહેવાને કબૂલ રાખ્યું હતું. વળી આતશની નીઆએશમાં આદર યજદ તેમજ આતશને રથેશ્તારની ઉપમા આપી છે; તથા વંદીદાદ, પરગરદ ૮, ફ. ૮૦, માં સમજાવેલું છે કે જે તરફથી પવન આતશની ઉપર મુકેલી ખુશબોદાર વસ્તુઓ ( સુખડ, લોબાન, અગર, વિગેરે ) ની સુગંધને પાથરે છે તે તરફ દેવો, પરીઓ, તથા જાદુગરોને હજારગણા મારનાર તરીકે આતશ સામે જાય છે (યાને તે બાજુની નજીસાત, બદબો, તથા ખરાબ હવાને હાંકી કાહાડે છે). હોરમજદ યશ્તના ફ. ૧૧ માં હોરમજદ જરથોશ્તને જણાવે છે કે જો તાહારે દેવોની, બુરા માણસોની, તથા બીજી બુરી શક્તિઓની ખરાબીઓના તોડનાર થવું હોય; જો પોહોળા, ઉંચા, ઉંચે ઉઠાવેલા વાવટાઓવાળાં લશ્કરોની ખરાબીઓના તોડનાર બનવું હોય, તો મારાં નામો મનમાં યાદ કરીને દરેક દિવસ અને રાત્રિએ માહોટે સાદે ભણવાં; અને બેહેરામ યશ્ત, કરદા ૧૬, માં છે કે માંથ્ર કલામો ફતેહને માટે એજમતી છે અને ઉંચે ધરેલાં હથિયારને હઠાવીને વગર અસરનું બનાવે છે; વળી એ યશ્તના ૧૭ મા કરદામાં કહ્યું છે કે અગર પાક દીલથી બેહેરામ યજદની લાયક ઈજશને કરવામાં આવતી રહે તો ઇરાન (અઇરય) દેશો તરફ નહી આવી શકે

દરદ, સંકટ, ને કપટ કે નહી આવી શકે (દુશ્મનની) ફોજ કે લડાઇનો રથ, કે ઉંચે ઉઠાવેલો વાવટો.

વંદીદાદની ૧૯ મી પરગરદમાં છે કે જરથોસ્તે ગનામીનોને ખબર આપી કે અય બદકાર ગનામીનો! હું દેવના તરીકાવાળી પેદાયશને મારીશ, હું દેવના તરીકાવાળી નસુશને મારીશ, હું મારીશ પરી ખ્નાંથઇતીને, જ્યાંસુધી કે ઉગમણુ દિશા તરફથી, ઉગમણુ દિશાના ભાગો તરફથી, કાંસ્વી નદીમાંથી ફતેહમંદ સોશ્યોસ જન્મશે ત્યાં સુધી. ત્યારે જવાબ દીધો ગનામીનોએ કે, ઓ જરથોશ્ત! મારી પેદાયશને તું ના માર; તું છે પોઉરૂશસ્પનો બેટો, તારી માથી જન્મેલો, તું છોડી દે ભલી માજદયસ્ની દીનને, અને તું મેળવશે તે ફાયદો કે જે વધધન પાદશાહે મેળવ્યો હતો. પરંતુ જરથોસ્તે જવાબ આપ્યો કે ભલી માજદયસ્ની દીનને હું છોડીશ નહી, મારાં હાડકે હાડકાં છુટાં પડી જાય તોય છોડીશ નહી, મારો જાન છુટો પડે યા મારી બુધ્ધિ છુટી પડે તોય નહી. આથી ગનામીનોએ સવાલ કીધો કે મારી પેદાયશને તું કોના વચને મારશે, કોના વચને તું ધિક્કારી કાહાડશે, તથા કયાં નેક બનાવેલાં હથિયારે? ત્યારે જરથોસ્તે ઉત્તર આપ્યો કે હાવન (હોમ સલી કુટવાની હાવની) થી, (હોમ ગાળવાના) તશ્તાથી, તથા હોમથી અને મજદાના કહેલાં વચને કરી (તારી પેદાયશને) હું મારીશ, એ વચને કરી હું ધિક્કારી કાહાડીશ, તથા આ નેક બનાવેલાં હથિયારે કરી; (તે વચન) સ્પીનામીનોએ આપ્યું છે, તે બેકીનાર જમાનામાં બનાવ્યું છે, અને તે નેક હકુમતવાળા અને નેક દાનેશવાળા અમેશાસ્પંદોએ ફેલાવ્યું છે.

મરહુમ મી. ખ. રૂ. કામા આના ઉપર શરેહ કરતાં ખુલાસો કરે છે કે જરથોશ્તે જે હથિયારોનાં નામ દીધાં છે તે ઉપરથી દેખાય છે કે હોમની ક્રિયા ઘણી પુરાણી હશે. તે ક્રિયા કરી હોમનું પાણી પીવાથી માણસોનાં તનમાં પુષ્ટી અને કુવ્વત આવતાં હશે, અને તનદુરસ્તી વધી તો પછી મગજ મજબૂત થાય છે, અને મગજ મજબૂત હોવાથી બદીની રાહથી પરહેજ રેહેવાની તાકાત વધારે રહે છે. અહિયાં અંગ્રેમીનોની રાહે ચાલનારી પેદાયશો તે દર્દ લાવનારા દેવો ગણવા જોઇએ, કેમકે હોમનો અખત્યાર તનદરૂસ્તી આપવાનો છે અને તનદરૂસ્તી આપનાર હકીમનો ખપ દર્દી માણસને વાસ્તેજ પડે છે. મગર એ કરતાં પણ સરસ હથિઆર હોરમજદનાં એક ચોકસ સખુનવાળું છે કે જે સખુન અણહદ જમાના ઉપર હોરમજદે કહ્યો હતો અને તે અહુનવર અથવા યથા અહૂ વઇરયો હતો. અહિંયા અહરેમનની રાહે ચાલનારી પેદાયશથી અનીતિવાળા આદમીઓ સમજવા. જેઓ બુતપરસ્ત હોય, હોરમજદની શિખાડેલી ખરી રાહ ઉપરથી ગરદન ફેરવતા હોય, તેવાઓને રાસ્ત માર્ગે લાવવાને યથા અહૂ વઇરયોનાં સખુન ઘણાં એજમતી ગણવામાં આવ્યાં છે. આ ઉપરથી જણાય છે કે જરથોશ્તે હથિયારમાં હથિયાર સમજાવટનાં રાખ્યાં હતાં. માણસોને હોમની ક્રિયા બતાવી તથા યથા અહૂ વઇરયોનો કલામ શિખાડી, તેઓને આડે માર્ગથી ફેરવી નેક રાહ ઉપર લાવવાની ઉમેદ જરથોશ્ત સાહેબે રાખી હતી. બુરાં માણસોની સામેનું મોહોટું કારગર હથિયાર જરથોશ્તના હાથમાં યથા અહૂ વઇરિયોની બંદગી હતી, કે જે ભણવાથી એઓને જોઇતી હિમત આવતી હતી.

આ બાબતમાં એરવદ ફીરોઝશા મસાની એવો ખુલાસો આપે છે કે 'દેવો', એટલે સહુથી સીઆહમાં સીઆહ જાદુ ચલાવનારાં અને અતિ-ઘણા ધિક્કારને લાયક રાક્ષસી ખવાસવાળાં આદમીઓએ ઉત્પન્ન કીધેલી બુરામાં બુરી ધુજનીઓ, અશો પેગમ્બર જરથોશ્ત કેવળ અહુનવરના એક કલામ વડે પૃથ્વી ઉપરથી નાબુદ કરી શકયા હતા.

શત્રુની ફોજોના વાવટા નીચે પડાવવા અને તેઓનાં હથિયારો અકારત બનાવવાં એટલે સદાચારી વિચારો જારી રાખી દુરાચાર હટાડી દેવો; અને એ કામમાં જય મેળવવા માટે દાદાર હોરમજદ તથા તેના ફીરેશ્તાઓનું સ્મરણ કરવું તથા પવિત્ર માથ્ર કલામ ભણવા; તેમજ દુર્ગંધ તથા નુકસાનકારક હવા સ્વચ્છ કરવા વાસ્તે આતશ ઉપર સુખડ, લોબાન, ઇત્યાદિ, સુગંધી પદાર્થો બાળવા;—એ શિક્ષણ આપણને ઉપલાં અલંકારી લખાણોમાંથી ખેંચવાનું છે.

જે કાર્ય માટે જરથોશ્ત રથેશ્તાર હતા તથા વાસ્તરયોશ હતા, તેવાં કાર્ય માટે—તેવાં હેતુ સારૂ, હરેક જરથોશ્તીએ રથેશ્તાર (લડવૈયો) અને વાસ્તરયોશ (ખેતીકાર) બનવું જોઇએ. આ હરેકની ફરજ છે, હરેકનો ધર્મ છે. યાદ રાખો કે આપણી દીનના કલમામાં આપણે દરેક જણ પવિત્ર કબુલાત આપીએ છીએ કે જેવી રીત ધરાવતો જરથોશ્ત હતો તેવી રીત ધરાવતો હું છું, અને જેવી રીતે એઓએ દેવોની સરદારીનો તુચ્છકાર કીધો હતો તેવી રીતે હું, જે મજદાનો પરેસ્તાર જરથોશ્તી છું, તે એવી સરદારીને તુચ્છકારનાર છું (બીજા બોલોમાં, દુરાચારી વલણો અને મનોવૃત્તિની સામે

થઇ ખુદાનો પરેસ્તાર અને અશોઇનો પાળનાર થવાને બંધાઉં છું).

૨૦ મી જુન ૧૯૧૦ ના દિવસે મરહુમ શેઠ નોશરવાનજી માણુકજી કુપરે લંડનના હોબર્ન રેસ્ટોરાંમાં જરથોશ્તી તથા યુરોપીયન બાનુઓ ને ગ્રહસ્થોનો એટ હોમ મેળાવડો કીધો હતો, ત્યાં રેવરંડ જેમ્સ હોપ મોલ્ટન, ડી. ડી., એ એક ટુંક વિવેચન કરતાં ખુલ્લા દીલે જણાવ્યું કે "હું જરથોશ્તને ખરેખરો ( in very truth ) ખુદા તરફનો મોકલી આપેલો એક પેગમ્બર ગણું છું. એટલા આગલા કાળમાં એણે જાહેર કીધેલી દીનની બુલંદી તથા પકવતા કાંઇ એવાં છે કે આપણને અતિશય અચંબો લાગે છે. એનું ખુદાની પુરેપુરી એકતાનું શિક્ષણ જુઓ. જયારે ઇસરાએલ કોમ સુદ્ધાં બીજા ખુદાઓની હસ્તિ ના પાડવાને શિખી નહી હતી, મગર બીજી પ્રજાઓના દેવતાઓ કરતાં એઓનો જીહોવા વધારે બળવાન હતો એટલોજ દાવો કરતી હતી, ત્યારે સઘળાં ચૈતન્યો ( spirits ) ને તેઓને અપાયલા ખુદાઈ પદ ઉપરથી પદભ્રષ્ટ કરી જરથોશ્તે ભલી રૂહાની શકિતઓને યજદોના, અને બુરાઇવાળી શક્તિઓને દેવોના મરતબે મુકયા."

પેગમ્બર જરથોશ્તને આવી જવાને હજારો સાલ થઇ ગઇ છે. જરથોશ્તી ટોળો એ લાંબા અરસા દરમ્યાન ઘણાએક વમળોમાંથી પસાર થયો છે, અને તેથી કુદરતી રીતે વખતના વેહેવા સાથ જરથોશ્ત સાહેબનાં ફરમાનોનું જ્ઞાન તેમજ પાલન આપણા ફીરકામાંથી મોહોટે દરજ્જે કમી થતું ચાલ્યું છે.

આપણાં માથે જ્યારે આપણા પોતાના જરથોશ્તી રાજ-પતિઓ હતા અને આપણી શેહેનશાહતો હતી, તેવા વખતે પણ માની અને મજદક જેવા ફરેબીઓના ફોસલાવનારા ફાંદા અને ફતવાઓ, અને તે ઉપરાંત દીન દુશ્મનોના વધતાં ઓછા ફતેહમંદ હુમલાઓ, વિગેરે, કારણોને લીધે ઘણાંએક લોકના જીગરમાંનો જરથોશ્તી મજહબનો અગ્નિ થંડો પડી ગયો હતો અને ઘણાંઓએ જરથોશ્તી તરીકતથી ઉલટી રાહ અખત્યાર કીધી હતી.

મી. આર. બોસ્વર્થ સ્મીથનું આ તદન વાજબી અવલોકન છે કે "હરએક માણસાઇ સંસ્થાને, ખુદ ધર્મને પણ, મનુષ્યથી તેના ઉપર અસર થઈ શકે તેટલા પ્રમાણમાં, અનિવાર્ય સડો લાગવાનું જોખમ રહે છે. અને તે ધર્મ જેટલો વધારે ચોખ્ખો તેટલી વધુ હીણપસ્તી, જગત, જે એ ધર્મની નથી, તેની સાથેનો સમાગમ તેના ઉપર નિશ્ચય લાવવાની. આ કારણના લીધે, જે કોઇ ધર્મ ફરીની રચના માટે વાટ જોતો ન હોય તેણે આખરે તણાઇ જવાની આશા રાખવી. ખ્રીસ્તી મહજબે ક્રાઇસ્ટનાં કેહેણ અને ક્રાઇસ્ટના જીવન તરફ ફરી ફરીથી વલણ લઇ લઇને પોતાનામાં હંમેશા સુધારો કર્યા કીધો છે તથા કાળના છેવટ સુધી કર્યા કરશે."

મુહમ્મદ પેગમ્બર સાહેબને પકકી આશા હતી કે પુખ્ત સમય આવી લાગતાં એની પાક દીનને સજીવન કરનાર કોઇ લાયક નર બહાર આવવાનોજ. મીશ્કાતુલ મસાબીહમાં બ્યાન છે કે એ નબી સાહેબે એક રોજ અબુ હુરેરાને કહ્યું કે દર સો સાલ ગુજરતાં માહારી કોમને વાસ્તે

અલ્લાહ એક મર્દને ખસુસ મોકલતો રહેશે કે જે માહારી દીનને સજીવન બનાવતો રહે.

ઇરાનના મુલકમાં યુનાનીઓ તથા પારથ્યનોની ચડતીના વખતમાં પારસી પ્રજાનો ઘણો ભાગ એક ખુદાને માનવાના એતેકાદથી વેગળો ગયો હતો અને જરથોશ્તી ધર્મ શિક્ષણ તરફ બેદરકારી રાખતો થયો હતો. પારથ્યનોમાં જો કે વલ્ખશ (વોલોજીઝીસ ધી ફરસ્ટ) જેવા ચુનંદા મજદયસ્નીં રાજપતિઓ થઈ ગયા છે, તોય એ લોકે ઘણી રવેશે પાક મજદયસ્ની જરથોશ્તી દીનમાં બગાડો થવા દીધો હતો. શીકંદરના વખત પછી અવસ્તાનાં લખાણો જે વેરવિખેર થઇ ગયાં હતાં તેનો, તેમજ એને લગતાં સર્વે પ્રકારનાં બીજાં લખાણોનો, એ વલ્ખશ પાદશાહે સંગ્રહ કરાવ્યો અને સજીવન કરવાના બીજા બનતા ઉપાયો કામે લગાડયા.

છેલ્લા પારથ્યન શેહેનશાહ અર્તબાનુશના વડપણતળે પાપક બાદશાહ રાજ ચલાવતો હતો. આગલાં હખામનીશી શાહનશાહી કુટુંબના એક શાહજાદાએ પડતીના વખતમાં હિંદુસ્થાન તરફ જઇ વાસો કીધો હતો, તેનો નબીરો સાસાન પાપકની નોકરીમાં પોતાનું શેહેનશાહી તુખમ છુપાવીને રહેલો હતો. પાછળથી કોઈ રીતે બાદશાહને સાસાનના બુલંદ તુખમની જાણ થઇ, ત્યારે તેણે પોતાની બેટી સાથે તેની શાદી કરી, તેને મોહોટો મરતબો આપ્યો. એ શાહજાદીએ એક બેટાને જન્મ આપ્યો જેનું નામ અર્તક્ષત્ર અથવા અર્દશીર પાડયું. બાદશાહ પાપકે આ બચ્ચાંને કેળવણી આપવામાં કશી બાકાત રાખી નહી, અને પોતાના પેટે કોઇપણ બેટો ન હોવાથી એને દત્તક કરી લીધો.

પાપકના મરણથી તેની ખાલી પડેલી પાર્સની ગાદી ઉપર બેસવાનો અર્દશીરને હક હતો, પણ અર્તબાનુશ શેહેનશાહે એને ગાદી લેવા દીધી નહી. આથી અર્દશીરને મહા ક્રોધ ચડયો. અર્દશીર એ વેળા અર્તબાનુશના દરબારમાં રહેતો હતો ત્યાંથી એકદમ પાર્સ જવા તે નીકળી પડયો. શેહેનશાહે એની પુઠ પકડાવી, પણ એ હાથમાં આવ્યો નહી. પારસીઓએ પોતાના હખામનીશી શેહેનશાહોની ઓલાદથી ઉતરી આવેલા અર્દશીર ઉપર મોહોટી ઉમેદો બાંધી હતી. કેટલાક ખાનદાની અને બહાદુર પારસી વીરાઓ એને મળવા દોડયા, અને પોતાની સેવા તેમજ બીજું સર્વસ્વ એને અર્પણ કર્યાં. બનાક સરદાર પાંચ પહેલવાની પુત્રો તથા કેટલીક શુરી સેના સાથે અર્દશીરને જઈ મળ્યો. આ મેળાપની જગોએ અર્દશીરે રામેશ્ને અર્તક્ષીર નામનું શેહેર વસાવ્યું. જ્યારે દરીયાકાંઠા તરફ એ સલામત જઇ પુગ્યો ત્યારે એણે દાદાર હોરમજદની સેતાયશ કીધી. આયંદે શેહેનશાહ અર્તબાનુશ સાથે એ જંગમાં ઉતર્યો, અને હોરમઝનાં મેદાનમાં આ પારસી શાહજાદાએ પાર્થીયનોને ઇ. સ. ૨૨૬ ની સાલમાં જબરી શીકસ્ત આપી, તેઓની શાહાનશાહતનો અંત આણ્યો.

કુરદીસ્તાન, બેબીલોન, હિંદુસ્થાન, અને સ્કીથ્યન મુલ્કો અર્દશીરે જીતી લીધા. ત્યાર બાદ રોમ તરફ એણે નજર દોડાવી. ચારસો કદાવર અને દમામદાર પારસીઓને ચુનંદા ઘોડાઓ, ઉમદા શસ્ત્રો તથા મુલ્યવાન પોશાકથી સજ કરી, રોમના શેહેનશાહ એલેકઝાન્ડર સીઝેરસ ઉપર એક ફરમાનનામું આપી તેઓને મોકલ્યા, જે ફરમાનનામામાં આ વીર

નર પારસી પાદશાહે રોમનોને તાકીદ ફરમાવી કે “ ઠેઠ પ્રોપોન્ટીસ અને ઈજીયન સમુદ્ર સુધીના એશીઆ ખંડના તમામ મુલ્કો ઉપર પારસી ક્ષત્રપો હકુમત ચલાવતા હતા. જ્યારે છેક ઇથ્યોપીઆ સુધીના આફ્રીકા ખંડના દેશોએ તેઓની સાહેબી કબુલ કીધી હતી. એ સરજમીનો ઉપરના પારસીઓના હકો ઉપર ત્રાપ પડી હતી, પણ તેઓ કંઈ નાશ પામ્યા નથી અને જ્યારે શેહેનશાહી નસલની બરકતથી અને બહાદુરીભરેલી ફતેહોથી ઇરાનનું તાજ હમારે માથે મુકાયું છે, ત્યારે હમારા દરજ્જાની પેહેલી ફરજ એ છે કે હમારી સલ્તનતને તેની અસલ જાહોજલાલી તથા તેના અસલ વિસ્તારે હમો પહોંચાડીએ. તેટલા માટે હમો મહાન શાહનું આ ફરમાન છે કે રોમનોએ અસલી પારસી શેહેન-શાતના તમામ મુલ્કોમાંથી એકદમ ઉઠાંગરી કરી ચાલતા થવું અને યુરોપમાંની પોતાની સલ્તનત ઉપર સંતોષ પકડવો. ” ( જુઓ ગીબનનું પુસ્તક Decline and Fall of The Roman-Empire, પ્રકરણ આઠમું ).

રોમનોએ અર્દશીર સામે લડવાની તૈયારીઓ કરવા માંડી, મગર આ વીરલો પારસી અર્દશીર મારતી કુચો કરી પોતાની શુરી સેના લઇને તેઓ ઉપર ધસારો લઈ ગયો અને ફટકાઓ ઉપર ફટકા લગાવી એશીઆ લગભગ સમુ-ળગું છોડી જવાની એણે તેઓને ફરજ પાડી.

આ પ્રકારે પારસી પાદશાહીનો ડંકો વાગતો કીધા પછી એણે પોતાની બોહોળી શેહેનશાહતમાં હર તરેહના સુધારા વધારા કરવા માંડયા. તેમજ ખાલેસ જરથોશ્તી દીન જે વખતના વમળથી ચુથાઇ જવા પામ્યો હતો, તેને પરહે-

જગાર અને દાના દસ્તુર તન્સરની મદદથી પાછા તેના અસલ નિર્મળ રૂપમાં લાવવાને એણે પ્રયોજન કરવા માંડયું, એકઠા કરેલા અવસ્તાનો પેહેલવી જબાનમાં તરજુમો તથા શરેહ કરાવવા માંડ્યાં, ઠેકાણે ઠેકાણે એબાદતખાનાઓ તથા પુસ્તકાલયો સ્થાપ્યાં, એ ઉપરાંત અશો પરહેજગાર ધર્મ-ગુરૂ અરદાવિરાફને આશરો અને ઉત્તેજન આપ્યાં, તથા તે અશો દસ્તુરની અદભુત શક્તિઓ જોવા જાણવાની લોકોને તક કરી આપી; અને આવી આવી રીતે જરથોશ્તી દીનના ઉપર પ્રજાની આસ્થા એણે મજબૂત રીતે સજીવન કીધી. એ નામવર પારસી પાદશાહે એવો હુકમ કીધો હતો કે હમારી પછી મજદયસ્નની દીનને લગતાં બીજાં લખાણો મળી આવશે કે જેની હમણાં કશી ખબર તથા બાતમી મળી આવતી નથી, તેને પણ એ પ્રમાણે જાળવી રાખવાં.

જ્યારે આ શુરા અને ધર્મિષ્ટ શહેનશાહની ઉમર ૭૮ વર્ષની થઇ ત્યારે તે બીમાર પડયો. એણે હુકમ કીધો તેથી એનો વારસ બેટો શાપુર એની આગળ ગયો, જેને એણે નસીહત કીધી કેઃ– ઓ બેટા! હરગીજ તું આ વાત ના ભુલતો કે એક રાજ્યકર્તા તરીકે તું તારી દીન તેમજ તારાં દેશ એ બેઉનો રક્ષક અને નિગેહબાન છે. દરગાહ અને તખ્ત એકમેકથી જુદાં ન પડે એમ સમજતો રહેજે. ધર્મ અને પાદશાહી એકમેકમાં એવાં ભેળાઇ જાય છે કે ગોયા બન્નેએ એકજ ચાદર ઓઢી છે. પાદશાહી તખ્ત વગર દીન કાયમ રહેતો નથી, તેમજ દીન વગર પાદશાહી પણ કાયમ રહે નહી; એ બન્ને એક બીજા સાથે વણાયલા બે રેશમી કાપડના તાકા છે કે જે ડહાપણવાળા પાદશાહની

આગળ લાવી મુકવામાં આવ્યા છે. દીનને પાદશાહની જરૂર છે, તેમજ દીન વગર પાદશાહની તારીફ હોઈ શકે નહી.

ચુનાન દીનો શાહી બ યક દીગરન્દ,
તો ગૂઇ કે દર ઝીરે યક ચાદરન્દ.
ન બી તખ્તે શાહી બુવદ દીન બજાય,
ન બી દીન બુવદ શેહરયારી બપાય.
દો દીબાસ્ત યક દર દેગર બાફતહ,
બર આવર્દહ પીશે ખેરદ યાફતહ.
ન અઝ પાદશાહ બીનેયાઝસ્ત દીન,
ન બી દીન બુવદ શાહરા આફ્રીન.

ઇ. સ. ની ત્રીજી સદીમાં માની નામના એક શખ્સે બુદ્ધિસ્ટ, ખ્રિસ્તી, તથા બાબીલોનીઅન ધર્મોનાં મિશ્ર સિદ્ધાંતોનો એક ધર્મ ઇરાનમાં ઉત્પન્ન કીધો હતો, જેણે રોમન શેહેનશાહતમાં પણ પગ પેસારો કીધો હતો; અને એ શેહેનશાહતના જાણીતા રાજપતિ કોન્સ્ટન્ટાઇનને મ નીકીઅનોની સામે સખ્ત પગલાં ભરવાની ફરજ પડી હતી. અર્દશીરના બેટા શાપુરે માનીને દેશનીકાલ કીધો હતો અને જરથોસ્તી દીનની જાળવણી કીધી હતી. પાદશાહ હોરમજદના બેટા શાપુર ઝુલ અકતાફના હુકમથી એ માનીને શુળીએ ચહડાવવામાં આવ્યો હતો.

આ માની ચીતારા તરીકે બહુ જાણીતો થયો હતો, અને ગાયનકળામાં પણ પ્રવિણ હતો. છેલ્લાં એકવીસ વર્ષ દરમ્યાન મધ્ય એશીઆ ખંડમાં કેટલાક અઠંગ મુસાફરો અને વિદ્વાનોએ શોધખોળો કરવા માંડી છે, જેનાં પરિણામમાં

ઇરાન્યન તથા તુરકી લીપીઓમાં લખાયલા બે હજાર માની-કીઅન હસ્તલેખોના નાના પુરજાઓ તુરફાનમાં, મુખ્ય કરીને ખોચોનાં ખંડિયરોમાંથી, હાથ લાગ્યા છે.

મધ્ય એશીઆમાંથી આગલા જમાનાઓની વસ્તુઓ, ચિત્રો, હસ્તલેખો, વિગેરેની શોધો કરવાનું કામ અને એ લેખો ઉકેલી તેઓનાં ભાષાંતરો કરવાનું કામ બહુ આગળ વધ્યું છે. એ મહા ઉપયોગી કામની પેહેલ ડૉ. સ્વેન હેડીને સને ૧૮૯૪ થી ૧૮૯૬ સુધીમાં કીધી હતી, અને તેની પૂઠે રશીઆ અને ફીન્લેન્ડના કેટલાક મુસાફરોએ ખંતથી એ કામ હાથ ધર્યું. પરંતુ જ્યારે સુપ્રસિદ્ધ મુસાફર ડૉ. સર ઑરેલ સ્ટેઇને ૧૯૦૦–૧ ની સાલોમાં પુર્વ તુર્કસ્તાનના દક્ષિણ તથા નૈઋત્ય ભાગોમાં શોધખોળો ચલાવવા માંડી ત્યારે પુરાણા સુધારાનાં મોન્યુમેન્ટો અને દસ્તાવેજો, જે જમાનાઓની રેતી તળે દબાઇ રહેલાં હતાં, તેની આશ્ચર્ય પમાડે એવી શોધો થઇ.

આની પૂઠે ૧૯૦૨–૩ માં બરલીન શહેરનાં એથ્નો-લૉજીકલ મ્યુઝીયમ તરફથી પૂર્વ તુર્કસ્તાનના વાવ્ય પ્રાંતમાં શોધો ચલાવવા પ્રોફેસર ગ્રુયનવેડેલ અને ડૉ. જી. હયુથની સરદારી તળે એક ટોળકી મોકલવામાં આવી, તેમજ ૧૯૦૪-૫ માં એક બીજી ટોળકી ડૉ. વૉન લ કૉકના, ૧૯૦૫–૭ માં ત્રીજી ટોળકી ગ્રુયનવેડેલ અને લ કૉકના, તથા ચોથી ટોળકી ૧૯૧૩–૧૪માં ફરીથી લ કૉકના તાબા તળે મોકલવામાં આવી.

કાશગર અને ખોતન તરફ સર ઑરેલ સ્ટેઇનનાં એક્સ્પીડીશને જેવી હેરતમંદ શોધો કરી છે તેવી નાદર શોધો તુરફાન તરફ બરલીનવાળી પ્રશીયન ટોળકીઓએ પણ

બજાવી છે, અને પુષ્કળ હસ્તલેખો નવનવી ભાષાઓ અને દસ્તખતોમાં લખાયલા જડી આવ્યા છે.

પ્રશીયન ટોળકીઓએ સંગ્રહ કીધેલો આ કિંમતી ખજાનો બરલીનનાં એથ્નોલૉજીકલ સંગ્રહસ્થાનમાં સાચવી રાખ્યો છે અને લેખો તથા દસ્તાવેજો ઉકેલવા તથા તેઓની અને ચિત્રો વિગેરેની નકલો ઉતારવા ઘણાએક કાબેલ વિદ્વાનો રોકાયલા છે. એમનાં પરિશ્રમોનાં પરિણામો વખતો વખત "Ergebnisse der Kgl. preussichen Turfan Expeditionem" (બાદશાહી પ્રશીયન તુરફાન એકસ્પીડીશનનાં પરિણામો ) ના મથાળાં તળે પ્રગટ કરવામાં આવે છે.

આ લેખોમાંથી આપણા પારસી પાદશાહોના વખતનું પારસીઓને પુષ્કળ જાણવાજોગ મળી આવવા વગર રહેશે નહિ એવી મારી માન્યતા છે.

સાસાનીઅન પાદશાહ શાપુર બીજાની બાંહેધરી હેઠળ અવસ્તા તથા તેનાં પેહેલવી ભાષાંતરોના અભ્યાસ તથા શરેહોનું કામ ફરીથી ઉપાડી લેવામાં આવ્યું હતું, તથા એણે રૈયતને અવસ્તાના કાનુનો પ્રમાણે વર્તવાને ફરમાવ્યું હતું. આ શુભ કામમાં એ રાજપતિને દસ્તુર આદરબાદ મારેસ્પંદથી ઘણો ટેકો મળ્યો હતો.

ચીતારા માનીના* કરતાં વધારે ફિત્નેઅંગેજ અને

---

* માનીના ફતવાઓ જરથોસ્તી ધર્મનાં સિધ્ધાંતોથી કેટલા ઉલટા હતા તેનો ખ્યાલ પ્રો. ડારમેસ્ટેટેએ "સેક્રેડ બુક્સ ઓફ ધી ઇસ્ટ" ના ૪ થા વોલ્યુમની પ્રસ્તાવનાના ૪૧ મા પાને નીચે પ્રમાણે જે લખ્યું છે તેના ઉપરથી જણાઈ આવશેઃ-"Like Mani, Christian teachers held the single life holier than the state

ફરેબી ફતવાઓ છઠી સદી ( ઇસ્વી ) ની શરૂમાં નીશાપુરના એક રહીશ મજદકે ફેલાવવા માંડયા હતા, અને તેથી ઘણા-એક જરથોશ્તીઓનાં મન ભમાઇ ગયાં હતાં.

એનો એવો ફતવો હતો કે ખુદાથી સઘળાં માણસો એકસરખી પંક્તિએ જન્મ લીએ છે, અને કોઇપણ જણ પોતાની સાથે બીજાઓ કરતાં જાસ્તી માલમતા ધરાવવાનો હક લઇને નથી આવતું; લગ્ન તેમજ માલમતાની માલેકીપણું એ ખુદાની મરજી ઉપરાંત માણસોએ બનાવેલી અવસ્થાઓ છે; ખુદાની મરજી તમામ સારી વસ્તુઓ બધા માણ-સોમાં સરખી રીતે વહેંચવાની છે; અને અમુક માણસ અમુક સ્ત્રી ધરાવે તે ખુદાની મરજી વિરૂદ્ધનું કામ છે. વ્યભિચાર, નજદીકનાં સગામાં અનીતિ વેહેવાર, ચોરી, એ ગુનાહો છેજ નહીં એવો નિર્લજ ઉપદેશ આ મજદકનો હતો.

એના ફરેબથી ઘણાએક જરથોશ્તીઓ પોતાની પાક દીનથી ફર્યા અને એનાં દુષ્ટ પણ લલચાવનારાં ફરમાનો અંગીકાર કીધાં. નોશેરવાન અદલનો બાપ પાદશાહ કોબાદ પણ એની જાળની અંદર પડયો, અને એ ફરેબી જે કાંઇ એને કહેતો તે એ કરતો. આખરે એક દિવસ નાની મોહોટી જરથોશ્તી અંજુમન એકઠી થઇ અને એવો ઠરાવ પસાર

---

of matrimony, yet they had not forbidden marriage, which Mani did; they put poor Lazarus above Dives, but they never forbade trade and husbandry which Mani did; and, lastly, they never prohibited the eating of flesh, which was one of the chief precepts of Mani."

કીધો કે જ્યાંસુધી શાહ કોબાદ છે ત્યાં સુધી નાપાક મજદક હાથ આવનાર નથી, વાસ્તે કોબાદને પેહેલાં ઠાર કરવો જોઇએ.

નોશેરવાન રાજગાદીએ આવતાં તેના હુકમથી નજદીક એંસી હજાર મજદકીઓને એક દિવસમાં કતલ કરવામાં આવ્યા. જેઓ બચ્યા તેઓને પાદશાહે માફી બખ્શી, અને આ પછી નાપાક મજદકી ધર્મ નાબુદ થયો.

એ પૂન્યવાન ને ઇન્સાફી નોશેરવાન, જેને યુરોપીયન ઇતિહાસકારો ખોસરોસ ધી ગ્રેટના ઇલકાબથી લખી ગયા છે, તેનાં બરકતી નામ અને ગુણગાનથી કયો પારસી અજાણ, અજ્ઞાન હશે ? નોશેરવાન અદલનું નામ આપણાં બચપણથી આપણને જાણીતું અને વહાલું છે. એ પનોતા પાદશાહના જમાનામાં ઇસ્લામી પેગમ્બર સાહેબ હજરત મહમ્મદ જન્મ પામ્યા હતા તેથી તેઓ હરખમંદ હતા, અને પોતાની હદીસે શરીફમાં ફરમાવ્યું છે કે " અના વુલીદ તોફી જમાનીલ મલીકીલ આદીલે નૌશીરવાન, " યાને કે હું ( પેગમ્બર મહમ્મદ ) પેદા થયો ઈન્સાફી પાદશાહ નૌશીરવાનના અમલમાં. વળી ઇસ્લામી શાએર મુનશી સલીમીએ આ બાબત નીચે મુજબ બેતબાજીમાં જણાવી છેઃ—

દર જમાને શાહે સતુદે સચર
આદીલો બાજીલો હુનર પરવર
યાને નૌશીરવાન એબ્ને કોબાદ
દાદે મજલુમો બેકસાન બી દાદ
વાહ કે પૈગમ્બરે મુસલમાનાન
શુદ તવલ્લુદ બ અહદે શાહે કયાન

દર કેતાબે બ્યાને મોલુદશ
હસ્ત મરકુમ હાલે મસઉદશ
હમ બ કોતબે હદીસ હસ્ત ખબર
ગો સલીમી બ કોલે પયગમ્બર

(અર્થઃ–નેક અને તારીફ લાયક પાદશાહના જમાનામાં કે જે પાદશાહ આદેલ, સખી અને હુનરપરવર હતો. તે કોણ એટલે કે નૌશીરવાન, કોબાદનો બેટો, જે ગરીબોની દાદ અને લાચારોની ફરિયાદ સાંભળતો હતો. આફ્રીન કે મુસલમાનોના પેગમ્બર આ કીયાની પાદશાહના જમાનામાં પેદા થયા. તેમના (હજરત મહમ્મદના) જન્મારાનાં બ્યાનની કીતાબમાં પણ એની (નૌશીરવાનની) ખબર આપેલી છે. અય સલીમી, તું પણ પેગમ્બરના કહ્યા પ્રમાણે બોલ.)

એ અદલ પાદશાહે મજદકી દોર તોડયા પછી અશો જરથોશ્તી દીનને લગતાં વિદ્વતા ભરેલાં પુસ્તકો પેહેલવી, પાજંદ તથા ફારસીમાં કાબેલ દસ્તુરોની પાસે લખાવ્યાં હતાં.

આ દાખલાઓ મી. બોસ્વર્થ સ્મીથનું કહેવું ખરૂં પાડી આપે છે કે દુન્યાના સમાગમથી સ્વચ્છમાં સ્વચ્છ દીનને પણ સડો લાગવાનો ભય રહે છે તથા જે ધર્મ ફરીની રચના માટે વાટ ન જોતો હોય તેણે આખરે તણાઇ જવાની આશા રાખવી. વેદાંત, બુદ્ધીઝમ, ક્રીશ્ચીએનીટી, બાહીઝમ, વિગેરેની અસર તળે જરથોશ્તીઓ કોઇને કોઇ રીતે આવતા રહેવાથી હમણાના કંઈ એક જરથોશ્તીઓના બાબમાં અસલ જરથોશ્તી એતેકાદ ઉપર બીજાં યકીનોનાં પડો ઓછાં વધતાં બાઝેલાં તેઓના આચાર વિચાર તથા લખાણો આપણને બતાવી

આપે છે.* શેઠ હોરમસજી જે. ભાભાએ ૧૯૨૩ માં એક ભાષણમાં કહ્યું છે કે આપણા પુરાતન મજહબ તરફની આપણા કેળવાયલા જવાન પુરૂષોની બેદરકારી સઘળા વિચારશીલ શખ્સોનું ધ્યાન ખેંચે છે, અને ધાર્મિક સજીવનતા ( a religious revival ) ની બહુ તાકીદની અગત્ય છે.

બાબત આમ હોવાના સબબે માહારી અદના, મગર ઉંડાં દીલની, સુચના એ છે કે Back to Zoroaster, Back to Zoroaster નો ઉલટભર જંગી પોકાર ઉપાડી લઇને, માજદયસ્ની જરથોશ્તી દીનના ખાલેસ એતેકાદ તરફ સર્વે હમજાતનાં ચિત્ત અને ચેતન પાછાં દોરવવા અને ચીટકાવવા સારૂ આપણા દસ્તુરો, દાવરો, અને અન્ય વિદ્વજનોએ બહુ ખંતીલી કોશેશો અવશ્ય કરવીજ જોઇએ.

ગમે એવી તેજી તરવાર પણ વખતો વખત સાફ ન કર્યા કરો તો આબ ગુમાવશે અને કટાઈ જશે.

મહાન ભાષાશાસ્ત્રી પ્રોફેસર મેકસમ્યુલરે સાચું કહ્યું છે કે જારીને જારી સુધારા સીવાય, એટલે કે મુળ કારણ ભણી નિરંતર પુનરાગમન વીના, દરેક ધર્મ, ગમે એટલો સ્વચ્છ, ધીમે ધીમે ભ્રષ્ટ થવાનોજ.

---

* ઘણા પારસીઓ, જેઓ વળી પોતાને ઓરથોડોકસમાં ખપાવવાની હિમત કરે છે, તેઓ હાલમાં બુદ્ધીઝમ તથા હિંદુઇઝમ ભણી ઘણા ઢળેલા છે અને તેના સિદ્ધાંતો મારીમચડીને ઝોરાસ્ટ્રીએનીઝમને લાગુ પાડવાના પ્રયત્નો કરી રહ્યા છે. એવા પારસીઓ સામે પારસી કોમને ચેતવવા વાસ્તે મરહુમ મી. મોલ્ટને " ધી ટ્રેઝર ઓફ ધી મેજાઇ " નાં પાચમાં પ્રકરણમા જોશભેર ચેતવણીનું રણશિંગડું ફુંક્યું છે.

હા, ફરી આપણુને જોઇએ છે એક નવરોજી ફરદુનજી, એક ખ. રૂ. કામા. હા, હું એમ પણ કહીશ કે ફરી આપણુને જોઇએ છે એક છટાદાર વક્તાબાજ દીનચુસ્ત મનસુખ, કે જે આપણુને ફરી એકવાર જરથોશ્ત અને તેની પાક દીન તરફ આકર્ષી લઇ જાય.

ગેબનો જાણુનાર તો હરવેસ્પઆગાહ મજદા અહુરા છે, મગર ઘણાઓ એવું માને છે કે હાલના કહેવાતા સાયન્ટીફીક જમાનામાં બધી રીતની એવી ગંજાવર પાયા ઉપર બરબાદી ચાલી રહી છે, કે લોકોને ખરી રાહ ઉપર ફરીથી ચલાવવા માટે ખાસ રાહબર તરીકે મહાન સઓષ્યન્ત નર બેહરામ વરજાવંદ સાહેબ થોડા વર્ષમાં જન્મ પામનાર છે (જુઓ ફ્રેશોગર્દ ચોપાન્યાનો ૧૯૨૨ નો સાલગ્રેહ અંક, પાનું ૧૧૯ મું ).

## વિષય બીજો.

# અવસ્તાનું ઘણું એક લખાણ અલંકારી હોવાથી ને સમજવાની મુશકેલી તથા કેટલાંક ભેદી લખાણના જાણવાજોગ ખુલાસા.

અવસ્તામાંનું ઘણુંએક લખાણ કાવ્યરૂપ તથા અલંકારી છે, અને એમાંની ભાષા એટલી બધી પુરાણી છે કે તેની વિલક્ષણ ઈસ્તલાહ અને વાકયાલંકાર સમજવાને બિકટ પડે છે તથા ભાષાંતર કૃર્ત્તાઓને હંફાવે છે.

એક દ્રષ્ટાંત લઈએ. ઉસ્તવદ ગાથા ૪૪, ફ. ૧૮માં* જરથોસ્ત સાહેબ પોતાની અશોઈ ભરી જીંદગીના અવેજમાં હોરમજદ પાસેથી પોતાને વાસ્તે "દસા અસ્પાઓ અર્શનવઈતીશ ઉશ્ત્રેમચા" માગે છે. આનો અક્ષરે અક્ષર અર્થ કરીએ તો એમ થાય છે કે એઓ સાહેબ દશ હમે-

* લૉરન્સ એચ. મીલ્સ આ ફકરાનો તરજુમો નીચે પ્રમાણે કરે છે:—

This ask I Thee; with truth, Ahura, tell me,
How through Thy Right for me that prize to merit,
Ten mares male-mated, and with them the camel ?
Since it was shown to me for Deathless Welfare,
How as Thine offering I both may give.

લદાર ઘોડીઓ તથા એક ઉંટ ઈનામ તરીકે ખોદા પાસેથી માગે છે. શેઠ પાહલનજી બરજોરજી દેસાઇ "પુરાતન જમાનાના પારસીઓ" નામની પોતાની ચોપડીમાં જણાવે છે કે હજરત જરથોસ્તના સખુનો ઉપરથી બે વાત સીદ્ધ થાય છે, એક એ કે ઈજદો વિગેરેને ઘોડા અને ઉંટ જેવાં પ્રાણીઓના ભોગ આપવામાં આવતા હતા, અને બીજી એ કે પ્રાણીઓને જબે કીધા પછી તેમનું ગોશ્ત ચોકસ રીતે વહેંચી આપવામાં આવતું હતું. શેઠ મેહેરજી પાલણજી માદન યજશ્નને અને ગાથાઓના હાર્લેના ફ્રેંચ તરજુમા ઉપરથી કીધેલાં ભાષાંતરમાં એક ફુટનોટમાં સમજણ આપે છે કે ક્રિયાની ભેટો માટે જે જરૂરનું છે તે જરથોશ્ત માગે છે. આ બેઉ અવસ્તાના વિદ્વાન અભ્યાસીઓના આ ખુલાસા કે અનુમાન સ્વીકારી લેતાં આપણને કુદરતી આંચકી આવે છે. મહા દાનાવ અને અશો પેગમ્બર સાહેબ દાદાર હોરમજદ પાસે ઇનામમાં અગ્યાર જાનવર અને વળી તેમાંના દશ હમેલસાથનાની માગણી કરે? ના, એમ ન હોય. અહિયાં કોઈ ખાસ ઉપમા કે અલંકાર સમાયલાં જણાય છે. હોરમજદ પાસેથી અશોઇના અવેજમાં તેમજ પોતાના અશો જીવનના વધારા માટે પેગમ્બર સાહેબ પોતાને સારૂ ખાસ આત્મિક બળ માગતા હોવા જોઇએ અને તે બળને એઓએ ભાષાલંકારમાં ઉંટ અને હમેલદાર ઘોડીઓની ઉપમા ( figure of speech, metaphor ) આપેલી હશે.

આ તરેહની ઉપમાઓ યશ્તોમાં ઠામઠામ નજરે પડે છે, અને તે અક્ષરે અક્ષર ન લેતાં તેમાં સમાએલો મર્મ ઉકેલીને સમજમાં લેવાની જરૂર છે. ઝોરાસ્ટ્રીએનીઝમ

એન્શીઅન્ટ એન્ડ મૉડર્નમાં મી. ફીરોઝ શાપુરજી મસાની સમજુત આપે છે તે વાજબી જણાય છે કે યશ્તોમાં જ્યાં એવું આવે છે કે ફલાણા ફલાણાએ અમુક યજદને આટલાં આટલાં પશુઓથી આરાધી ત્યાં એમ સમજવાનું કે તેટલાં બધાં પશુઓનાં ભેગાં બળ જેટલી આત્મિક ખંત સાથની તેની આરાધનાહતી. અવસ્તામાં યશ્ન શબ્દ જ્યાં આવે છે ત્યાં તેનો અર્થ (sacrifice) ભોગ ચડાવવો, જાનવરોને જબેહ કરવું, એવો નથી કરવાનો, પરંતુ ભક્તિ અથવા એકરાગ થવું એવો અર્થ કરવો.

આપણા અથંગ વિદ્વાન શમ્સુલ ઓલમા ડા૦ જીવણજી જ. મોદી એવો ખુલાસો આપે છે કે આ ક્રિયાઓમાં એટલાં પશુઓ લાયક માણસોને બક્ષીસ આપવામા આવતાં હોય. જેમ હાલના આપણા પૈસાના ચલણમાં સોનું, રૂપું, ત્રાંબુ, જુદી જુદી ધાતુઓ વપરાય છે, તેમ આગલા વખતમાં જુદી જુદી કીસમનાં ઢોર વપરાતાં હતાં. એટલા માટે જ્યારે આપણે હાલમાં કોઇ સખી માણસની સખાવત રૂપીઆ યા પૌંડ યા એવા કોઈ બીજા સીક્કાથી માપીએ છીએ ત્યારે અસલી જમાનાઓમાં તે જુદી જુદી જાતનાં જાનવરોથી મપાતી હતી.

સંસ્કૃત પશુને અનુસરતો લાટીન ભાષામાં પીકુ (Pecu) શબ્દ છે જેનો અર્થ ઢોર થાય છે, અને એ મુળ શબ્દ ઉપરથી પીકયુલીયમ (peculium) શબ્દની ઉત્પતિ થઇ જેનો અર્થ ખાનગી મીલકત થાય છે. એ ધાતુ ઉપરથી પૈસા સંબંધી કેટલાક શબ્દો અંગ્રેજી

ભાષામાં ઉત્પન્ન થયા છે, જેવા કે પેકયુલેટ (peculate) એટલે નાણાં ઉચાપત કરવાં અને પીકયુનરી (pecuniary) એટલે નાણાંને લગતું.

એક શખ્સની દોલત આગલા જમાનાઓમાં તેની પાસે જેટલી ઢોરોની સંખ્યા હોય તેના ઉપરથી ગણાતી હતી, તેનો એક દાખલો ઝોહાકનો છ જેને બએવર અસ્પની ઉપમા આપવામાં આવી હતી, કારણ કે એ પુષ્કળ ઘોડાઓનો માલેક હતો. પેહેલવીમાં બએવર અસ્પનો અર્થ દશ હજાર ઘોડા થાય છે.

અવસ્તાનાં લખાણોમાં કેવાં ગુઢ અને અલંકારી અને માત્ર સાદી અકલથી નહી, પણ ખરા કાબેલ જાણકાર ઉસ્તાદ પાસેથીજ સમજ મેળવી શકાય એવાં શિક્ષણો સમાયલાં છે, તેનો હું એક બીજો બહુ જાણવા જેવો દાખલો આપીશ.

વંદીદાદની શરૂમાં એવું વર્ણન આવે છે કે દાદાર હોરમજદે શરૂઆતમાં એકેક પછી સોળ શહેરો પેદા કીધાં અને તે દરએક શહેરની સામે અંગ્રેમઇન્યુએ એકકી ખાસ બદી કે હેરાનગતી ઉત્પન્ન કીધી. હોરમજદ જરથોસ્તને કહે છે કે હું જે હોરમજદ તેણે જગાઓમાંનું તથા શહેરોમાંનું સૌથી સરસ વેહેદાતી નદી આગળનું ઈરાનવેજ પેહેલવહેલું પેદા કીધું, ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમઇન્યુએ અજદાહ અને દેવની રસમની ટાહાડ પેદા કીધી. હું જે હોરમજદ તેણે બીજું (અથવા બીજી વખતે) સૌથી સરસ ગવ જેની રાજધાની સુધ્દ છે તે પેદા કીધું, ત્યારે ઉલટું પુર મરકીવાળા અંગ્રેમઇન્યુએ એક જાતની માંખી જે ગાય વાછરડાંને પીડાકારક છે તે પેદા કીધી. હું જે હોરમજદ

તેણે ત્રીજું સૌથી બહાદુર તથા અશો મર્વ પેદા કીધું, ત્યારે તેથી ઉલટું પુર મરકીવાળા અંગ્રેમઇન્યુએ બુરા શુમારની ઘાત તથા અસંતોષ પેદા કીધાં. હું જે હોરમજદ તેણે ચોથું સૌથી સરસ નિસય, જે મર્વ તથા બલ્ખની વચ્ચે આવેલું છે તે, પેદા કીધું, ત્યારે તેથી ઉલટું અંગ્રેમઇન્યુએ ગુમાન લાવી શકાય ( યાને દરેક બાબદમાં શક લઇ જયા કરે અને ખાત્રી નહી રાખે ) એવું પાપ બલ્ખમાં ઉત્પન્ન કીધું.

આ પ્રમાણે બીજાં બાર યાને બધા મળીને સોળ શહેરો હોરમજદે પેદા કીધાં જેની સામસામાં અગ્રેમઇન્યુએ બુરાઇઓ અને નજીસાત ઉતપન્ન કીધાં.

જરા જો આપણે લાંબો વિચાર કરીએ તો આપણને આમ લાગ્યા વગર રહેશે નહી કે વંદીદાદનાં ઉપલાં લખાણનો જે શબ્દે શબ્દ અર્થ થાય છે તે એનો ખરો અર્થ નહી હોય, પરંતુ એનો ભાવાર્થ કાંઈ બીજોજ અને ફીલસુફીભર્યો હોવો જોઇએ, કારણ કે આપણે આટલું સમજીએ છીએ કે અંગ્રેજીમાં કહ્યું છે તેમ God made the country and man made the town. યાને દેશ (જમીન) પરમેશ્વરે બનાવ્યું અને શહેર માણસે બનાવ્યું. ખોદા કંઈ ઘર, મેહેલ, ઝુપડાં, રસ્તા, શેરી, કુવા, તળાવ બનાવે કે બાંધે નહી, એ.તો મનુષ્યનું કામ છે.

મી. બેહેરામશાહ નવરોજી શરાફે ખુલાસો આપ્યો છે કે વંદીદાદની પહેલી પરગરદમાં ઇરાન દેશની તે વખતની ભૂગોળનું બ્યાન નથી, પણ તેમાં તો કુદરતનાં મરકજો—ચક્રોની અચળ ભૂગોળ હરેક જમાનામાં રૂહાની વૃદ્ધિ કરવા

કામ લાગે તેનું બારીક વર્ણન ભેદમાં આપેલું છે. આપણાં સૂક્ષ્મ અનાસરી બાતેની શરીર (કેહર્પ)ની અંદર સોળ ચખ્રો (અવસ્તા–અલંકાર મુજબ વંદીદાદનાં સોળ શહેરો) રૂપી સ્થાનો આવેલાં છે, એ કેહર્પના સોળ ચખ્રોની રાદી (અશો-ઇની રાહની) ખીલવણી કરવા માટે વંદીદાદની બીજી સીવાય બાકીની પરગરદો ભરીને જુદા જુદા કાયદાઓ, દરૂજીની સામે થવા માટે, આપેલા છે. જરથોશ્તી દએનમાં જે કુદ-રતમાં પડેલા અમુક કાયદાઓ બતાવેલા છે, તેમાંનો એક કાયદો 'જીજીષ્યેન્તી' છે. બુરાંને બુરૂં અને ભલાને ભલો બદલો એ અર્થે જીજીષ્યેન્તીને લીધેલો છે. જીજીષ્યેન્તીની સોળ શાખા છે, જેને અવસ્તામાં સોળ ચખ્રો કહ્યાં છે; અને એ સોળ શાખાઓનું બ્યાન જુઝને કાયદે (Law of pola-rity) વંદીદાદની પહેલી પરગરદમાં આપેલું છે. એ પરગરદમા જણાવેલાં દાદાર હોરમજદનાં સોળ શેહેરોની તાવીલ (ઉંડાણ ફીલસુફીથી ભરપુર સમજણ)માં સોળ ચખ્રો છે. પણ તે ઘણું બાતેની (ભીત્તરમાં છુપાયલા અંદરખાનેનાં) છે તે ધ્યાનમા રાખવું. અંગ્રેમઇન્યુ યા ગનામીનો એ કાંઇ નથી પણ કુદર-તનો બેપણાં નો જુઝનો કાયદો છે, અને જે સામી ચીજો ગનામીનોએ, યાને ઉરવાનોને રૂહાની ઘટાડા (infoldment in matter) તરફ ઘસડનારી કુદરતની એક શકિતએ, પેદા કીધેલી વંદીદાદમાં જણાવેલી છે તે આપણાં શરીરનાં જાહેરી સોળ ચખ્રો છે.

આ ચખ્રો વિષે બોલતાં, અશો જરથોશ્તના કહેવાતા એક મોજેજા વિષે અત્રે કાંઇક કહેવાનું દરૂસ્ત દીસે છે. પહેલવી કીતાબોમાં છે કે ગુશ્તાસ્પના એક માનીતા ઘોડા

અસ્પેસીઆહના ચારે પગો કંઇક રવેશે તેના પેટમાં ખંચાઈ ગયા હતા, તે જરથોશ્ત સાહેબે ચોક્કસ માંથ્ર ભણીને એકેક પછી પાછા બહાર કહાડી ચમત્કાર કરી બતાવ્યો હતો. આ કહેવાતા મોજેજાનો એક અકલ પસંદ ખુલાસો એરવદ ફીરોઝશા મસાની એવો આપે છે કે ગુશ્તાસ્પનાં મગજની શક્તિઓ ( faculties of the brain ) સાથે જોડાયલા ચાર ચખ્રો ( psychic centres ) જરથોશ્ત સાહેબે એવી રીતે ખીલવ્યાં કે તે પાદશાહ દએનાએ જરથુશ્તી-દીનની સચાઇઓ-પોતાની મેળે જોવાને શક્તિમાન થયો. ગુશ્તાસ્પના અસ્પેસીઆહ યાને કાળા ઘોડાના પેટમાં ખંચાઇ ગયલા ચાર પગો જે જરથોશ્તે કહાડી આપ્યા તે આ. દસ્તુરજી શમ્સુલ ઓલમા દારાબજી પે. સંજાણા પણ એવીજ તરેહનો ખુલાસો કરે છે કે એ અસ્પેસીઆહ કાંઇ ખરેખરો ઘોડો ન હોવો જોઇએ, પણ ગુશ્તાસ્પની ઝાંખી પડેલી સમજ શક્તિ હશે જે જરથોશ્તે પોતાના ચાર મુળ સિદ્ધાંતો જણાવી હોશિયાર કીધી.

વળી હું એક બીજો દાખલો આપીશ. આપણા લોકોમાં એવી માન્યતા છે, અને તે બાબત અસલનાં ફારસી જરથોશ્તનામામા પણ જણાવેલી છે, કે જ્યારે ઓશેદર-માહનો હજારો આવશે ત્યારે દુઃખો દર્દો તથા કવખતનાં મોતનો અટકાવ થશે, તથા અજી-દેહાક (જોહાક) જેને પાદશાહ ફરેદુને કંઈક જમાના ઉપર બંધમાં નાખીને ઉંડી ખીણમાં ઉંધો લટકાવેલો છે તે તેના બંધમાંથી પાછો છૂટો થશે, પરંતુ તેજ સમયે પેહેલવાન કેરશાસ્પ પણ તેની લાંબી ઉંઘમાંથી ઉઠી બેદાર થશે અને નાપાક દેવની ખસલતના

જાલમ જોહાકનું સર કાપી નાખી, તેનો આખર અંત લાવશે. વળી જગતને નવાં કરવાનાં કાર્યમા સોશીઓ-સને મદદ કરવા સારૂ કએખુસરો બાદશાહ તથા તેના સાથીઓનું આવવું થશે અને ગાથાઓમાં જાહેર કીધેલા ખવાસ અને કાયદાથી મનુષ્ય જાતનું મોહટે ભાગે સુધરવું એ હજારામાં થશે. હજારો વર્ષો થયાં બંદમાં પડેલા બુરા જોહાકનું ઓશેદર—માહના હજારામાં બંદમાંથી છુટવું અને જમાનાઓ થયા ઉંઘમાં પડેલા કેરશાસ્પ પેહેલવાનનું જાગૃત થવું તથા જોહાક સાથ તેણે જંગ કરવું, તેના હાથ ઉપર જોહાકનું કતલ થવું, અને તેની જીંદગાનીનો હંમે-શને માટે છેડો આવવો તથા નેક બાદશાહ કએખુસરૂનું તેના સાથીઓ સાથે જગત સમારવા આવવું એ એક અલંકારી વર્ણન છે, અને શમ્સુલ ઉલમા દસ્તુર દારાબ પે. સંજાણાએ ખુલાસો કીધો છે તેમ એનું તાત્પર્ય એ છે કે જમાનાના જમાના થયાં જે નેકી અને ભલાઇ જમા થઇ રહેલી છે તેમ વળી એ લાંબી મુદત દરમ્યાન જે બદી અને બુરાઇ એકઠી થઇ રહેલી છે તે વચ્ચે એ હજારામાં જબરી જુમ્બેશ જાગશે અને નેકીનો વિજય થઇ બુરાઇનો પરાજય થશે.

અવસ્તા ઉકેલવાનું મુશ્કેલ કામ છે, અને તેમાં ગાથાઓ ઉકેલવા તો સૌથી વિકટ છે. બાર્થોલોમીના મત મુજબ તમામ આર્ય ભાષાશાસ્ત્રમાં ગાથાઓનો તરજુમો કરવાનું સર્વેથી અઘરૂં કામ છે.

ધી સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટના વોલ્યુમ ૩૧ ની પ્રસ્તાવનામાં એલ. એચ. મીલ્સ જણાવે છે કે બારીક વિગત

સંબંધમાં અવસ્તા એટલી મોહોટી મુશ્કલીઓ આપે છે કે કોઈ પણ બે સ્વતંત્ર વિદ્યાર્થીઓ તેઓનો એક સરખો ખુલાસો આપી શકતા નથી; શિક્ષક અને શિષ્ય, મિત્ર અને મિત્ર, પણ અકેકથી જુદા પડવા જોઇએ, અને તે પણ કેટલીક વાર અગત ધરાવતા સવાલોમાં. એઓ કહે છે કે અવસ્તાની વેદ સાથે બારીકીથી સરખામણી કરવી જોઇએ, યાને કે અવસ્તાના શબ્દો યા લખાણો સમજવા સારૂ મળતા આવતા વેદીક શબ્દો યા લખાણો ઉપયોગમાં લેવાં જોઇએ, પરંતુ તેજ વેળાએ એઓ ચેતવે છે કે આ કદી ભુલવું ન જોઇએ કે ગાથીક અને વેદીકમાં સરખા ઉતરતા શબ્દોના ભાવાર્થ અને જોસ એક સરખી રીતે મળતાં આવતાં ન હોઈ શકે કેમકે એ બે ભાષા બોલનારાઓ છુટા પડયા પછી મુલકના વિસ્તાર અને વખતના વેહેવાથી અંતર પડવો જોઇએ. ખુદ હિંદુસ્થાનમાં સંસ્કૃત અને પ્રાકૃત એ બેમા વેદીક શબ્દોના સરખા અર્થો રહી શકયા નથી. જરથોશ્ત સાહેબના વિચારની તરેહ તથા તે પ્રગટ કરવાની એમની શૈલી ખાસ હતાં. એમનાં જે લખાણો આપણી પાસે છે તેનો એકે એક શબ્દ વિચારોથી છલાછલ છે. અને જો કે એઓએ કેટલાંક શિક્ષણો ફરી ફરીથી આપ્યાં છે, છતાં એ એઓએ અતિશય ઓછા શબ્દોમાં મુકયાં છેઃ જે સંક્ષિપ્ત શબ્દરચના એઓએ વાપરી છે તેવી ભાગ્યે કોઈ બીજા ધર્મપ્રકાશકે વાપરી હશે.

આગલા પેહેલવી અને ફારસી લખનારાઓ પણ અવસ્તાને સમજવાની મુશ્કેલી જણાવી ગયા છે.

મીરઝા તાએરે વહીદ "તજકરતોલ હોકમા" નામની કીતાબમાં જણાવ્યું છે કે હજરત જરથોશ્ત મ્હોટો હકીમ

(યાને સર્વે એલમમાં પુરો તથા માહેર) તથા ઘણો ફાજેલ હતો, પણ એની વાતોને સમજવામાં મહારી અકલ આજેજ તથા હેરાન છે. એ કીતાબનો ગુજરાતી તરજુમો ૧૦૭ વર્ષ ઉપર (ઇ. સ. ૧૮૧૮ માં) મુનશી ડોસાભાઇ સોરાબજી ભવરચીએ બનાવ્યો હતો. તેઓ આના ઉપર શરેહ કરે છે કે "ઉપર લખેલી બીનાથી એવું માલમ થાય છે જે આપણા પેગમબર સાહેબનો કલામ છે તે તમામ હેકમત (એટલે મહાજ્ઞાન) ભરેલો તથા ભેદમાં કહેલો છે. કાંએજે તમામ ફારશીની કીતાબોમાં આપણા પેગમબર સાહેબને પેગંમબરે રમ-જગો કરી લખે છે, ઇઆને ભેદનો જાણનાર તથા ભેદનો કહેનાર કરી કેહે છે. પછી અગર તે ભેદ કોઈ જાણે તથા શંમજે તો એ પેગંબરની કાબેલીઅત તથા બોજોરગીને પીછાંને, પણ હેફ તથા અફસોસ છે જે તે બોજોરગવારની કીતાબો આપણાં હાતમાં રહી નહી."

પહેલવી દીનકર્દમાં જણાવ્યું છે કે જે વસ્તુ સઘળી દાનાઇથી સણગાર પામેલી છે તે મજદયસ્નની દીન છે, અને તે, પેદાના કરનાર હોરમજદનો આભાર માનવા સારૂ ચડતે દરજ્જેનાં જ્ઞાનવાળી અકલ છે; એ દીનની અપરંપાર સમ-જનું પ્રકરણ દાનાઇની શક્તિ ધરાવનારા દાનાવ લોકોમાં નથી, સમજ ધરાવનારાં લોકોમાં જેઓ સર્વેથી સરસ સમજ ધરાવનારાં છે તેઓજ એને લગતી સમજ મેળવી શકે છે.

બાદશાહો જહાંગીર અને શહાજહાનના વખતમાં થઈ ગયલા મહમદ મોહસન ફાનીએ ફારસી જબાનમાં બનાવેલાં દબેસ્તાનોલ મજાહેબના પુસ્તકમાં "રમજસ્તાને હજરત

જરથોસ્ત ”નાં મથાળાં તળે કેટલુંક વિવેચન આપણા અશો પેગમ્બરનાં ભેદભરેલાં લખાણો સમજવાની મુશકેલીની બાબતમાં કીધેલું છે, તેના અસલ ગુજરાતી ભાષાંતરમાંથી થોડાક ઉતારાઓ અત્રે ઉતારૂં છું:—

(૧) હેકમત અને દાનાઇ ભરેલા આબાદી પારસી લોકો લખી ગીઆ છે જે શ્રી જરતોશતનાં બોલેઆમાં ઘણીએક બારીકી અને ભેદ અને એશારતો છે. અને તેહેનાં જે કાંઇ જાહેરમાં શોખનો છે તેહેની બાતેનમાં ઘણીએક માએની થાએ છે અને તેણે જાહેરમાં શલીશ વાતો કહેલી છે કે દાનાવ લોકો તે શલીશ વાતોનાં ભેદોનો ખોલાશો કરીને છુપી મતલબને સમજે છે અને જાણે છે જે એ વાત ઘણીએક દાનાઇ અને ફજીલત ભરેલી અને મોતેબર છે. અને શ્રી જરતોશતને એ દાનાઇની વાતોને ભેદમાં લખેઆથી મુરાદ એ છે જે આલમનાં નાદાન લોકોની નજદીક જે વાત અને કાંહણી કે અક્કલથી દુર અને દાનાઇથી ખાલી છે તે વાતને ઘણીએક પસંદ અને કબુલ કરે છે. બીજું એ કે અગર કોઈ નાદાંન અને અણસમજની આગલ ખોદાની ખોદાઇ અને તેની બેનેઆજી તથા બોઝોરગીની વાત કહીને સમજાવીએ તો હરગેજ સમજે નહીં. અગર તેહેની આગળ આશમાંની મુજરદ યાને ખાલેશ અકલની અને આશમાંન તથા શેતારાવોની મોટાઇ તથા બોઝોરગીની હકીકત કહીએ તો ઘણો એક અજબ થાએ અને તે વાત તેનાં ધ્યાનમાં નહી આવે, અને ઇનશાંનના રવાનની લેજત તથા અજાબ ઇયાને આખેરતનાં દુઃખ સુખની હકીકત કહીએ તો હરગેજ થાઇને દોજખ તથા બેહેશતનો તકલીદી નમુનો દેખાડેઆ વગર સમજે

નહી. અને તે હકીકત હરગેજ થાઇ તેની સમજમાં આવેજ નહી. પણ તેજ વાસતે શરીઅત ઇયાને દીનનાં હોકમોને દાનાવ અને જાહેલ સર્વે કોઈ સમજે છે. શા વાસ્તે જે તેજ દીનની શલીશ વાતોનાં જે કંઈ ભેદ છે તેહને દાનાવ સમજી લેશે અને નાદાંન તે જાહેરની વાતોથીજ પોતીકી મતલબને પોહોંચશે. તે કાંઇ તેના ભેદોને સમજતો નથી પણ પેગમ્બરની દીનનાં હોકમોથી દાનાવ તથા નાદાંન એ બેઉને ફાયદો પહોંચશે.

(૨) હજરત જરતોશત પેગમ્બર સાહેબે હેકમત (ફીલસુફી) ની વાતો ઘણાંએક ભેદ અને એશારા અને બારીકીથી કહેલી છે. શા વાસ્તે જે તે દાનાઇ અને હીકમતની વાતોને ભેદમાં બોલેઆથી ઘણીએક તેહની જાળવણી તથા સાચવણી થાએ છે અને નાદાનનાં હાતમાં નહી પડે અને દાનાવ તેહની કુલ મતલબ અને ભેદને સમજે.

(૩) પાદશાહ નોશેરવાંન આદેલનાં વખતમાં હીન્દોસ્તાંનનાં એક રાજાએ પેગંબર સાહેબનું એક નાંમું કદીમ ફારશી જોબાનમાં લખેલું પાદશાહ નોશેરવાંન ઉપર મોકલું હતું તે નાંમાંને તે વકતનાં દાનાવોએ વાંચીઉં તે સમજવાને ઘણુંજ મુશ્કેલ પડીઉં તેથી પાદશાહ નોશેરવાંને બોજરજમેહેર તે વકતમાં બુઢો થાએઓ હતો તેથી તેહનો શાગેરદ આજરપજાુહ નાંમનો એક કાબેલ હતો તેહને તે નાંમું આપીને કહ્યું જે હમણેનાં દાનાવોથી પુરૂં સમજાતું નથી તેથી પાછળનાંઓને સમજવું વધારે મુશ્કેલ પડશે કાંએજે એ નાંમું ઘણુંજ ભેદ ભરેલું અને મોખતેસર છે. વાસ્તે તેહની તું

શરેહ કર. તે ઉપરથી આજરપજુહે તે નામાંની શરેહ કીધી છે તથા તે સાથે જે કોઇ દેહકાન ખુદાપરસ્તો જંગલોમાં ખુદાએતાલાની રીઆજતને બેઠેલા હતા તે લોકોએ કેટલાએક શોખોનો પાદશાહ નોશેરવાનને લખી મોકલા હતા તે બી મોખતેશરનાં તેહનીજ પાસે તેહની પછવાડે દાખલ કરાવા ને તેની એક નાંધલી કિતાબ બનાવી તેનું નામ જોરએ બાશતાંન ઈયાને પોરાતમ કરદો અથવા ફકરો કરી રાખીઉં છે. તે કેતાબ હાલમાં આએ ગુજરાતી તરજુમો કરનાર દરવેશ પાસે મોજુદ છે મગર અફસોસ છે કે તે કિતાબ આજે પુરતી સમજમાં આવતી નથી તો જો કે તેહની શરેહ કીધેલી છે. પણ તે શરેહ બી ઘણીજ મોબહમ કરેલી છે. * * * એ પેગમ્બર સાહેબનાં લખેલાં નાંમાંમાં ખુદાએ તાલાની બોજોરગી તથા શેફત તથા ફરેશતાવો તથા શેતારાવો આશમાનો તથા આએ દુનીઆની ચેહારેતતવની બીના મોખતેશરમાં લખેલી છે. વળી હાલ એ નામું તથા તેહની શરેહ સમજવામાં બીજી એક હેકત એ બી નજર આવેચ કે કેટલાએક કદીમ ફારશીનાં બોલો છે કે તે બોલો હમણાંની ફારશી ફરહંગો જે આપણા પાસે છે તેહમાં મલતા નથી. હવે જારે એક નામું જે પાંચસાત શતરનું પેગમ્બર સાહેબનું લખેલું તેહની શરેહ છતાં આજે સમજવાને મુશકેલ પડયું છે ને તેહનાં ભેદોનો ખોલાસો કરેઓચ તોબી પુરતો સમજમાં નથી આવતો તારે આપણી આશમાંની જંદ અવશતાની મોટી મોટી કિતાબોમાં શું શું મુશ્કેલ ભેદો કહેલા હશે તે આજે આપણા લોકો જાહેરમાં માચની શું કરીએચ તેનો દાખલો એ ઉપરથીજ સમજી લેવો."

વળી એ "રમજસ્તાને હજરત જરતોશ્ત" માં અહરેમનની બાબતમાં ઘણો જાણવા લાયક ખુલાસો છે. એમાં જણાવ્યું છે કે બેહદીન લોકો લખી ગયા છે કે દુન્યાના બે કારીગર છે, તે મધે પહેલો ખુદા અને બીજો અહરેમન, અને કહે છે જે ખોદાતાલાએ ફિકર કીધી કે મબાદા મારી સાંભે કોઇ બીજો પેદા થાય અને તે મારી સાથે દુશ્મનાઇ કરે, ત્યારે તે ખોદાની ફિકરમાંથી અહરેમન પેદા થયો. અને વળી કોઇ જગોએ લખ્યું છે જે ખોદાતાલા પોતે એખલો હતો તેથી કરી તેને ભય લાગ્યો, ત્યારે ખોદાએ ફિકર કીધી તે ફિકરમાંથી અહરેમન પેદા થયો, અને લખે છે જે અહરેમન આ દુન્યામા હતો તેણે એક સુરાખમાંથી જોયું અને તેણે દીઠું જે ખોદાતાલા ઘણી એક આબરૂ અને બોજોરગી અને દબદબો રાખે છે, જે જોઇને તે અદેખો પડયો અને ખરાબી તથા ફિસાદ કરવા લાગ્યો ત્યારે ખોદાતાલાએ ફરેશ્તાઓ પેદા કરીને એક લશ્કર તેયાર કીધું અને તે લશકરથી અહરેમન સાથે લડાઇ કીધી. પણ ખોદાતાલાથી તેને શિકસ્ત પોહોચી નહી, ત્યારે તેની સાથે એક શરતથી સુલેહ કીધી જે કેટલાંએક વર્ષની મુદત સુધી અહરેમન આએ દુન્યામાં રહે, પછી જયારે અહરેમનની મુદત પુરી થાય ત્યારે અહરેમન આએ જહાનથી નાબુદ થાય અને તમામ આલમ નેકી અને ખુબી ભરેલી થાય અને બદકામ આલમમાંથી ઉઠી જાય.

હવે જાણવું જે જે ઉપર આ વાત કહી તેના હરએક લોગતની માએની જે કાંઇ ભેદ રાખે છે તે એ જગો ઉપર પેહેલાં લખીને પછી એ વાતની મુકાબેલ બીજી વાત જરથોશ્ત સાહેબના શાગેર્દ જામાસ્પ હકીમે ભેદ ખોલીને

લખી છે. દુન્યા યાને ઇન્સાનનું બદન, ખોદા યાને ઈન્સાનનું નેક કામ કરનારૂં રવાન, અહરેમન યાને ઇનસાનની ભુંડી તબીયત, ફિકર યાને નફસની ભુંડી ખસલતો, અહરેમનની ખરાબી અને ફિસાદ યાને ઇન્સાનની ભુંડી તબીયતનું જોર અને જુલમ રવાન ઉપર; અને તે ભુંડી તબીયત એમ ચાહે કે રવાનને પોતાના હોકમમાં રાખે. ખોદા તાલાએ ફિરેશતાઓનું લશ્કર પેદા કીધું યાને રવાનને પોતીકી નેક ખસ્લતોથી અને નેક સીફતોથી અને રીઆજતનાં જોરથી તબીયતનાં ભુંડાં લશ્કરને પોતીકા હુકમમાં રાખી કેદ કીધું. ખોદાતાલાએ અહરેમન સાથે સુલેહ કીધી, યાને એકદમ ભુંડી અને ખરાબ ખસલતો ઇન્સાનથી દુર નહી થાય તે વાસ્તે આહેસ્તે આહેસ્તે ધિરજથી ખસલતોને સમાધાન લાવી મુકવી. કેટલીક મુદત સુધી અહરેમન આએ દુન્યામાં રહેશે યાને ઇન્સાનની તબીયતની ભુંડી ખસલતો સર્વે કોઇનાં બદનમાં હંમેશાં રહેતી નથી, પણ ખસુસન જ્યાં સુધી નાદાન બચ્ચું છે ત્યાં સુધી તે બુરી ખસલતો તેનાં બદનમાં રહે છે. પછી અગર તે ઈન્સાનનું રવાન જોરાવર પડે તો તે રવાનની નેકીનાં જોરથી તે બુરી ખસલતો દુર થાય; અને બાજે લોકોનાં બદનમાં તે બુરી ખસલતો હંમેશાં રહે છે, જ્યાં સુધી મરે નહી ત્યાં સુધી તે બુરી ખસલતો બી જતી નથી. અહરેમનની મુદત પુરી થયા પછી અહરેમન દૂર થશે ત્યારે આલમ ખુબી અને નેકી ભરેલી થશે અને આલમમાંથી બદકામ બીલકુલ ઉઠી જશે, યાને એક તો એ કે જે શખ્સોએ રીઆજત અને તપનાં જોરથી પોતાના નફસને એવો માર્યો છે કે ગોયા તે લોકો જીવતા મુવેલા બરોબર

છે, અને તેઓએ પોતીકા રવાનની ખુબીથી જીવતે જીવત મોત અખત્યાર કીધું છે, અને બીજું તો જે કાંઈ મોત હરએક ઇન્સાનની પછવાડે લાગેલું છે, પછી જ્યારે એ એમાંથી એક મોતે ઇન્સાન મરે અને જો કદાચ તેનું રવાન કામેલ અને નેકી ભરેલું હોય તો આએ જેહાનથી આજાદ થઈને આસ્માની દુન્યા જે નેકી અને ખુબી ભરેલી છે ત્યાં જઇ અમનો અમાનથી રહે.

માકુલાતે બહમની નામની એક કીતાબ જે મુખ્ય કરીને કેરશાસ્પનામામાં આવેલા કેરશાસ્પ અને એક બ્રાહ્મણ વચ્ચે થયલા સવાલ જવાબો ઉપર રચાયલી છે અને જે યઝદઝર્દી સને ૧૧૫૭ માં મોલ્લાં કાઉસ બીન રૂસ્તમે બનાવી છે તેમાં જણાવેલું છે કે “ તમામ દાનાઇનો સાહેબ જામા-સ્પ હકીમ સરખો બેઝોરગવાર જે ધણી પાક જરતોશ્ત પેગંમબર પછી તે સાહેબની જગો ઉપર બેસનારો તથા પેગંમબરીના મોજેજાથી તમામ જેહાંનનો જોનારો થાએલો હતો તેહવા દાનાવ હકીમનો શખુન એ રવેશે લખેલો જાહેર છે જે અવસ્તા જે પાક ઈજદાંનાં કલામ છે તે અવ-શ્તાનાં અર્થની મતલબ તથા ભેદને દાદાર હરવેશપ આધા પોતે જાણે અને અવસ્તાનો લાવનાર કાશદ ઇયાને પેગંમબર જાણે જે એ કાગજમાં લખેલા શોખોનોની ફ્લાંની મતલબ છે. તારે હવે હું કહુંચ કે જામાશપ હકીમ શરીખાએ એ રીતે ફરમાવું છે તારે અવશતાનાં અરથની મતલબ તથા ભેદને સમજવા બીજા ઇન્સાનોને મુશ્કેલ છે બલ્કે મકદુર નથી. કાંય જે પેગંમબરોનો શખુન રમજ તથા ભેદમાં કહેલો હોયચ તે હેવી રવેશથી એબારત કમતર અને મા-

એનાં જીઆદેહતર હોયચ જે એક શતર તથા એક શખુનનાં અરથની શરેહ કરે તો ચેઆર અથવા પાંચ જુજ કાગળ લખવાથીબી પુરી મતલબ કદાચજ હાંસીલ થાએ.”

આમ બાબત હોવાથી આ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે જો આપણાં દીની પુસ્તકો વાંચતાં તેમાં એવું કાંઇ આવે કે જે આપણને સમજ નહી પડતું હોય, કિંવા આપણી સાદી સમજ શક્તિને બેહુંદું, અયોગ્ય, કે અશકય જેવું માલમ પડે, તો તે હસી કાઢવાની ઉતાવળ હરગેજ ન કરવી, અને એકદમ તેનો અસ્વીકાર નહી કરતાં દીનથી માહીતગાર કોઈ પેશવાથી તેનો ખુલાસો મેળવવાને પુરો પ્રયાસ કરવો જોઇએ. દીનકર્દમાં મીસાલ આપી છે કે જો ભરવાડ હોય નહી તો ગોસ્પંદો વગર કાયદાનાં, બેધ્યાન ભટકતાં, તથા ચારા માટે મદદ વગરનાં થઇ પડે છે, તેમ જો દીન ઉપર એતેકાદ બેસાડનારો પેશવા નહી હોય તો ખુદા તરફથી મળેલી અકલ નકામી બને છે. દીનને લગતી સમજનો દુકાળ થાય છે, અને લોકો તે મેળવ્યા વગરના રહે છે. વળી એમ પણ કહ્યું છે કે જો ગોવાળ્યો તેનાં ઢોરોને બરાબર દોરવી શકનારો નહી હોય તો તેથી તેઓ કાયદા અને ફાયદા વગરનાં તથા ચરવાના ચારાની મદદ મેળવ્યા વગરનાં રહે છે, તે મીસાલ જો રેહનુમા (દસ્તુર) ખોદાઇ જ્ઞાન વગરનો હોય તો તે દીનની સમજનાં બળ વગર નકામો છે, કેમકે જે પેશવા દીનનો બોધ આપવાને લાયકનો નહી હોય તો તેથી લોકો વગર ફાયદાની હાલતમાં અને સવાબનો બદલો મેળવ્યા વગરનાં રહે છે.

સોલમી ફેબ્રુઆરી ૧૯૨૫ ના દીને સર ઑલીવર લૉજે લન્ડનની ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજમાં અસ્તિત્વ વિષય યાને ખરેખર ખરૂં શું (Reality) ની બાબત ઉપર ભાષણ કરતાં જણાવ્યું કે જગત વિષે આપણે આપણી ઇંદ્રિઓની મારફતે શિખીએ છીએ, પરંતુ એનો સાચો ખુલાસો અને સમજણ તો આપણા મનમાં (આપણા ભિતરમાં) તથા ઇંદ્રિ વિષયને પેલે પાર, જયાં અસ્તિત્વ વિષય હોય છે, ત્યાં છે (We learn about the universe through our senses. But the real *interpretation* and *understanding of it is in* our mind, and in the supersensuous, where lies reality) મતલબ કે આંખ, કાન, નાક, જીભ, કે સ્પર્શથી જગત શું છે તેનું ખરૂં ભાન કે જ્ઞાન મેળવાતું નથી; પણ મનથી યા આત્માથી તે પ્રાપ્ત કરાઇ શકાય અને મન કે આત્માની ખીલવણી માટે ધર્મધ્યાન આવશ્યક છે.

માકુલાતે બહમની (ઈ. સ. ૧૮૪૨ વાળી આવૃતિ, પાનું ૭૭ મું) માં કહ્યું છે કે અરદેશર બાબેકાનનું ફરમાવેલું જાહેર છે કે જે કોઇ ઇન્સાન ઇનસાફવાળો જેમ એલમ વધારે પઢતો જાય ને એલમમાં દરજજે ચઢતો જાય તેમ એકીન કરી એકરાર કરતો રહે જે હજુ સુધી હું કાંઈ સમજયો નથી; અલહક એ સખુન ઘણો બોજોર્ગ અને મહોટો અને ઘણી નસીહતો ભરેલો છે; અને યજદાંની હેકમત તથા કુદરતને કોઇ બંદાની અકલ નહી પહોંચે જે હકીકતને સમજે.

કોઈ ચીજ નહી સમજ પડે, ભેદી ઉખ્યાણાં જેવું કાંઇ લાગે અને નહી ઉકલે, કિંવા કોઇ દસ્તુર કે દાનાનો

ખોલાસો અરૂચિત લાગે, અને ગુંચવાડો થયા કરતો હોય, તો હૃદયમાં દાદાર હોરમજદને સવાલ કર્યા કરજો, અને બનવા જોગ છે કે તમારાં મનનું સમાધાન થાય એવો ખુલાસો મળી જશે. પેગમ્બર જરથોશ્ત સાહેબે પાક પરવરદેગાર સાથે સવાલ જવાબ કીધા હતા તેનો અર્થ આએજ. વંદીદાદની ૧૮ મી પરગરદમાં હોરમજદના મુખમાં આ ખુલ્લા શબ્દો મુકવામાં આવ્યા છે કે અએ ખાલિસ! મને તું પુછ—હું કે જે બક્ષેસ કરનાર, ઘણોજ વૃદ્ધિ કરનાર, ઘણોજ જાણનાર, તથા પુછેલા સવાલનો સૌથી સરસ રીતે પાછો જવાબ આપનાર; અગર જો તું મને પુછશે તો તને વધારે સારૂં થશે, તું વધારે ડાહ્યો થશે.



## વિષય ત્રીજો.

# હરએક વિચારવંત શખ્સે જરથોશત સાહેબના ગાથાઓ, વિગેરે, વાંચવા અને જાણવાની જરૂરીઆત.*





ગાહામ્બારના આફ્રીનગાનમાં જણાવ્યું છે કે અએ મજદીયસ્નો! ગાહામ્બારને તથા તેની મ્યજદને જો કંઇ વધારે આપવાનું નહી બની શકતું હોય તો બરાબર કાપેલાં અને સારી રીતે તપાસેલાં લાકડાંના ભારા રતુ યાને વડા દસ્તુરને ઘરે મોકલાવો; મગર એટલું પણ નહી બની શકતું હોય તો બરાબર કાપેલાં, સારી પેઠે તપાસેલાં, પગથી તે કાનને લાગે એટલા લાંબા, પગથી તે બગલના પ્રમાણ જેટલા લાંબા, અથવા એક હાથના પ્રમાણ જેટલા લાંબા, લાકડાંના કટકા રતુને ત્યાં મોકલાવો; લેકીન જો કોઇ શખ્સની ગુંજાશ લાકડાંના કટકા આપવાની પણ ન હોય તો "પાદશાહી સર્વોત્તમ પાદશાહ દાદાર હોરમજદને હોજો" એમ તે શખ્સ કબુલ રાખે અને તે એમ પઢે કે હુક્ષથ્રોતેમાઇ બાઅત ક્ષથ્રેમ અહ્યતહ્યત અઇબી દદેમહિચા ચીષમહિચા હવાનમહિચા હ્યત મજદાઇ અહુરાઇ અષોઈચા વહિશ્તાઇ, યાને, પાદશાહી

---

* આ ભાષણ ભરૂચ શેહેરમા જેહાગીર વકીલ હોલમા ૨૬ મી સપટેમ્બર ૧૯૨૫ ના રોજ ખા. બા. સરદાર આ:રજી મંચેરજી દલાલ, બી. એ., નાં પ્રમુખપણા હેઠળ આપ્યું હતું.

હોજો ખચીત તે સર્વોત્તમ પાદશાહ ( દાદાર હોરમજદ ) ને, હોરમજદ જે સૌથી ઉત્તમ અશોઇજ છે તેની તરફ હમો ચિત્ત લગાડીએ છીએ, તેને હમો કબુલ રાખીએ છીએ તથા હમો પોતાનો કરીને ગણીએ છીએ. અવસ્તાનો આએ ફકરો ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ જરથોસ્તીઓને શીખવે છે કે ખોદા પાક જે તમામ સૃષ્ટિનો સરજનહાર અને ખલકતનો માલેક છે, શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે, જે પોતે સંપૂર્ણ અશોઇ છે, તેને આપણ જરથોસ્તીઓ કબુલ રાખીએ છીએ યાને માનીએ છીએ, તેના ઉપર આપણું મન ચોટાડીયે છીયે, આપણું જીગર અર્પણ કરીએ છીએ, અરે જેને આપણે આપણો પોતાનો કરીને ગણીએ છીએ.

હિંદુ વેદાંત પ્રમાણે મનુષ્ય ત્રણ તબક્કાએ પરમાત્મા સાથનો પોતાનો સંબંધ સમજતો થાય છે. પહેલો તબક્કો તે કે જેમાં હું તેનો ( પરમાત્માનો ) છું એમ મનુષ્ય સમજતું થાય છે (તસયઇવહમ=હું તેનો છું ). પરમાત્મા આપણથી દૂર છે એમ આ તબક્કાએ જણાય છે. બીજા તબક્કામાં પરમાત્મા વધુ નજદીકીમાં આવેલો અનુભવાય છે (તવઇવહમ=હું તારો છું). ત્રીજો ને છેલ્લો તબકકો ત્વમએવહમ છે, એટલે હું તે તું છું ( I am thou ). આ છેલ્લા તબક્કામાં મનુષ્ય પોતાને પરમાત્માથી અલાહેદો નહી ગણતાં હું તેજ તું એમ ગણે છે; આને વેદાંત યાને વેદનો અંત એટલે કે જ્ઞાનનો છેડો કહે છે.

ગાહામબરનાં આફ્રીનગાનમાંનો ઉપર ટાંકેલો અવસ્તાનો વાકય એવું નથી કહેતો કે હું તેજ પરમાત્મા. એ

વાકય હોરમજદ સાથનો આપણો જે સંબંધ જાહેર કરે છે તે એ કે તે સર્વશકિતમાન અને સંપૂર્ણ અશો સાહેબ આપણો પોતાનો છે, તે આપણને ચાહાતો, આપણો રક્ષણ-હાર, આપણો પિતા છે, અને આપણે સઘળાં મનુષ્યો એનાં બાળક છીએ. એક ઉરદુ કવિએ કહ્યું છે કે–

આદમકુ મત ખુદા કહો, આદમ ખુદા નહી.
લેકીન ખુદાકા નુરસે આદમ જુદા નહીં.

વેદાંતના એક પારસી અભ્યાસી લખે છે કે જ્યાં સુધી એક પુરૂષનાં અંતઃકરણની વૃત્તિઓ શારીરિક ઇન્દ્રિયોના વિષય ભોગમાં ડુબેલી રહે છે ત્યાં સુધી તે મનુષ્ય સ્વરૂપ રહે છે, અને વેદાંતનું જ્ઞાન થયા પછી જેઓ અંતઃકરણની વૃત્તિઓને આત્મામાં લય કરી દે છે અને આત્મમય જીંદગી ગુજારે છે, તેઓ આત્મ સ્વરૂપ એટલે બ્રહ્મ સ્વરૂપજ હોય છે, અને તેથી તેજ ધ્યાનમાં તેઓ અહંબ્રહ્માસ્મિ એટલે " હું બ્રહ્મ છું " એ મહા વાકય ઉચ્ચારે છે. વેદાંતિઓનો "અહં-બ્રહ્માસ્મિ" ( હું બ્રહ્મ છું ) કે સુફીઓનો " અનલ હક " ( હું ખુદા છું ) એ મહા વાકયો હશે; પરંતુ એવાં વાક્યો-ને આપણી અવસ્તાની મંજુરિયાત નથી. દાદાર હોરમજદને અવસ્તા પ્રમાણે આપણે આપણો પોતાનો ગણીએ છીયે, પણ આપણે પોતે તેજ ખોદા એમ ગણતા નથી. હું યજદ યાને ખુદા છું એવો અહંકાર કરવાથી પાદશાહ જમશેદનું ખોરેહ યાને નુર ઉડી ગયું અને તે ખસ્તેખોવાર થઇ ગયો એવું અવસ્તામાં તેમજ શાહનામામાં જણાવેલું છે.

ડાકટર ગાઇગરે વાજબી કહ્યું છે કે આગલા જરથોસ્ત્રી-

આનનું પરહેજગાર મન કુદરતની તમામ અજાયબીઓ તથા દ્રષ્ટિગોચર દેખાવો ( phenomena ) માં ખોદાની નિરંતર કાર્ય કરતી શકિત જોતું હતું. આવો આપણ જરથોસ્તીઓના વિચાર જેવા વિચાર ઘણાએક બીજા વિચારવંત પુરૂષો કરતા થયા છે એવું પ્રસિદ્ધ અંગ્રેજ તત્વજ્ઞાની સર ઑલીવર લૉજે "લાઈફ એન્ડ મૅટર" નામનાં પુસ્તકમાં લખ્યું છે તે પરથી જણાય છે. સર ઑલીવર લખે છે કે કુદરતના દર્શન થતા ચમત્કારો ઉપર ગોર કરતાં ઘણાએક વિચારવંત પુરૂષોને લાગ્યું છે કે એ, સઘળામાં થોડે અંશે અવતારી રહેલાં, એક સત્તાધીશ અણુજાણીતાં મનની કલ્પનાઓનાં દર્શક ચિન્હો છે. ખોલાસા માટે સર ઑલીવર ઉમેરે છે કે આપણે ખુદામાંથી છઇએ તેટલા ઉપરથી એમ નથી થતું કે આપણે ખુદા છઇએ; એ ભુલ છે કે એક આખી વસ્તુના જે ગુણો હોય તે ગુણો જે ભાગોની તે બનેલી છે તેમાં નિશ્ચય સમાયલા હોવા જોઇએ; અણુઓનો જથ્થો એક ગુણ ધરાવી શકે છે જે તે માંહેલી એક પણ અણુ જરા સરખા પ્રમાણમાં પણ ન ધરાવતી હોય.

પવિત્ર મુની શંકરાચાર્યે વેદાંતની ફીલસુફી સંક્ષેસમાં નીચે મુજબ સમજાવી છેઃ—

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थ कोटिभिः ।**
**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मव नापरः ॥**

( અર્થઃ—હજારો ગ્રંથોમાં જે શિખવવામાં આવ્યું છે તે અર્ધા શ્લોકમાં હું તમને કહીશ. બ્રહ્મ સત્ય છે, જગત

મિથ્યા છે, જીવ ( The Self ) તે બ્રહ્મ છે અને બીજો કોઇ નહી. )

જગત મિથ્યા છે એવો ખ્યાલ જરથોસ્તી દીન નથી આપતી. સકળ શક્તિમાન કિરતારે બનાવેલી જગત ફોકટ છે, મિથ્યા છે, નકામી છે, નિરર્થક છે, એમ કેમ મનાય? હરવેસ્પ આગાહ અને હરવેસ્પ દાના પરવરદેગારે જગત કાંય બનાવી હશે, તે સાહેબની એમાં શી મકસદ હશે, એ ગુઢ સવાલ ઉકેલવો અતિ મુશ્કેલ કામ છે, કિંવા મનુષ્યની સંકોચવાળી અકલ અને ખ્યાલની બહાર છે. પરંતુ દાદારે પાક, જેનું નામ બુને-સ્તીહ, યાને સૃષ્ટિ રચનાનું મુળ છે, તેમજ એક બીજું નામ મીનો-સ્તીહ-ગર, યાને અણુદીઠ રીતે સૃષ્ટિ પેદા કરનાર, છે, તે સાહેબે રચેલી કુદરત કે સૃષ્ટિ મિથ્યા કે વિના મતલબની તો નજ હોય, એમ આપણુને આપણી અકલ તો કહે છેજ.

" લાઇફ એન્ડ મૅટર " નામની સર ઑલીવર લૉજની ચોપડીમાંથી જે ઉતારો ઉપર આપ્યો છે, તેને મળતો વિચાર મીસીસ ઍની બીસેન્ટે જણાવ્યો છે કે સૃષ્ટિ ઇશ્વિરના વિચારનું પ્રગટવું છે. વળી કારલાઇલ કહે છે કે સૃષ્ટિ ઇશ્વરનું એક મહા ચિન્હ છે. અહુનવદ ગાથાના ૩૧મા હાના ફકરા સાતમામાં દાદાર અહુરમજદને " મન્તા પોઉરૂયો " એટલે સૌથી પેહેલો વિચાર કરનાર તરીકે જાહેર કીધો છે, તથા તેમાં જણાવ્યું છે કે પહેલો વિચાર કરનાર પોતાની હર્વેસ્પ આગાહ અકલ ( Omniscience ) થી તમામ સૃષ્ટિનો પેદા કરનાર છે જેથી રાસ્તી ( અષેમ ) તથા ઉત્તમ વિચાર

(વહિશ્તેસ મનો) ને ટેકો આપે છે. ત્યારે સૃષ્ટિ યાને તમામ જગત એ સૌથી પહેલો વિચાર કરનાર જે દાદાર અહુરમજદ તેની કલ્પનાએ ધારણ કીધેલું રૂપ છે. કારણ વીના અસર યા પરિણામ હોય નહી. તમામે તમામ કારણોનું મુળ કારણ એ પહેલો મહાન વિચાર કરનાર ખોદા છે. પાઝંદ જબાનમાં હોરમજદનાં જે ૧૦૧ નામો યજશ્નેની પવિત્ર ક્રિયામાં યાદ કરવામાં આવે છે તેમાં એનું નવમું નામ જમગ યાને બુજોર્ગ કારણ, ૧૮ મું નામ અચૈમ યાને સબબ વગરનો, તથા ૧૯ મું નામ ચમના યાને સબબોનો સબબ, છે. ત્યારે મન્તા પોઉરૂયો તે સૌથી પેહેલું કારણ, કારણ વીનાનું કારણ, અને તમામ કારણોનું કારણ છે. એ અબદહ (શરૂઆત વગરનો) તેમજ અબીઅંજામ (છેડા વગરનો) છે; અને દોઆ નામ સેતાએશને, જે દોઆ દીનકર્દ કેતાબમાં મળી આવે છે, તેમાં કહ્યું છે કે એ હંમેશાં હતો (હમા બુદ), હંમેશાં છે (હમા હસ્ત), તથા હંમેશ સુધી રહેશે (હમાબેદ).

ખુસરો પરવેજ બાદશાહના વખતમાં જરથોશ્તી ફાજેલોની જોડેલી ત્રણ મોતેબર કેતાબો, "ખેશતાબ" "જરેદશ્ત અફસાર" તથા "જીન્દેરોદ" જે તે જમાનાની કદીમ ફારસી જબાનમાં લખાયલી હતી, તેને આસરે સાડી ત્રણસો વર્ષો ઉપર આજર કએવાનના શાગેર્દોએ ચાલુ ફારસીમાં બનાવી, કાંય જે તે કદીમ ફારસી જબાનને ઘણાં થોડાં લોકો સમજી શકતાં હતાં. ઈ. સ. ૧૮૪૮ માં એ કેતાબોનો ગુજરાતી તરજુમો મોબેદ દોસાભાઈ સોરાબજી મુનશીએ કીધો હતો, જેમાં એઓએ એક ફરહંગ આપી છે તેમાં જણાવ્યું છે કે

અરબના ફાજેલ લોકો ખોદાતઆલાને ઇલલએ ઉલા કરી કહે છે યાને પેદાયશનો પહેલો સબબ, અને પેહેલો સબબ તથા પ્રથમ કારણ એટલે જે ખોદાતઆલાની પાક જાત, કાંય જે ખોદાતઆલા છે તે સઘળી પેદાયશનું પ્રથમ કારણ તથા પહેલો સબબ છે અને એ છે તો પેદાયશ છે.

આ બહુ ગુઢ વિષય છે. કારણ વગરનું કારણ હોયજ કેમ ? મનુષ્યની સંકોચાયલી સમર્યાદ ( finite ) સમજ શકિતને પુખ્તપણે આ વિષય સમજી જવાને અતિ વિકટ થઈ પડે છે. અનંત અવકાશ ( Infinite space ) કે અનંત કાળ ( Infinite time ) નો ખ્યાલ આપણી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી, તો પછી તેઓનો અનાદિ ને અનંત માલેક, જે હમા બુદ ઓ હમા હસ્ત ઓ હમા બેદ, તેનો પુરો ખ્યાલ કાંહથી સાંપડી શકે ?

અવકાશ ( space ) ના અગાધપણાંનો કાંઇ ઝાંખો જેવો પણ ખ્યાલ લેવા સારૂ આપણે એકાદ બે દ્રષ્ટાંતો લઇએ.

પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે તેની ઝડપ એક સેકન્ડમાં અઢારથી વીશ માઇલની છે, એટલે ચોવીસ કલાકના એક દિવસમાં તે પંદર લાખ માઈલ કાપે છે. આખી પ્રદક્ષિણા પુરી કરતાં પૃથ્વીને એક વરસ લાગે છે, જે અરસામાં તે અઠાવન કરોડ ત્રીસ લાખ માઇલનો ચકરાવો મારી આવે છે. આપણો સૂર્ય પણ ફરે છે અને તે જે મુદતમાં પ્રદક્ષિણા પુરી કરે છે તે આપણાં વરસ કરતાં ત્રણ કરોડ જેટલી લાંબી છે, એટલે સૂર્ય ઉપરનું એક વરસ આપણા

ત્રણ કરોડ વરસ જેટલું લાંબું છે. ત્યારે જરા ખ્યાલ તો પોહોંચાડો કે આ ગંજાવર અરસામાં કેવો કલ્પી ન શકાય એવા ગંજાવર વિસ્તારનો એનો એક ચકરાવો હશે.

રોશનીનો વેગ એક સેકન્ડમાં એક લાખ બાણુ હજાર માઇલનો છે. છતાં કેટલાક તારાઓની રોશનીને આપણી પૃથ્વી સુધી આવી પોહોંચતાં વરસો નીકળી જાય છે. તો એ તારાઓ યા દુન્યાઓ આપણી દુન્યાથી કેટલા ગંજાવર છેટે હશે તેનો ખ્યાલ તો કરો. દાખલા તરીકે "બેટા સેટી" તારાની રોશનીને આપણી પૃથ્વી ઉપર આવી લાગતાં હેંસી વર્ષ લાગે છે. એટલે કે એ આપણાથી ૪૬૦,૫૫૭,૦૮૮,૦૦૦,૦૦૦ માઇલને છેટે છે.

શીકાગો યુનીવર્સીટીના પ્રોફેસર મીચલસને "બેટલ જ્યુસ" તારો ૧૯૨૧ ના સાલમાં શોધી કહાડયો, તેનો વ્યાસ ત્રીસ કરોડ માઇલનો છે, અને તેનું દળ આપણા સુરજ કરતાં બે કરોડ ને સીતેર લાખ ઘણું અને આપણી પૃથ્વી કરતાં ૮,૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ઘણું છે. આપણાં સૂર્ય મંડળો જેવાં કરોડો બીજાં સૂર્ય મંડળો છે, વિશેશમાં અગણિત બીજા સુરજો આપણા બાપડા સુરજ કરતાં હજારો ઘણા મોહોટા અને હજારો ઘણા વધારે પ્રકાશવાળા છે. આપણું સૂર્યમંડળ, જેમાં એક સૂરજ, આઠ ગ્રહો, સાડત્રીસ ચંદ્રો તથા આઠસો એસ્તરોઇડો છે, તે આકાશનો જેટલો ઘેરાવો રોકે છે તેનો વ્યાસ છ બીલીયન (૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦) માઇલ છે. આ હીસાબે બીજાં કરોડો સૂર્યમંડળો કેવો ગંજાવરનો ગંજાવર વિસ્તાર રોકતાં હશે તેનો કાંઇ ખ્યાલ તો કરો!

કુદરતની જેવી હેરતભરી અને અકલને દંગ કરે એવી અગાધતા છે, તેવી આશ્ચર્યકારક અને છક કરનારી તેની સૂક્ષ્મતા છે. અમારી જુવાન વયે અમુને તે વખતની રસાયણ શાસ્ત્ર અને વિજ્ઞાન શાસ્ત્રની ચોપડીઓમાં એવું શિખવવામાં આવતું હતું કે દરેક વસ્તુનું મુળ બંધારણ ઍટામોથી છે, જે ઍટામો અભાજક યાને અખંડ છે. પરંતુ હવે દીવાની જોત જેવું ખુલ્લું થયું છે કે આ અતિ સૂક્ષ્મ ઍટામ ખુદ એકેક સૂર્યમંડળ જેવું છે. ઍટામો એવાં અતિ બારીક છે કે જો દશકરોડ ઍટામોની એક હાર કીધી હોય તો ફકત એક ઇંચ લંબાઇ થાય. એક સાધારણ ટાંચણીના માથામાં એટલાં બેશુમાર ઍટામો સમાય છે કે જો એક આદમી તે ગણવા બેસે તો તેને અઢી લાખ વર્ષ લાગે. છતાં એક ઍટામનાં પેટાંમાં પુષ્કળ ઈલેકટ્રોનો સમાયલાં છે જે તે ઍટામનાં મધ્યબિંદુની આસપાસ, જેમ સુરજની આસપાસ ગ્રહો ફરે છે તેમ, વગર અચકવે ચાલુ ભ્રમણ કરે છે. ઇલેકટ્રોનો એક સેકંડમાં ૬૨૫ થી ૯૩૭૫૦ માઇલની ઝડપે ફરે છે. પશ્ચિમના વિજ્ઞાન શાસ્ત્રીઓએ આ શોધ હવડાં કીધી છે. છેલ્લાં વીસ વર્ષમાં એઓએ રેડીયમ વિગેરેની શોધ કીધા પછી ઍટામનું આવું બંધારણ એઓ પારખી શકયા છે. મી. બેહેરામશાહ ન. સરાફ ક્રશેગર્દના બારમાં પુસ્તકમાં જણાવે છે કે રેડીયમ શબ્દ ખુદ આપણાં અસલ જરથોસ્તી દએનનાં ઈલ્મયત માંહેલા ઉસ્તાદી લફ્ઝ રાડમ ઉપરથી લીધેલો છે, અને એજ પ્રમાણે, યુનાની જબાનની મારફતે ઉસ્તાદી લફ્ઝો મગ્નાટીસ ઉપરથી મૅગનેટીઝમ, લાગેરીમ ઉપરથી લૉગેરીથમ, યોન ઉપરથી હાલની સાયન્સનો

જાણીતો Ion, એમના એમ અંગ્રેજી શાસ્ત્રોમાં લઇ લેવામાં આવ્યા છે.

પુરાણા કાળમાં ઍટૅામનાં બંધારણનું જ્ઞાન આર્ય વિદ્વાનોને હતું તે હિંદુઓનાં શાસ્ત્ર યોગવશિષ્ટમાંથી અચૂક જણાય છે. એ શાસ્ત્રમાં જણાવ્યું છે કે એકેક દુન્યા ઍટૅામોની છે, અને દરેક ઍટૅામ એકેક દુન્યા છે, અને તે દુન્યા વળી ઍટૅામોની છે, અને આમ સૂક્ષ્મ દુન્યાની અંદર સૂક્ષ્મ દુન્યાઓ છે, જેનો પારજ નહી.

ખુદા એક છે, અનાદિ ( શરૂઆત વગરનો ) છે, નિરંતર છે, તથા સંધાનું મુળ છે,–એ કલ્પના ગ્રહણ કરવાનું કઠણ હોવાના સબબે કંઇ એક જન જડવાદી ( materialistic ), તો કાંઇક બહુ–દેવ–વાદવાળા ( polytheistic ), તો કંઇક અદ્વૈતમતાવલંબી ( pantheistic ) બને છે.

ભગવદ ગીતાના ૭ મા અધ્યાયના ૨૫ મા શ્લોકમાં કહ્યું છે કે—

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृत: ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम ॥**

( અર્થ: માહારી યોગમાયામાં હું ( પરમાત્મા ) સમાવૃત હોવાથી બધાંથી હું પિછાનાયો નથી. હું જે જન્મરહિત તથા અવિનાશી છું તેને આ ભમાયલી દુન્યા જાણતી નથી ).

રેવરંડ ડૉ. તોમસ વ્હાઇટલૉ, એમ. એ., ડી. ડી., ખોદાની હસ્તિ છે કે? એ સવાલ ઉપર વિવેચન કરતાં લખે છે કે પરિણામવાદીઓ ( evolutionists ) નો

દાવો આપણે પુરો સ્વીકારીએ કે હાલ જે સૃષ્ટિ છે તે પ્રકૃતિ ( matter ) અને પ્રભાવ ( force ) માંથી નિસરી છે, તોય આએ સવાલ તો ઉભો ને ઉભો રહે છે કે એ ( પ્રકતિકરણની ) ક્રિયાને અવ્વલ ગતીમાં મુકનાર તરીકે પરમેશ્વરનો હાથ શું એથી રદ કિંવા બીન જરૂરી બને છે? જો એમજ હોયતો આપણે જાણવા માંગીશું કે ત્યારે પ્રકૃતિ અને પ્રભાવ કહાંથી આવ્યાં? કારણ કે અણુંઓ અથવા પરમાણુંઓ ( atoms or molecules ) જે અગાઉ વસ્તુઓનાં બંધારણનાં છેવટમાં છેવટ અંશો ( ultimates ) તથા અભાજક યા અખંડ મનાતાં હતાં, તે હવે વિજ્ઞાનથી પુરવાર થયું છે કે અસંખ્ય ઇલેકટ્રોનોનાં બનેલાં, તેમજ ઇલેકટ્રોનોમાં પૃથકકરણ થઇ શકે એવાં છે, અને તેઓએ આપોઆપ પોતાને બનાવ્યાં એમ ધારવું કઠણ છે. વિશેશમાં, આપણે આ પણ જાણવા માંગીશું કે એમના પાછળ કોઇ મૂળ કારણ, તથા એમના આગળ કશો હેતુ, જો ન હોયતો એ અણુંઓ અને પરમાણુંઓમાં એકેકને આકર્ષવાનું તથા હડાવવાનું તથા સંયુક્ત આકારો ( combinations ) માં બનવાનું કાંહથી આવ્યું ?* પ્રકૃતિ એ પ્રભાવ યા

---

* Atoms are held together and grouped in molecules in consequence of forces acting both by attraction and repulsion, probably not without the agency of electricity (જુઓ જરમન પ્રોફેસર બેટેકસની ઉત્તમ ચોપડી "મૉડર્ન સાયન્સ ઍન્ડ ક્રીસ્ચીએનીટી" નો એડમંડ કે. સીમ્સનનો અંગ્રેજી તરજુમો, પાનું ૭૦).

બળનું એક રૂપ છે, એમ, સમજીએ તોય મુશ્કેલીનું નિરાકરણ નથી થતું, કારણ કે તેનાં છેવટ પૃથકકરણમાં બળ એ સ્વેચ્છાનું બહાર કાઢવું ( the output of will ) છે, અને સ્વેચ્છામાં બુદ્ધિ કિંવા સ્વભાનવાળી વ્યક્તિનો ખ્યાલ સમાય છે ( will implies intelligence or conscious personality). યુનાની અને રૂમી પ્રજાઓની મોહોટી શેહેન શાહતો હતી તે કાળમાં તેઓ કળા કૌશલ્ય, રાજ નીતિ શાસ્ત્ર, યુદ્ધ કળા, શિલ્પ કળા, વાકચાતુર્ય, ઇત્યાદિ,માં નિપુણ હતી. પરંતુ પરમેશ્વર એકજ હોવો જોઇએ અને એકજ છે તે સત્યનું એઓને ભાન થયું ન હતું, અને એઓ જોવ યા ઝીઅસ, જુનો યા હેરા, મીનરવા યા પેલૅસ, વીનસ યા એફ્રોડાઈટ, નેપચ્યુન યા પૉસીડન, હરમીસ યા મરકયુરી, વિગેરે, દેવતા દેવીઓની મૂર્તિઓ ઉત્તમ કળાથી બનાવી વેહેમી ભાવથી પૂજતી હતી. દેવપરસ્તીએ મનુષ્યોનાં મન વસ કર્યાં હતાં. તેવા જમાનામાં જરથોશ્તે પોતાની આસ્ને-વીરથી જોયું કે તમામ સૃષ્ટિમાં, કુલ કુદરતમાં હંમેશને હંમેશની એક વ્યક્તિ, એક સૃજનાર, છે જે દાદાર હોરમજદ છે કે જે હંમેશાં એક સરખો છે (નૂરેમચીત અહુરા હામો.)

એ પવિત્ર નરે પોતાના હૃદયમાં સવાલ કીધો કે શરૂઆતમાં રાસ્તીનો પેદા કરનાર તથા પિતા કોણ? કોણે સૂર્ય તથા તારાઓના માર્ગ મુકરર કીધા? કોણથી ચંદ્રમા વધે છે અને ઘટે છે? જમીન તથા આસ્માનને ટેકાવી રાખનાર કોણ છે? પાણી તથા વનસ્પતિનો બનાવનાર કોણ? કોણે પવન તથા વાદળાંને વેગ આપ્યો? અંતઃકરણમાં ભલા વિચારો ઉત્પન્ન કરાવનાર કોણ? કીયા કારીગરે અજ-

વાળું તેમજ અંધારૂં બનાવ્યું? ઉંઘ તથા જાગૃતિ કીય કારીગરે બનાવી? કોણે સહવાર, બપોર, અને રાત પેદા કીધી? બાપને દીકરો કોણે પ્યારો કીધો? આવા સવાલો ઉપર મનન કરતાં એઓની ખાતરી થઇ કે સઘળું પેદા કરનાર, આ સઘળું કાર્ય કરનાર, આબાદી કરનાર, અન્દીઠ હોરમજદ છે, બીજો કોઈ નહી; અને એઓ જીગરથી પોકારી ઉઠે છેઃ—

હવો જી અષા સ્પેન્તો ઇરિખ્તેમ વીસ્પોઇબ્યો
હારો મઈન્યૂ અહૂમબીશ ઉર્વથો મજદા.

(અએ મીનો હોરમજદ! ખચીત તું પોતે રાસ્તીથી આબાદી કરનાર, હમો સઘળાઓમાંથી ખરાબી દૂર કરનાર તથા બેહુ દુનિયામાં દોસ્ત છે.) (ઉસ્તવદ ગાથા, હા ૪૪, ફ્. ૨).

એઓ સાહેબ વળી બોલે છે કે—

અત થ્વા મેનગહી પોઉરવીમ
મજદા યેજીમ સ્તોઇ મનંઘહા,
વંઘહેઉશ પતરેમ મનંઘહો હ્યત
થ્વા હેમ ચષ્મઇની હેનગ્રબેમ
હઇથીમ અષ્હ્યા દાંમીમ અંઘહેઉશ
અહુરેમ ષ્યઓથનએષૂ.

(અએ હોરમજદ! જ્યારથી મારી ચષ્મમાં મેં તને પકડી લીધો છે (conceived) ત્યારથી હંમેશાં સર્વથી પહેલો પાક મનશનીથી ઈજવા લાયક, ભલાં મનનો પિતા, રાસ્તીનું ખરૂં મૂળ, તથા આએ દુનિયાનાં કામો ઉપર

સાહેબી ભોગવનાર તરીકે મેં તને ધાર્યો છે ) ( અહુનવદ ગાથા, હા, ૩૧, ફ. ૮).

આવી રીતે કિરતારના એકત્વ ( oneness ) નું જે પોતાને જ્ઞાન થયું તે સકળ અનજુમનમાં ફેલાવવાની એઓને ખરી ફરજ જણાઇ. આ મોહોટો સાહાસ હોરમજદની મદદ વગર ફતેહમંદ ઉતરી નહી શકે, તેથી તે સાહેબની એઓએ મદદ અને બક્ષેશ ચાહી (હા ૨૯, ફ. ૧૧). ખોટો ધર્મ સમજાવનારાઓ દીનના કલામો ઉલટાવી નાખતા હતા તથા બુરી શિખામણોથી બીજાં માણસોની અકલને ભૂલાવો ખવાડતા હતા તથા જરથોશ્તની નેક નૈયતની ખાહેશ સરંજામ ન ઉતરે એવા પ્રયતનો ચલાવી રહ્યા હતા, એટલા માટે બાતેનની બંદગીથી ( ઉખ્ધા મન્યેઉશ ) પેગમબર સાહેબે હોરમજદ તથા અષને કરગરીને અરજ કીધી કે એવા બુરાઓની કોશેશો તુટેલી થાય ( હા ૩૨, ફ. ૯ ). જગત કર્ત્તાએ આ પેગમબરને આબાદી કરનાર તથા (દીનને માટે) મેહેનત કરનાર તરીકે (ફ્રષુયન્તએચા વાસ્તરયાઈચા) પેદા કીધો હતો, અને એના મારફત રાસ્તીનો ફેલાવો થાય તથા દુનિયાની ખરી ફરજો શી છે તે જાહેર થાય તે વાસ્તે એના ઉપર તેણે વાકચાતુરીની બક્ષેશ કીધી (હા ૨૯, ફ. ૬, ૮). જરથોશ્ત સાહેબને છટાથી બોલવાની બક્ષેશ થઈ તે કાંઇ તલેસ્માત કે મોજેજો નથી. આ દાનાવનો સખુન છે કે Out of the fullness of the heart the mouth speaketh (જીગર જ્યારે ઉભાતું હોય છે ત્યારે બાતેનની લાગણીઓ આપ મેળે જબાન મારફતે ઉછળી નીકલે છે). જરથોશ્તે પોતાનાં તનનો જાન (ચીત ખખ્યાઓ ઉશ્તનેમ, the vital

force of his body) તથા નેક મનશનીની ઉત્તમતા હોરમજદને અર્પણ કીધાં હતાં (હા ૩૩. ફ. ૧૪). ખોદા ઉપર શ્રદ્ધા રાખીને, ખોદાની હર હંમેશ મદદ ચાહતા રહીને, ખોદાની એકતા (unity of God), અશોઇ, વિગેરે, અતિ ઉત્કૃષ્ટ અને પ્રૌઢ બાબતોનો સંદેશ જન સમાજ સન્મુખ બહાર પાડતાં, જેવું એઓનાં જાગ્રત જીગરનું ઉછળતું જોશ હતું તેવાંજ જોશ, તેવીજ ઉત્સાહથી એમની જબાનમાંથી સખુનોનો રેલો વેહેતો થાય એ સ્વાભાવીક હતું.

જીજસ ક્રાઇસ્ટના ચેલાઓએ કરેલાં કાર્યોનો એહેવાલ (The Acts of the Apostles) એ નામનું પુસ્તક જે ખ્રીસ્ટીઓના બાઇબલનો એક ભાગ છે તેનાં બીજાં પ્રકરણમાં બ્યાન આવે છે કે જીજસનાં મરણ બાદ, ઇ. સ. ૩૩ ના સાલમાં, પેન્ટીકોસ્ટના દિવસે બધા ચેલાઓ એક જગોમાં ભેગા થયલા હતા, ત્યારે જબરો વાયુ ધસ્યો આવતો હોય તેમ આકાશમાંથી એક આવાજ એકાએક આવ્યો અને આખું મકાન તેથી ભરાઇ ગયું, અને અગ્નિની હોય તેવી ચીરાયલી જીભો (cloven tongues like as of fire) તે ચેલાઓની નજરે પડી અને તેમાંની એકેક તેઓના ઉપર બેઠી, અને તેઓ હોલી ગોહોસ્ટ (પવિત્રાત્મા)થી બધા ભરપુર થયા અને તે આત્માએ જેમ તેઓને વાચા આપી તેમ બીજી ભાષાઓમાં તેઓ બોલવા લાગ્યા. ત્યાં લોકોનું ટોળું જમા થયું જેમાં પાર્થીઅનો, મીડો, એલેમાઇટો, ક્રીટનો, આરબો, રોમનો, વિગેરે, જુદી જુદી કોમોનાં

આદમીઓ હતાં અને તે બધાંઓની સાથે તેઓની દેશી જબાનોમાં પેલા ચેલાઓને બોલતા જોઇને તેઓ મોહોટા અચંબામાં પડયાં.

આવા અસાધારણ ચમત્કાર, યા જીજસ ક્રાઇસ્ટે થોડી રોટી અને છ માછલાંમાંથી પાંચ હજાર આદમીઓને પેટ ભરીને જમાડયાં અને તો બી ખાતાં વધ્યું, કે એક લગ્નનાં ખાણાંમાં દારૂ ઘટી ગયો ત્યારે મોહોડું હાથ ધોવા માટે બાલદીઓમાં પાણી ભરેલું હતું તેનો જીજસે દારૂ બનાવી કહાડયો, એવા મોજેજાઓ બતાવીને પોતાનો સંદેશો સ્વીકારવા જરથોશ્ત સાહેબે જન સમાજને લલચાવી હોય એવો લગરીક એશારો ગાથાઓમાં જડશે નહી.

અનજુમનની સભામાં દીનની બાબતની સમજણ આપતાં પ્રથમમાંજ પેગમ્બર જરથોશ્તે સ્પષ્ટ કહી દીધું હતું કે અએ તમો જેઓ દીનની બાબતો જાણવાની ઇચ્છા રાખીને દૂરથી તથા નજદીકથી આવ્યા છો તેઓ હું જે કહું તે ઉપર કાન કરો, ધ્યાનથી સાંભળો, અને મનમાં બરાબર તોલ કરો, કે જેથી કરીને ખોટા ધર્મ સમજાવનારથી તમો ફરીથી ભૂલાવો નહી ખાઓ અને તમારી જીંદગીને ખરાબ નહી કરો, જે ઉત્તમ નસીહતો હું સંભળાવું છું તે સાંભળો અને તમારી રોશન વિચાર શક્તિથી તે ઉપર દરીઆફ્ત કરો, દરેક જનને પોતાને માટે પસંદગીનો એતેકાદ હોવો જોઇએ અને એ બાબે મારીથી વાકેફ થવા માટે જાગૃત બનો; જે હું કહી સંભળાવીશ તે આત્મબોધ (spiritual illumination) વાસ્તે શિખવા લાયક અને લાભકારી છે. (હા. ૩૦, ફ. ૧, ૨, હા ૪૫, ફ. ૧).

તે વખતનાં ઘણાએક જન તરફથી એઓનાં પેગમબરી કામમાં જબરી હરકત થવા લાગી. એમનાં ખેશીઓ તથા સાથીઓ એમનાથી અળગા થવા માંડયા, એઓને આથી ઘણી નાસીપાસી થઇ અને દીલમાં પોકારી ઉઠયાઃ—

"મારા ખેશી તથા ફરમાનબરદાર મને છોડી ગયાથી હું હવે કઇ જગોએ વલાણુ લેઉં? નહી ધંધાદારીઓ કે નહી પાપી જુલમગારો, કોઇબી મને રાજી રાખતા નથી, ઓ હોરમજદ! આમ હોવાથી હું તને કેવી રીતે ખુશાલ કરીશ? આ મેં જાણ્યું ત્યારથી હું નાસીપાસ બન્યો છું. મારી ગુંજાશ બહુ થોડી છે. વળી હું થોડા સાથીવાળો છું. મારી હાલત તરફ તું નજર કર, એક મિત્ર બીજા મિત્રને આપી શકે તેમ તું મને દિલાસો આપ. રાસ્તીની મારફતે ભલાં મનની દોલત તું શિખવ." (હા ૪૬, ફ. ૧,૨).

મી. એલ. એચ. મીલ્સ જણાવે છે કે તેજી પર ચડેલા રાજદ્વારી કટોકટ સમયમા પોતાના સ્વદેશી જન વર્ગને ધર્મ શિખવવામાં જાતે રોકાયલા એક આસામીના જીવતા જાગતા વિચારો આ ગાથાઓમાં આપણને મળે છે, કેમકે મીડો–ઇરાનના કેટલાક ફીરકાઓ કે ઇલાકાઓ વચ્ચે માંહોમાંહે ધર્મની લડાઇ જાગેલી જણાય છે અને કેટલાક મુલકમાં અવસ્તા વાળી પક્ષનો વગ ચઢયાતો થાય કે વેદીક પક્ષનો તેનો આધાર એ લડાઇનાં પરિણામ ઉપર લટકેલો હતો, અંતમાં, આપણે જોઇએ છીયે કે એ પરિણામો જે પ્રથમમાં એકાદ નાનાં સંસ્થાનની મરિયાદામાં અટકયાં હતાં તે તમામ ઇરાનમાં લંબાયાં કેમકે હોરમજદની પરસ્તેશ આઝરબઇઝાનથી

બલુચીસ્તાન તથા ઇરાની અખાતથી કાસ્પીઅન સમુદ્ર સુધીના મુલકનો મુખ્ય ધર્મ થયો હતો, અને આ નિર્વિવાદ છે કે સુધારાવાળી પક્ષ અને આગળા ધર્મમાં લાભ ધરાવતા ધર્મગુરૂઓ વચ્ચે જે અનિવાર્ય વૈરભાવ ઉઠેલો તે જરથુસ્ત્રે આપવા માંડેલા ધર્મોપદેશથી જ્યાદા વધ્યો.

ઓકસફર્ડ યુનીવર્સીટીનો આ વિદ્વાન પ્રોફેસર જરથોસ્ત સાહેબના ગાથાઓ વિષે ખુલ્લા શબ્દોમાં કહે છે કે "પારસીઓ શું પણ હરેક આસામી કે જે ધર્મના નિયમો ધરાવતો હોય તેણે એ ગાથાઓ અવશ્ય વાંચવા જોઇએ, સબબ કે સૌથી સ્વચ્છ અને પૂર્વકાલિક ( earliest ) રૂપો માંહેલાં એક રૂપમાં સાર્વલૌકીક ધર્મ (Universal Religion) નો અર્ક એમાં સમાયલો છે. અવસ્તામાં શિખવ્યું છે તેમ જો નેકી પોતે પોતાનો બદલો હોય, તો અશો થવું કેવું ડહાપણ ભર્યું છે, કેટલું ઉમદા છે!"

તા. ૧૧ મી ફેબ્રુવારી ૧૯૧૬ ના દીને મુંબાઈમાં શેઠ બંગાલીવાળી સ્કુલમાં રેવરંડ ડૉ. જેમ્સ હોપ મોલ્ટને એક ભાષણ દરમ્યાન જણાવ્યું કે ગાથાઓમાં જરથોસ્તે અથવા કંઇ અંશે એના ચેલાઓએ જે ધાર્મિક વિચારો પ્રકટ કીધા છે તેની બુલંદી તથા સ્વચ્છતા બહુ વધારે આપણને અચંબો આપે છે જ્યારે આપણે યાદ કર્યે છીએ કે એ પેહેલ કાઢનાર (pioneer) હતો અને તેની આત્મિક સિદ્ધીની સપાતી સુધી પુગેલો ભાગ્યે કોઇ બીજો એની આગમચ થઇ ગયો હોય. વિશેષમાં, એના જમાનામાં એ એકલવાયો હતો. વર્ષો વેર એ જગેજગ ફરતો રહી વાયજી કરતો રહ્યો અને આખરે

ફ્તેહ પામ્યો તેની બહુ લાંબો વખત પહેલાં એને નિરાશીઓ મળ્યા કીધી હતી. ધર્મમાં નવી સચાઇઓ બીજાં આસામી-ઓની આગળ ધરતાં એણે જે સીતમ વેઠયા તે આજના હિંદુસ્થાન માટે ધડો લેવાનો એક અસરકારક પાઠ છે. × × × અંતઃકરણના નિશ્ચયની સંપુર્ણતા, વિચારની અગાધતા સાથે વેહેવારૂ બુદ્ધિનું આશ્ચર્યકારક જોડાણ, તથા મનશ્નીની સ્વચ્છતા, જેણે હલકું કદીય કશું ઉચ્ચાર્યું નથી, એ માટે પ્રાચીન સુધારાના પ્રાથમિક દિવસોમાં મનુષ્ય જાતના અગ્રે-સરોમાં જરથોશ્ત એક રોશન દીવાદાંડી મીસાલે ઉચું સર ઉઠાવે છે. (For depth of conviction, for the wonderful combination of profundity and practical sense, and for the purity of thought which "uttered nothing base," Zarathushtra towers like a beacon among the leaders of mankind in the early days of ancient civilisation).

ફ્રાન્સીસ પાવર કૉબે ( Studies New and Old of Ethical and Social subjects) મત ઓચર્યો છે કે એશીઆ ખંડની પાંચ મોહોટી દીનો, ઇસ્લામ, બુધીઝમ, બ્રાહ્મીનીઝમ, કનફુશીઅન અને જરથોશ્ની, માંહેલી છેલ્લી દીન (જે પાળ-નારાઓ આપણા વખતમાં માત્ર મુઠીભર સંખ્યામાં છે તે છતાં ) આપણી જીજ્ઞાસા ઉપર સૌથી વધારે મજબૂટ દાવો કરે છે.

જે દીનનો દાવો આવી રીતે પારકાઓ પણ સ્વીકારે છે તે દીનના પ્રવરતાર અશો જરથોશ્તના ગાથાઓનો, બલકે તમામ અવસ્તાઓનો, બને એટલો અભ્યાસ કરવાની

આપણે કે જેઓ જરથોશ્તીઓ કહેવાવાને મગરૂરી લઇએ છીએ તેઓની આઈન ફર્જ છે.

સદદર યાને જરથોશ્તી ધર્મના સો (સદ) દરવાજા (દર) નામની કીતાબમાં દસ્તુર શાહજાદ જણાવે છે કે એક જરથોશ્તી જ્યારે વર્ષ ૧૫ નો થાય ત્યારે તેની ફરજ છે કે જે પોતીકો એક દસ્તુર કબુલ કરે; શા વાસ્તે કે જે કોઈ કામ અને સવાબ દસ્તુરની રજા વગરનું ખુદાને પસંદ નથી, શા વાસ્તે જે ખોદા તાલાની નજદીક દસ્તુરનો એ મરતબો છે જે ગુનાહનો ત્રીજો હીસ્સો એ દસ્તુર બક્ષી શકશે. પણ જાણવું જે જે શખ્શ ઘણો એક કાબેલ અને ફાજેલ અને દાનાવ અને કુલ એલમમાં માહેર હોય તેને જરથોશ્તી દીનનો દસ્તુર કરી કહે છે. જ્યારે કાંઇ કામ તને આવી પડે અને તું નહી સમજે કે એ કામમાં સવાબ છે યા ગુનાહ, ત્યારે ધિરજ કરી દસ્તુરથી પુછ અને તેના ફરમાવ્યા પ્રમાણે કર.

ફારસીમાં કહ્યું છે કે "ઇલ્મ સીના દર સીના નેહ દર સફીના" યાને ખરૂં જ્ઞાન છાતીમાંથી છાતીમાં સોંપાયલું હોય તેજ, બાકી પેટારાઓમાંનું, એટલે ચોપડીઓમાંનું, નહીં. મતલબ કે લાયક ચેલાઓને ગુરૂ તરફથી મોહોડે મોહડું શિખાડવામાં આવે તે ખરો એલ્મ. ઇલ્મે ક્ષ્નુમના ઉસ્તાદ મી. બેહેરામશાહ ન. શરાફે એક જગોએ કહ્યું છે કે સાચો ઇલ્મ કલમી યાને લખાણબાજીમાં નહી કરવાનું કારણ એ છે કે ખરા ઇલ્મે બતાઇમાં ચાવીઓ પુષ્કળ હોય છે જે માત્ર લાયકાત પુરવાર કીધેલા શાગેર્દોનેજ ઉસ્તાદ બતાવી શકે છે.

ઉસ્તાદ અને શાગેર્દ વચ્ચેનો સંબંધ કેવો ઘાડા પ્રકારનો હોવો જોઈએ તે મેહેર યશ્તનો ૧૧૬ મો ફકરો બતાવે છે જેમાં જણાવ્યું છે કે ઉસ્તાદ અને શાગેર્દ* વચ્ચે સીતેર ઘણી મિત્રાચારી હોય છે, જ્યારે સાથે શિખતા છોકરાઓ ( co-disciples ) વચ્ચે સાઠ ઘણી હોય છે.

દીનકર્દમાં કહ્યું છે કે શ્રેષ્ટ ચીજ અશો પુરૂષો સાથની ધાર્મિક ગુફ્તેગુ છે કારણ કે અશો પુરૂષો સાથની ધાર્મિક ગુફ્તેગુ ખુદાની પિછાન કરવા જેવું કામ છે. એ કેતાબમાં ઘણી જગોએ જાહેર કીધું છે કે હરએક જરથોશતીને દીનની સમજ લેવાની ફરજ છે તેમ હરએક ધર્મગુરૂની બેશક ફરજ છે કે તેણે આદમીઓને ધર્મનો બોધ કરવો. વળી એવું જણાવ્યું છે કે દીનને લગતી બક્ષેશ કરનાર શખ્શ દીનને લગતો ધર્મગુરૂ છે. તે જ્યાં સુધી આ દુન્યામા આદમીઓને દીનને લગતો ઉલટ આપનારો છે, ત્યાં સુધી તેને ખુદા તરફથી સારી આએપત મળે છે; પણ જો આદમીને દીનની બક્ષેશ કરનારો તે ધર્મગુરૂ તેને લગતી દીનની બક્ષેશને ( યાને દીનને લગતો બોધ આપવાનાં કામને ) પાછું રાખે તો તેને દોજખનું મકાન મળે છે. દરેક શખ્શે કીયું કામ કરવું અને કીયું નહી કરવું તે વિષેની સમજ મેળવવી દીનના

* કેળવણી લેનાર ચેલાને અવસ્તા જમાનામા અએથ્રય કહેતા, અને કેળવણી આપનાર ઉસ્તાદને અએથ્રયપઇતિ કહેતા જે ઉપરથી આપણો હેરબદ અથવા એરવદનો એલકાબ નીકળ્યો છે. અએથ્રયપઇતિ જે કેળવણી આપતો તે અએથ્ર કહેવાતી.

દસ્તુરથી છે; સઘળાં આદમીઓની તે દરએક વસ્તુને લગતી વાજબી સમજ આપનાર (દસ્તુર) નહી હોવાથી, તેની અંદર હોરમજદની, ધર્મની, અને સવાબની સમજ હોતી નથી. સમજવાની શક્તિ વગરના માણસને તે સમજાવનારા ઉપરી વગર નેકીનું વિચારવું કેમ હોય? આ વાસ્તે મનુષ્યોમાંના હરએકને પાપથી છુટકારો મેળવવા અને પૂણ્ય મેળવવા સારૂ એક ગુરૂની જરૂર છે. વળી વધુ એવું જણાવ્યું છે કે ભલી દીનના ઉસ્તાદની તરફથી રવાનને વાસ્તે ઉત્તમ ચાલની તથા પવિત્રાઈ માટેની કેળવણી તથા સમજ માણસને આપવાથી તેનો (દોજખથી) ઉગાર થાય છે.

વંદીદાદ, પરગરદ ૫, ફ. ૪૪, માં ફરમાવ્યું છે કે અગર કોઇ શખ્સ અકલ મેળવવાની ખાહેશ રાખતા આવે તો તેઓને માથ્ર સ્પેન્ત યાદ કરાવવા (શિખવવા) જોઇએ. વળી આવાં યશતમાં જાહેર કીધું છે કે ખરો અથોરનાન દીનનો એલમ ધરાવનાર, દીનનાં ફરમાનો શિખેલો, ધર્મના ભેદો જાણનાર, સદાચારી તથા મનને કાબુમાં રાખનાર હોવો જોઇએ.

એજ કેતાબની ૧૮ મી પરગરદમાં છે કે દાદાર હોરમજદે જરથોશ્તને કહ્યું કે ખચીત ઘણાં માણસો છે જેઓ દીનનાં કામમાં વાકેફ થયા વગર પદાનને ખોટી રીતે રાખે છે અને ઠગાઈથી પોતાને આથ્રવન કહેવા માગે છે; જે ઇજશને કીધા વગર, ગાથા ગાયા વગર, યાદ કર્યા વગર, કામ ધંધો કર્યા વગર, શિખ્યા વગર, શિખવ્યા વગર, તમામ રાત પડી રહે, અને તે છતાં પોતાના જીવની ફતેહને

માટે ઇચ્છતો હોય, તે ઠગાઇથી પોતાને આશ્રવન કેહેવા માગે છે; ઓ અશો જરથોશ્ત! એવા શખ્સને તાહારે આશ્રવન કેહેવો જોઇએ કે જે તમામ રાત અશો, પિડામાંથી છુટકારો કરનારી, કુશાદગી આપનારી, દુન્યાને મેળવનારી, રાસ્તી તરફ પહોંચાડનારી, એવી અકલને પુછે (યાને, જે શખ્સ એવી સીફતોવાળી દાનાઇ મેળવે તેને આશ્રવન કહેવો જોઇએ).

બેહેશ્તનશીન દસ્તુરજી ડૉ. હોશંગ જામાસ્પે ઇજશનેના હા. ૬૫, ફ. ૯, ના સંબંધમાં નીચે પ્રમાણે શરેહ કીધી છે:—

"કુથ વાચો અવિબૂત યાં હે ચખ્સે અએથ પૈતિશ, યાને, તેની બંદગીના કલામો હકની દરગાહમાં વધારે પસંદ દીદેહ છે કે જે તે બંદગી કરે તેની મકસદ ઉસ્તાદોથી સમજીને કરે કે આએ બંદગી, ક્રિયા યા જશનો શા માટે અને કયાં કારણ સર કરીએ છીએ. માટે ચોકકસ સાબેત થાય છે કે હોરમજદની કુલ પેદાયશનું તેમજ કુલ ધર્મ ક્રિયાનું જ્ઞાન પહેલાં હાંસેલ કરવું અગત્યનું છે, અને એ વિષેનું જ્ઞાન મેળવવું એજ આપણ દરએક ઇનસાનની અએન ફરજ છે, અને તેવું જ્ઞાન હાંસેલ કરવું તેનેજ એલ્મ એ નામ સાધારણ રીતે ઉપર આપેલું છે, અને આપણાં ધર્મ પુસ્તકોમાં દરએક દીનદારને પેહેલાં તે હાંસલ કરવાની ફરજ નાખેલી છે."

"પારસી" તખલ્લુસવાળા એક દાનાવ નુકતેચીન ૧૪ મી જુન ૧૯૨૫ ના રાસ્તગોફતારમાં બળાપાનો ઉદગાર

કાહાડે છે કે પારસી કોમનો સર્વેથી મોહોટો ભાગ કુદરતના આવાજ તરફ લક્ષ નહી આપવાથી કોમની હાલની દયાજનક સ્થિતિ ઉત્પન્ન થવા પામી છે, કોમનું દર રોજનું બલ્કે દર કલાકનું માનસિક અને નીતિ સંબંધી વરતન દરએક બાબતમાં બનાવટી અને ઢોગી બની ગયું છે, કોમ પાસે જે એકજ એલાજ બાકી રહ્યો છે તે ધીમાં પણ મજબૂત કદમે કુદરત તરફ પાછું ફરવાનો છે, અને કુદરતે નિર્માણ કીધેલા જે કાયદા કાનુનોનો ભંગ દરરોજની જીંદગીમાં કરવામાં આવતો રહ્યો છે તે કાયદા કાનુનોને માન આપતાં અને તે ઉપર પુરેપુરો અમલ કરતાં શિખવામાં આવશે નહી તો પારસી કોમનો દિવસ વધુ બરગશ્તે રૂપ ધારણ કરે તો અજબ થવાનું નથી.

એ લેખકની શિખામણ કોમને કુદરત તરફ પાછું ફરવા કહે છે. કરાંચીના જાણીતા વિચારશીલ ગ્રહસ્થ શેઠ જમશેદ ન. મહેતાએ એવો વિચાર દર્શાવ્યો છે કે આપણી કોમે અસલ બુન્યાદનો ધંધો જે ખેતી છે તે પાછો ઉપાડી લેવો જોઇએ, અને આપણા મહાન પેગમ્બર જેઓ મોહોટી આબાદી લાવનાર ખેડુત હતા તેના અશો તરીકાને પાછો પકડવો જોઇએ. એઓ ભેગા આપણે બધા Back to Nature! Back to Zoroaster! નો પોકાર દીલોજાનથી કરીશું.

ધર્મજ્ઞાન તથા ધર્મધ્યાન વિના નીતિમાન જીવન ગાળવું કઠણ, કિંવા, વેહેવારૂ રીતે વિચાર કરીએ તો, અશક્ય છે. માહારી નૈયત શુદ્ધ છે અને મહારી નીતિ રીતિ સ્વચ્છ

છે વાસ્તે મને ધર્મની જરૂર નથી, એમ કહેવું જેટલું વડાઇ-ખોરૂં તેટલું પોતાના હકમાં નુકશાનકારક તેમજ મનને ઠગનારૂં છે. ધર્મના પ્રકાશ તથા આંકોશ વિના મનુષ્યનું ચંચલ મન લપસે છે એ અનુભવસિદ્ધ વાત છે.

અશો જરથોશ્ત સાહેબના આચાર વિચાર એઓશ્રીના ગાથાઓમાંથી જણાઈ આવે છે, અને તે આચાર વિચારની આપણાં પોતાનાં જીવનમાં નકલ કરવાને માટે એ ગાથાઓ એક સ્વચ્છ આઇના મિસાલ છે.

આગલા વખતના દાનાવ દીનદારોનું એવું માનવું હતું કે ધર્મ ઉપર એટલે અવસ્તા અને ઝંદ ઉપર મનન કરવા માટે હરેક જને ઘણીજ કોશેશ કરવી જોઇએ, કેમ કે દીન ઉપરનું સ્મરણ આત્મા માટેનું બખ્તર છે. વળી તેઓ એમ માનતા હતા કે જે કોઇ શખ્સ પોતાનું ધર્મી મોહોડું દીન તરફ કરે અને પોતાના ખવાસને તે મુજબ સારી રીતે આરાસ્તે કરે તો દીન તેને એક હજાર સાચા વિચારો દેખાડે કે જે તેણે કદી કોઇથી સાંભળ્યા નહી હોય (દીનકર્દ પુસ્તક છઠ્ઠું, ફ. ૬૩, ૨૬૬).

જેમ માણસ વધુ વાકેફ થાય છે તેમ તે વધુ ને વધુ કૌવત સાથે સુધરતો જાય છે. જેઓ જાતી ડહાપણથી ખોદાના અને ભલી મીનોઈ શક્તિઓનાં કામોના તમામ ભેદોને લાયક હોય તેઓના બાબમાં જાહેર કરવામાં આવ્યું છે કે તમો એટલી હદ સુધી અશો થશો કે ભલી મીનોઈ શકિતઓનો વસવાટ તમારા શરીરમાં થશે કે જેઓ રવાનને લગતી દોલતના છુપા ભેદો સારી પેઠે ખુલ્લા કરશે. (દીનકર્દ પુસ્તક છઠ્ઠું, ફ. ૨૧૪).

ઉશ્તાનો જાતો આથ્રવ યા સ્પિતામો જરથુશ્ત્રો !

(=શુક્રાના ! કે આપણા માટે અથોરનાન પેદા થયો છે જે સ્પિતમાન જરથોશ્ત છે).

. યાનીમ મનો યાનીમ વચો, યાનીમ

શ્યઓથનેમ અષઓનો જરથુશ્ત્રહે !

(=પવિત્ર જરથોશ્તના વિચાર, સુખન, તથા કામ બરકત આપનારાં છે.)

વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે

વીસ્પચ શ્યઓથન યજમઇદે, વરશ્તચ વરેષ્યમ્નચ.

(=જરથોશ્તના તમામ કલામોને હમો વખાણીએ છીએ. તમામ સારાં કીધેલાં કામો, જે કરવામાં આવેલાં છે, તથા હવે પછી કરવામાં આવશે, તેને હમો વખાણીએ છીએ).

અષેમ વીસ્પેમ માંથ્રેમ યજમઇદે

જરથુશ્ત્રેમ હધ માંથ્રમ યજમઈદે.

(=તમામ માંથ્રને પવિત્ર ગણી હમો યાદ કરીએ છીએ, જરથોસ્ત જે માંથ્ર સાથનો યાને માંથ્રનો બનાવનાર તેને હમો યાદ કરીએ છીએ).

માંથ્ર સ્પેન્ત દએના મજદયસ્ને હઓમચિનેમ યજમઇદે

(=આબાદી કરનાર માંથ્રવાનીને તથા હોમને પસંદ કરતી માજદયસ્ની દીનને હમો વખાણીએ છીએ).



## વિષય ચોથો.

# જ્ઞાન વિજ્ઞાનમાં ગમે એવો વધારો થતો રહે તોય એક જરથોશતીને તેના ધર્મની સચાઇઓ માટે ધ્રુજવાનું કારણ આવનાર નથી.*



જ રથોશતીઓની શું પણ મનુષ્ય માત્રની મોહોટી કમનસીબી છે કે આપણાં ૨૧ નસ્કોમાંથી ફક્ત જુજ ભાગ જળવાઈ રહ્યો છે અને બાકીનાનો બીલકુલ નાશ થઈ ગયો છે, મગર જે થોડો પણ જળવાયલો છે તે માટે આપણને દાદારના ઘણા શુક્રાના કરવાના છે. એ માંહેનાં શિક્ષણો, સિદ્ધાંતો, ફીલસુફીઓ, અને કાનુનો કેવાં વેહેવારૂ, લોકોપયોગી, તેમજ ઉંચ આદર્શો- વાળાં તથા પુરાં શાસ્ત્રિય છે કે મોહોટા મોહોટા સાવાંઓ (મહા વિદ્વાન પંડિતો) અચંબો પામતા રહ્યા છે કે એવા પૂર્વ કાળમાં આવું જ્ઞાન એક પુરૂષમાં આવ્યું કહાંથી.

આપણાં ધર્મ પુસ્તકોમાંનું કશું ન સમજ પડે એવું જણાય તો તે હસી કહાડવાની કભી ઉતાવળ કે નાદાની કરવી નહી, કારણ કે આપણે જોઇએ છીએ કે જેમ જેમ પશ્ચિમની વિદ્યા વધારો કરતી રહે છે તેમ તેમ આપણા

---

* આ ભાષણ ભરૂચ શેહેરમા રૂસ્તમજી વખારીઆ હૉલમાં તા. ૨૩–૯–૧૯૨૫ ના દીને ખા. બા. સરદાર આદરજી મંચેરજી દલાલ, બી. એ., ના પ્રમુખપણા હેઠળ આપવામા આવ્યું હતું.

ગાથાઓ, યશ્તો, વિગેરેમાં જણાવેલી બાબતો ખરી શાસ્ત્રાનુસાર છે તેની ગવાહીઓ મળતી રહી છે. ઘણાં દ્રષ્ટાંતોમાંથી થોડાંક હું અત્રે જણાવીશ.

પૃથ્વી, તારાઓ, ગૃહો, સૂર્ય, ગગન એ બધાં થંભ નથી પણ ફરે છે એવું અવલોકન યુરોપ્યન ખગોળવેત્તાઓ કરી શકયા તેની હજારો સાલ પેહેલાં જરથોશ્ત સાહેબે એ આશકારા કીધું હતું. ગાથા સ્પેન્તોમદ, હા ૫૦, ફ. ૧૦,માં એઓ કહે છે કે અએ હોરમજદ ! તારા, સૂર્યો, દિવસની ખબર આપનાર (બામદાદનું ઝઝકલું), તારી કીર્તિને માટે ગરદેશ કરે છે. ૪૪ મા હાના ફ. ૩ માં એઓ પુછે છે કે સૂર્યનો તથા તારાઓનો માર્ગ (ખોદા સીવાય) કોણે મુકરર કીધો ? હા ૪૪, ફ. ૬, તથા હા ૪૬, ફ. ૨૦ માં પૃથ્વિને ફરતી જણાવી છે (અજીમ ગામ). ખોરશેદ મેહેરની નીઆએશોમાં આસ્માનને પોતાના ઠેરવેલા માર્ગ પ્રમાણે એટલે ખુદરતના કાયદા પ્રમાણે ચાલનારૂં જણાવ્યું છે (થ્વાષેમ ખધાતેમ યજમઇદે=પોતાના ઠેરવેલા માર્ગ પ્રમાણે ચાલનારાં આસ્માનને હમો વખાણીએ છીએ.) વંદીદાદ, પરગરદ ૧૯, ફ.૪૫,માં જણાવ્યું છે કે પ્રાચીન કાળથી પોતાના ઠેરવેલા માર્ગ પ્રમાણે ફરનાર ભપકાદાર આકાશ ગંગાને હું વખાણું છું.

દરિયાનાં પાણી સૂર્યના તાપથી તપી બાફ બની, ઉંચે ચડી, તેમાંથી વાદળાં બની વરસાદની ઉત્પત્તિ થાય છે અને એ કાર્યમાં જંગલો (ઝાડ પાન) ઉપયોગી ભાગ બજાવે છે તે હાલની વિદ્યાની હજારો સાલ પહેલાં લખાયલી આપણી વંદીદાદમાં દર્શાવેલું છે. જુઓ એની પરગરદ ૨૧ ના ફ. ૧૨ તથા ૧૬:–

"૧૨. જેથી કરીને (યાને વરસાદ વરસ્યાથી) વોઉરૂ–કષ દરિયો પાણીનો જમાવ થાય છે. ( અએ વોઉરૂ–કષ દરિયા) તું ઉઠ, એકઠું કર, વાદળાંની જગા તરફ અને વળી જમીન તરફ. જેની ઉત્પત્તિને માટે તથા વધારાને માટે હોરમજદે ઝાડપાનો પેદા કીધાં."

"૧૬. જેથી કરીને (યાને વરસાદ વરસ્યાથી) વોઉરૂ–કષ દરિયો પાણીનો જમાવ થાય છે. તું ઉઠ, તારૂં પાણી એકઠું કર, વાદળાંની જગા તરફ અને વળી જમીન તરફ. તું ઉઠ, પાણી સીપ, જમીન તરફ અને વળી વાદળાંની જગા તરફ, જેની ઉત્પત્તિને માટે તથા વધારાને માટે હોરમજદે (સૂરજનું) ઉગવું (અથવા તાપ) પેદા કીધું."

માહ યશ્તના ચોથા ફકરાના પેહેલા વાકયનો તરજુમો પ્રોફેસર ડારમેસ્ટેટે નીચે મુજબ કરે છેઃ–

"And when the light of the moon waxes warmer, golden-hued plants grow on from the earth during the spring." ( જ્યારે ચંદ્રની રોશની વધારે ઉષ્ણ થાય છે, ત્યારે વસંતમાં ધરતીમાંથી સોનેરી રંગની વનસ્પતિઓ ઉગી રહે છે).

આ બાબતમાં મી. ફીરોઝ મસાની ખોલાસો આપે છે કે સાયન્સ શિખવે છે કે "ઓડાઇલ" નામનો લોહચૂંબીક પ્રવાહી ચંદ્ર ઉપરથી ચાલુ વરસે છે કે જે ઝાડપાનને ઉગવામાં વિશેશ મદદ કરે છે. વળી મૉડર્ન સાયન્સ ઍન્ડ ક્રીસ્ચીએનીટી નામનાં બહુ વિદ્વતાથી ભરપુર પુસ્તકમાં પ્રોફેસર એફ. બૅટેકસ લખે છે કે આપણો પાડોશી ચંદ્રમા

પૃથ્વી ઉપર વનસ્પતિ તથા જાનવરની growth ઉપર જે અસરો કરે છે, તે બાબત આપણે અજ્ઞાન છઈએ; ખરેખર એ પ્રયોગ ( process ) વિષે આપણું જ્ઞાન એટલું થોડું છે કે આપણે સમજી શકતા નથી કે કાંય રોપો આકાશ ભણી સર ઉઠાડે છે અને તેનાં મુળિયાં હેઠે (જમીનમાં) વળે છે, તેમજ કઈ ભેદી અસરના સબબે ઘણાં ફુલો પરોઢિયાંમાં, બીજાંઓ બપોરે અથવા સાંજે, અને માત્ર એક મધરાતે ખીલે છે તે પણ આપણે સમજતા નથી; પરંતુ ભરતીઓટ તથા બીજા ચમત્કારો ( phenomena ) પરથી સાફ જણાય છે કે ચંદ્રથી આપણી દુન્યા ઉપર અસર થાય છે. વળી આપણે જાણીએ છીએ કે ચોકસ જડીબુટીઓ ને ઔષધિઓ મધ્યાને કે મધ્ધ રાતે યા અમુક વખતેજ વિણી હોય તોજ તે ગુણકારી હોય છે, જે બીના પણ ચંદ્ર કે સૂર્યની આડ-પાલા ઉપર થતી અસરની ગવાહી આપે છે. વળી કેટલાંક દર્દો અમાસ કે પુનમ ઉપર કે ઉઘાન ઉપર વધતું કે ઓછું જોર બતાવે છે તે ચંદ્રમાની અસર દાખવે છે. ભૂમધ્ય સમુ-દ્રના માછીમારોને આ વાત ખબર છે કે સીહેજહૉગ નામનું જાનવર જે જ્યાં ચંદ્રની રોશની પુગી નહી શકે એટલું ઉંડાણમાં પોતાનું રહેઠાણ રાખે છે તે ચંદ્ર વધારામાં હોય છે ત્યારેજ માત્ર ચરબદાર અને ખાવા લાયક હોય છે અને ચંદ્રના ઘટાડામાં તે ચરબીથી ખાલી થઈ જાય છે.

ખુરશેદ અને ચંદ્ર વચ્ચે સંબંધ છે તે ખુરશેદ યશ્તનો પાંચમો ફકરો બતાવે છે, જેમાં એમ આવે છે કે "યજાઇ હુખેધ્રેમચ યત અસ્તિ હુખેધ્રનાંમ વહિસ્તેમ અન્તરે માઓં-ઘ્હેમ્ચ હવરેચ," યાને સેતારાને લગતા સંબંધોમાંનો સર્વેથી

સરસ સંબંધ કે જે સૂર્ય અને ચંદ્ર વચ્ચે છે તે હું વખાણું. પ્રોફેસર ડારમેસ્ટેટે એનો તરજુમો અંગ્રેજીમાં કરે છે કે

"I will sacrifice unto that friendship, the best of all friendships, that reigns between the moon and the sun"

વળી એજ યશ્તમાં છે કે "યેઘી જી હવરે નોઈત ઉજુક્ષ્યેઈતિ અધદેવ વિસ્પાઓ મેરેન્ત ચિન્તિ યોઓહેન્તિ હપ્તો કર્ષ્વોહવ નઈચિશ મઈન્યવ યજત અંધહવ અસ્તવઈતિ પઇતિદ્રાંમ નોઇત પઇતિશ્તાંમ વિધેન્તિ." એટલે કે સૂર્ય પોતાનાં તેજ કીરણો સાથે આ જગતને માથે નહી પ્રકાશે તથા નહી તપે તો હફ્ત કેશ્વર જમીન મધે જે પણ છે તેનો નાશ દેવોથી (યાને નાશકારક તત્વોથી) થઇ જાય અને કોઇ બી બીજા મીનોના યજદથી (યાને ફિરેશ્તા કે સેતારાથી) આ જગતનો ટેકાવ કે સંભાલ થઇ શકત નહી. હવે જુઓ કે હાલના વખતનો જરમન વિદ્વાન પ્રોફેસર બેટેકસ શું કહે છે. એ કહે છે કે "બીજી નુરી દુન્યાઓ આપણી સાથના કોઇ પાધરા સંબંધમાં ઉભી છે કે નહી એ સવાલમાં મનુષ્ય જાત હંમેશાં રસ લેતી રહી છે. અર્વાચીન સાયન્સ આ સવાલનો સાફ સાફ હાકારમાં જવાબ આપે છે. સૂર્ય ન હોય તો વાયુ નહી હોય, પાણીઓનું વહેવું નહી હોય, મેઘ તડકો, કે રોશની નહી હોય, અને ધરતી રસાળ ન થતાં ઉજડ બને."

મનુષ્યનાં શરીરની આરોગ્યતા કેટલે બધે દરજ્જે સૂર્ય પ્રકાશના આધારે છે તે બાબત તા. ૨૪ મી એપ્રીલ ૧૯૨૪

નાં ટાઈમ્સ ઑફ ઇન્ડીઆમાંથી જરા લંબાણથી એક ઉતારો આપીશઃ—

Sunlight as Food.

One of the wonders of India is the fact that the people, though living *under conditions of health which* would destroy a large proportion of the population in a western country, manage to exist in a moderate condition of health. Let one visit the towns and villages, with the modern ideas of sanitation, hygiene, etc., in one's mind, and it is impossible not to marvel that so large a number manage to survive at all. This does not, of course, mean that the physical standard of health is anything like as high as it ought to be, for all who have any medical knowledge of the state of things will be forced to admit the room for improvement is very great. It is, however, an interesting question to ask "What forces are available in India *that are* not normally available, say in England?" It is possible that the answer may be found along the lines suggested by the researches of a number of English doctors and others, who have been engaged in investigating the value of the sunlight as a food. These doctors found that it was possible to obtain the same effects as those produced on the body by the consumption of cod-liver

oil, by the use of light, especially the violet or "cold rays." It is well known that the body requires a certain amount of vitamin which is found only in animal fat, and such vitamin is available in such a substance as cod-liver oil. Now it has been shown that the rays of the sun have the power to produce this essential food factor directly in the human body. The inference from this is that the more sunlight we enjoy the less we require animal fat in one form or another. Now in India animal fat does not enter into the normal diet of the people, but, in most cases, the sunlight does. Even this source of life is threatened in cities, especially where there is a developing industrial life, and unless there are adequate safeguards, the health of the workers must be affected by this deprivation. But even the workers in the factories contrive to get as much of the sunlight as they can, for during their stay on their lands which they visit to cultivate for several months in the year, they are able to revel in the open air life.

In the West the problem is a different one. There the amount of sunlight all the year round is comparatively limited, and modern conditions of industry have so contaminated the atmosphere that even this limited amount is not available

for the people. The sunlight must be pure. In the west, through lack of knowledge, and perhaps a measure of selfishness, the smoke problem has been allowed to develop to such an extent as almost completely to cut off the fresh sunlight from the workers in the industrial centres. The annual holiday by the seaside is therefore a factor of great importance. Now in India, the smoke problem is not a serious one, but in view of the industrial development the country desires, care has to be taken lest it prove a menace to the health of the people. So long as pure sunlight is available the need for such a vitamin as is produced by animal fat is not felt seriously in India. The amount required will diminish as we approach sunnier climates. It is not sufficiently realised that resistance to disease is dependent to a large extent on the presence of vitamins in the system. A child deprived of these vitamins becomes weak, and diseases of the bones make an appearance. The recognition of the value of sunlight has been one of the notable features in medical work in the past ten years, and the scientific application of the knowledge is proving highly beneficial. Wherever there is plenty of sunlight available, the power of resistance against disease is greatly increased. This

new function of light is known by the name of "photosynthesis," and with the further researches in this interesting branch of study, more guidance can be given the public for taking advantage of it. If the sunlight is needed for the building up of the vegetable kingdom, there is nothing strange in the claim that it is equally useful for the building up of the human body. On the practical side, the emphasis on the value of sunlight as a food ought to make the authorities careful that nothing is allowed to interfere with its free entrance into the life of the people of the cities. It is possible that the unwisdom of refusing Nature's best gift, by our custom of excessive clothing, especially as adopted by those who wear European dress, may have a detrimental effect on our general health.

આઠમી ફેબ્રુઆરી ૧૯૨૪ ના ટાઇમ્સ ઑફ ઇન્ડીઆમાં ડૉ. વી. પી. ચવાન લખે છે કે "વેદોના જમાનાથી તે આજ સુધી અમો હીંદુઓ સૂર્યની પુજા કરતા આવ્યા છઇએ, આમ એનું પુજન કરનારાઓમાં ખપવા છતાં, અમારાં મકાનો અને ચાલીઓમાં અમો એને આવતો અટકાવવાનું કરી રહ્યા છીએ. અમો ભુલી જઇએ છીએ કે અંધકાર અને ક્ષય જેવાં દર્દો એ synonymous terms (સમાનાર્થ સંજ્ઞાઓ) છે. ક્ષયથી પિડાતાં દર્દીઓને ડૉ. રોલ્યર જે સારવાર આપે છે તે આટલીજ કે સૂર્યનાં કિર-

ણોમાં શાસ્ત્રનિયમાનુસાર ઉઘાડ અને ખોરાકની સંભાળ; અને આ સારવારથી અચંબો પમાડે એવાં પરિણામો એ લાવી શકયો છે. હિંદુસ્થાન માટે ટુંકમાં એવું કહેવાય છે કે આ દેશમાં બધું વાસ આવે છે સીવાય કે એનાં ફુલો! વાસ્તે હું આ જે માગું છું તે શું ઘણું છે કે દરેક જને સદા પ્રકાશિત સૂર્ય દેવને પોતાના ઓરડાઓમાં બધેબધ અને જગેજગ રમવા દેવો (યાને, તેનો તડકો આવવા દેવો) જોઇએ? આ હું માગું છું તે એવી ખાતરીથી કે આમ કરવાથી આ ઉષ્ણતાનો દેવતા (સૂર્ય) મજબૂત તનદરોસ્તીના આકારમાં તેના આશિર્વાદની વૃષ્ટિ કરશે અને આપણા હૃદયનાં ઉંડાણમાં એવી આશા જાગૃત રાખશે કે આગળ ચાલતાં વધારે સારા અને ઉજવળ દિવસો આવવાના."

તા. ૫ મી જુન ૧૯૨૫ના દિવસે કેટલાક જાણીતા અમેરીકન તથા કેનેડીઅન ડાકટરો જેઓ ઇંગ્લંડની મુલાકાતે આવ્યા હતા તેઓના માનમાં લન્ડનના હાઇડ પાર્ક હોટેલમાં ખાણું આપવામાં આવ્યું હતું, તે વેળા યુનાઇટેડ સ્ટેટસના એક જાણીતા ડાકટર અને ગ્રંથકર્ત્તા ડાકટર હચીનસને, મેહેમાનોની સલામતી લેવાઇ તેના જવાબમાં બોલતાં, જણાવ્યું કે ડાકટરોને વાસ્તે એક નવો દિવસ અને દર્દીઓને વાસ્તે વધારે સુખી દહાડો હવે આવી લાગ્યો હતો, કારણકે દવાઈઓના ધીચારાઓ આપવાનો ધખારો હવે ગયો છે અને દર્દો સાજાં કરવા માટે હવે જે એલાજો સુચવવામાં આવે છે તે સોજો ખોરાક, તાજી હવા, અને સૂર્યનો પ્રકાશ. એઓએ વળી જણાવ્યું કે બચ્ચાંઓને 'રીકેટસ'નું દર્દ લાગુ પડે છે તેનું મૂખ્ય કારણ સૂર્યના

તડકામાં થોડાં પ્રમાણમાં જે ચોક્કસ વાયોલેટ કિરણો રહે છે તેની ગેરહાજરીના સબબે છે, જે કિરણોને બારીઓના કાચો-માંથી ઓરડામાં પેવસ થતાં અટકાવ પડે છે. આ કારણને લીધે બચ્ચાંઓને ખુલ્લી હવામાં બહાર કાઢવાની જરૂર છે.

જર્મનીના સૌથી મોહોટા કવિ ગોએથેએ પારસી–નામે નામનાં કાવ્યમાં ખોરશેદ અને આતશની સેતાયશને અત્યંત વેહેવારૂ ( profoundly practical ) જણાવી છે.

વનન્ત સેતારો,* તેશ્તર તીર સેતારો,+ હપ્તોઇરીંગ, વિગેરે આકાશી ગોળાઓ પૃથ્વી ઉપર અસર ઉપજાવ્યા જાય છે તેનાં ખુલ્લાં કે અલંકારી બ્યાન આપણા અવસ્તાઓમાં આવે છે અને હોરમજદની એ નુરી પેદાયશોનાં વખાણ દીનદાર જરથોશ્તીઓ કરે છે અને તેઓ સાથે યજમઇદે અથવા એકરાગ થવાની ખાહેશ કરે છે.

વનન્ત યશ્તમાં આવે છે કે હોરમજદનો પેદા કીધેલો અશો વનન્ત સેતારો, અશોઇનો સરદાર, તેની સાથે અમો એકરાગ થઇએ છીએ; ઘણોજ દૂર કરવા લાયક હારેમનનાં ખરાબ અને ધિક્કારવા લાયક ખરફસ્તરોની સાંભે થવાને માટે હિમતવાન, વખણાયલા નામવાળા, તનદરેસ્તી આપનારા વનન્તને હું વખાણું છું.

* વનન્ત એ દક્ષિણ દિશાએ આવેલા સેતારાઓમા મૂખ્ય સેતારો છે. એને તથા Fomalhaut ને ઘણું કરીને એકજ ગણવામાં આવે છે.

† તેશ્તર એ પૂર્વ દિશાએ 'કેનીસ મેજર' ના નક્ષત્રમા આવેલા એક ઘણા ચલકતા તારાનું નામ છે. એને 'સીરીઅસ' અથવા 'ડોગ સ્ટાર' સાથ સરખાવવામા આવે છે.

સીરોજા યશ્તમાં આવે છે કે ચળકાટવાળા તથા ખોરેહ વાળા તેશ્તર સેતારાની, હોરમજદના પેદા કીધેલા શૂરા (તથા) (જુદી જુદી જગાએ) (વરસાદનાં) પાણીને વહેંચી નાખનાર સતવએસ* (નામના સેતારા) ની, તથા પાણીનું તોખમ રાખનારા તથા ઓરવરોનું તોખમ રાખનારા (યાને તેઓનો વધારો તથા આબાદી કરવાની ખાસિયત ધરાવનારા) હોરમજદના પેદા કીધેલા સેતારાઓની, હોરમજદના પેદા કીધેલા વનન્ત સેતારાની, તથા હોરમજદના પેદા કીધેલા ખોરેહવાળા તથા તનદરોસ્તી આપનાર હપ્તોઇરીંગ† સેતારાઓની ખુશીઓ ગાવાને જોતી માહારી આગળ યથા અહૂવઇરયો જાહેર કરે, અશો વિદવાન (રાસ્પી) અથા રતુશ અષાતચિત હચ જાહેર કરે.

તીર યશ્તના પેહેલા તથા બીજા કરદામાં આવે છે કે તેશ્તરનાં તેજ તથા પ્રતાપને લીધે તેને ઇજશ્ને વડે ક્રિયાની ભેટોથી હું યાદ કરૂં, ચળકતા, ખોરેહવાળા તેશ્તર સેતારા સાથ અમો યજમઇદે થઇએ છીએ. ચળકાટવાળા, ખોરેહવાળા, પાણીનું મૂળ રાખનાર, એજમતી, બુલંદ દરજ્જાના, હિમત આપનાર, બુલંદ, ઉપર કામ કરનાર, તેશ્તર સેતારાને અમો યજમઇદે થઇએ છીએ, ઇત્યાદિ. એ યશ્તના પાંચમા કરદામાં આવે છે કે તેશ્તર સાથે અમો યજમઇદે

* સતવએસ તારો બુનદેહેશ પ્રમાણે પશ્ચિમ દિશાના તારાઓમા મૂખ્ય ગણાતો હતો. વરસાદના પાણીને જુદી જુદી જગોએ વેહેચી નાખવામા સતવએસ સેતારો તેશતરને મદદ કરે છે, તે ઉપરથી તેને ક્રાપ યાને પાણીને વેહેંચી નાખનાર એવો એલકાબ અપાયો છે.

† બુનદેહેશ પ્રમાણે હપ્તોઇરીંગ ઉત્તર તરફનો મૂખ્ય સેતારો ગણાતો હતો. એને 'અર્સા મેજર' સાથે સરખાવવામાં આવે છે.

થઇએ છીએ કે જે પરીઓને તોડે છે, પરીઓને ટાળે છે, જે પરીઓ કીડાના આકારના તારાની (શિકલમાં) (એટલે કે ખરતા તારાઓના આકારમાં) જમીન તથા આસ્માનની વચ્ચે (ઉડીને) ખહોળા પાણીવાળા વોઉરૂકશ દરિયામાં પડે છે (ત્યારે તેશ્તર તે) નિર્મલ સરોવરમાં ઘોડાના આકારમાં (એટલે કે જોસ્સાબંધ) ખચીત જાય છે અને તે પાણીને જોશમાં લાવે છે અને સખત પવન આસપાસ ફુકે છે, ત્યારે સતવએસ (સેતારો) તે પાણીઓને હફ્તકેશ્વર જમીન તરફ વેહેતાં કરે છે.

વિજ્ઞાન શાસ્ત્ર પઢીને સમજુ થઇ ગયલા કોઇક આ બધું હંબગ છે, વેહેમી છે, શાસ્ત્રને પ્રતિકુલ (unscientific) છે, એમ બોલી ભલે એને હસી કહાડે, પરંતુ પ્રોફેસર બેટેકસ શું કહે છે તે આપણે જોઇએ. એ જરમન પંડીત લખે છે કેઃ–

"There is proof that Venus, Mars and Jupiter influence, for example, the orbit of the earth. The discovery of wireless telegraphy, again, recalls the conjecture that the "northern lights," those resplendent electrical emanations of our globe, betoken a constant telegraphic connexion of the earth at all events with its sister planets, Venus and Mars. Finally, we can gather that distant suns such as Sirius (તેશતર તીર) and Vega do not lie entirely beyond the range of terrestrial sympathies; for they not only send us rays that disclose their chemical constituents, physical

conditions and motions, but also funds of electricity and heat which are measurable.

" It is, therefore, a beautiful and sublime truth that forces and influences flow to us from the most remote realms of space, and moreover that we may unconsciously contribute to the welfare or happiness of other worlds. At least, of this much we are assured, that pictures drawn by rays of light which never perish are continually originating from them and from us, in the midst of this ocean of interstellar ether in which we and they are voyaging alike "

વળી જાણીતો અંગ્રેજ તત્વવેત્તા લૉક તેના વખણાયલા ઍસેના ચોથાં પુસ્તકનાં છઠ્ઠા પ્રકરણમાં લખે છે તે વાંચોઃ—

" We are so far from being admitted into the secrets of our nature that we scarce so much as ever approach the first entrance towards them. For we are wont to consider each of the substances we meet with as an entire thing by itself, independent of other things. But if we look a little nearer into the state of animals, we shall find that their dependence is so wholly on exintrinsical causes and qualities that they cannot subsist a moment without them (*e. g.* the air). How many of these the severest inquiry cannot discover ! Were this earth removed but a small

distance out of its present situation, the greatest part of the animals in it would immediately perish. The qualities observed in a lodestone must needs have their source far beyond the confines of that body, and the ravage made on animals by invisible causes, the certain death of some by barely passing the line,* show that the concurrence of bodies with which they are seldom thought to have anything to do is absolutely necessary to make them be what they appear to us. To understand aright the constitution of a fly or an elephant, perhaps we ought to look beyond the sun or remotest star our eyes have yet discovered. Perhaps things in this our mansion would put on quite another face, if some one of those great bodies incomprehensibly remote from us should cease to be or move as it does. This is certain: things, however absolute and entire they seem in themselves, are but retainers to other parts of nature for that which they are most taken notice of by us."

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, ઇત્યાદિ, તમામ આકાશી ગોળાઓ ચાલુ ભ્રમણ કરે છે. અગર સૂર્ય કે ચંદ્ર પોતાની ચાલ કે ચકરાવો જરા સરખો પણ બદલે કે કહો કે ઘડીભર થંભ રહે તો આકાશમાં જરાની અંદર કેવી ગથળ મથળ અને

* The line = Equator.

ગ્રહોની અથડાઅથડી થઇ જાય; જાણે આપણી જગતની આખેરીજ આવી જાય. છતાં આપણે બાઇબલનાં જુનાં ટેસ્ટેમેન્ટમાં જોશુઆવાળાં પુસ્તકના દશમાં પ્રકરણમાં વાંચીએ છીએ કે ઇઝરાએલ લોકના પાંચ વેરી રાજાઓના લશકરોનો પરાજય કરીને ન ધરાતાં રાત પડે તો તેઓને અંધારાંમાં નાસી જવાનો સંભવ થાય તે સંભવ પણ અટકાવવાને વાસ્તે અને ઉજાસમાં તે લશકરોનો સદંતર કચડઘાણ કાઢવાને સારૂ જોશુઆની અરજ ઉપરથી ખોદાએ તે દાહાડે સુરજને આથમતો અને ચાંદને ઉગતો થોભાવ્યો, અને ઇઝરાએલ લોકોએ પોતાના દુશમનોનો સદંતર સંહાર કરી પોતાનું વેર લીધું.

આ લડાઇમાં ઇઝરાએલ તરફથી પરમેશ્વરે પોતે ભાગ લીધો હતો અને ઇઝરાએલાઇટોનાં શસ્ત્રોથી એમોરાઇટોનો નાશ થયો હતો તે કરતાં તેઓનો વધારે ઘાણ તો પરમેશ્વરે પોતે આસમાન ઉપરથી મોહોટા મોહોટા પત્થરો ફેંકીને કહાડયો હતો, તેમજ જોશુઆની ખાહેશ મુજબ તે દહાડે તેણે માહતાબને ઉગતો તથા આફતાબને આથમતો અટકાવ્યો કે જેથી કરીને એમોરાઇટોની બાકી રહેલી ફોજનો સમુળગો કચડઘાણ કાહાડવાનું જોશુઆને બની શકે ! !

અલબત બીજી કોમોના ધર્મો અને ધર્મપુસ્તકો તરફ આપણે પુરાં માનથી જોઇશું, છતાં આપણને મહા સંતોષ લેવાને કારણ છે કે આપણા પાક જરથોશ્ત સાહેબનાં લખાણોમાં આવું અસંભવિત અને અલૌકિક કંઠે નથી. એ લખાણોમાં અલંકારી તેમજ ભેદી ઘણું છે, પણ અસંભવિત અને કુદરત વિરૂદ્ધનું લગારે નથી.

આપણા પુરાતન ધર્મનાં ફરમાનો, ફતવાઓ. અને ફીલસુફીઓનું ખરાપણું આજની સાયન્સ વધારે ને વધારે સાબેત કરતી જાય છે, તેના એકાદ બે વેહેવારૂ દાખલાઓ હું આપીશ.

કેટલાએક ધર્મમાં. મૂખ્ય કરીને ધર્મગુરૂઓના બાબમાં, કુંવારાપણાને પુણ્યનું કામ ગણ્યું છે, ત્યારે જરથોશ્તી ધર્મમાં કુંવારી જીંદગી કરતાં પરણેલી જીંદગીને ઘણી વધારે પસંદ કીધેલી છે અને પવિત્ર જીંદગાની ગુજારવાને બંધાયલા દસ્તુર દાવરોને પણ પરણવાને વાસ્તે જરા પણ બાધ નથી.

વંદીદાડની ત્રીજી પરગરદના બીજા ફકરામાં આવ્યું છે કે અશો જરથોશ્તે દાદાર હોરમજદને સવાલ પુછયો કે કે હાડમંદ મુલ્કોના એ અશો પેદા કરનાર! આએ જમીનની બીજી કેઈ જગો ઘણીજ ખુશાલ છે? ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે જે જગાની ઉપર ખચીત અશો માણસ ઘર બાંધે, આતશવાળું, ગાયને લગતી વસ્તુઓવાળું (જેવી કે દુધ, માખણ, ઇત્યાદિ), સ્ત્રીવાળું, બચ્ચાં કચ્ચાંવાળું, સારા નોકર ચાકરવાળું.

વંદીદાદની ચોથી પરગરદના ૪૭ અને ૪૮ મા ફકરાઓમાં દાદાર હોરમજદ કહે છે કે અએ પવિત્ર જરથોશ્ત! આએ દુન્યામાં મગવ* (કુંવારા) ની જીંદગીના કરતાં બાયડી-

* મી. ફીરોઝ મસાની જણાવે છે કે જરથોસ્તી ધર્મગુરૂ વર્ગમાં સૌથી ઉંચી પદવીવાળો 'મગવન' છે. એઓના કહેવા પ્રમાણે જરથોસ્તી ધર્મમાં ખએત્વદથનો નિયમ સમજાવેલો છે તે મુજબ કોઈબી સાધારણ જરથોસ્તીએ કુંવારી જીંદગી ગુજારવી નહી, માત્ર 'મગવો' ના બાબતમા અપવાદ રાખવામાં આવ્યો છે.

વાળાને ખચીત હું વધારે પસંદ કરૂં છું, કુટુંબ વગરનાને કરતાં કુંટુંબવાળાને, ફરજંદ વગરનાને કરતાં ફરજંદ-વાળાને, ફરાખી વગરનાને કરતાં ફરાખીવાળાને, હું વધારે પસંદ કરૂં છું, (કારણ કે) તે બેમાંનો ખચીત તે જાનવરો-ની વૃદ્ધિને સારી રીતે ભરપુર કરે છે; વળી તે જે (તેમ) નથી (કરતો) (તેનાં) કરતાં ભલી મનશ્ની સંગેરી લેવાને વધારે શક્તિવાન (હોય છે), તે યાદ રાખનારો (યાને સારી યાદદાશ્તીની શક્તિવાળો) (થાય છે).

બુન્દેહેશ ચેમેહેરના પેહેલવી પંદનામામાં એક સવાલ છે કે વધારે ખુશી કરનારૂં કોણ છે? તેના જવાબમાં કહ્યું છે કે એક લાયકીવાળું ફરજંદ અને ધણીને તાબેદાર બઇરી.

આપણી આગલી ઇરાની પ્રજામાં જંગમાં મરદાનગી પછી જે ઉત્તમ મરદાનગી ગણાતી હતી તે ઘણા દીકરાઓના બાપ થવાની હતી, અને જે ધણી બેટાઓની વધારે સંખ્યા બતાવી શકે તેને પાદશાહ દર વર્ષ કિમતી ભેટો મોકલતો હતો, કારણ કે એ પ્રજા એવું માનતી હતી કે સંખ્યામાં કૌવત સમાયલું છે (જુઓ હીરોડોટસ, બાબ ૧૩૬ મો).

નીતિ તથા ધર્મની દૃષ્ટિએ જોતાં બચ્ચાંઓની ઉત્પતિ ઉપર આંકોશ નાખવો ઘટારત છે કે કેમ તે સવાલ ઉપર તપાસ ચલાવવા માટે જાહેર નીતિઓને લગતી વેલાતની રાષ્ટ્રીય મંડળીએ જે કમીટી નેમી હતી તેનો તા. ૨ જી જુન ૧૯૨૫ ના દીને રીપોર્ટ બહાર પડયો છે, તેમાં તે કમીટીએ ચોખ્ખો અભિપ્રાય આપ્યો છે કે પરણેલી જીંદગીને અમો એક સ્વાભાવિક સંબંધ (natural relationship) ગણી-

એ છીએ, અને એ કારણુસર પુરતી સંખ્યામાં ફરજંદો પેદા કરવાની માબાપોની ફરજ છે એમ ખાસ ભાર દઈને અમો જણાવીએ છીએ, એટલે કે દરેક પરણેલાં જોડાંએ કમમાં કમ ચારથી પાંચ બચ્ચાંઓની ઉમેદ રાખવીજ જોઈએ. આ હેતુ પાર ઉતરે તે મકસદથી કમીટીએ જે સુચનાઓ કીધી છે તેમાં એક સુચના આ છે કે પ્રજાજનના બધા વર્ગોનું ઘરજીવન પુરાં સુખ અને આરોગ્યતાવાળું બનાવવાને માટે ઉત્તેજન આપવું જોઇએ.

થોડા માસ ઉપર લંડનના એક ડૉકટરે "એ ડૉકટર્સ ડાયરી" નામનું એક પુસ્તક બહાર પાડયું છે તેમાં સુખ તથા શરીર આરોગ્યતા વિષે બોલતાં તે કહે છે કે કુંવારાઓ કરતાં પરણેલાઓ વધારે લાંબી જીંદગી કાહાડે છે એ સાચી વાત છે, અને જણાવે છે કે એક માણસનાં સુખ માટે જોખમદારી તેમજ ઘણો ઉદ્યમ આવશ્યક છે. મતલબ એ કે એક શખ્સ પરણેલો હોય છે તો તેની સ્ત્રી તથા ફરજંદોની પરવરેશ કરવાની, તેઓનાં સુખ સગવડો સાચવવાની, વિગેરે, જવાબદારી અને જોખમ તેના ઉપર આવે છે, જેને લીધે તેને સારી રીતે ઉદ્યમી બનવાની જરૂરીયાત રહે છે, અને એક નિરૂદ્યમી આદમી કરતાં એક ઉદ્યમી આદમી વધારે સાચું સુખ, દેહ તેમજ મનનું, ભોગવતો રહે છે. મીનોખેરદના ૨૧ મા બાબમાં લખ્યું છે કે દીનમાં જાહેર છે કે દાદાર હોરમજદે આળસુ માણસ માટે અનાજ પેદા કર્યો નથી. આળસુ માણસ ખોરાક ખાય છે તે અનઘટતાપણા તથા ગેરવાજબીપણાથી ખાય છે, અને તેની આળસાઇને લીધે તથા તેનાં ગેરવાજબી રીતે ખાવાને લીધે તેનું

શરીર ખરાબ દેખાવનું અને તેનું રવાન દરવન્દ થાય છે.*
ઉદ્યમ અને ઉદ્યોગની ખરી જરૂરીયાત બતાવવા સારૂ વંદીદાદમાં કહ્યું છે કે જે અનાજની વાવણી કરે છે તે ગોયા અશોઇની વાવણી કરે છે, તે માજદયસ્નની દીનને પુરતા વધારા સાથે વધારે છે, તે માજદયસ્નની દીનને આબાદી ભરેલી કરે છે.

નીઓમાલ્થુઝીઅન એન્ડ બર્થ કન્ટ્રોલ કોન્ફરન્સની દેશ પ્રદેશની સભા થોડી મુદત ઉપર ન્યુયૉર્કમાં મળી હતી, ત્યાં કોલમ્બીઆ યુનીવર્સીટીના સોશીઓલોજીના પ્રોફેસર ડબલ્યુ એફ. ઓગબર્ને યુનાઇટેડ સ્ટેટસનાં ૧૭૦ શેહેરોમાંથી મેળવેલી વિગતોના આધારે જાહેર કીધું કે પરણેલાઓ કરતાં કુંવારાઓનું મરણ પ્રમાણ બેવડું આવે છે, એટલુંજ નહી પણ આખા દેશની હૉસ્પીટલોમાં ગાંડાં દર્દીઓનો મોહોટો ભાગ કુંવારાંઓનો હોય છે, તથા ફોજદારી ગુનેહગારોનો મોહોટો ભાગ વગર પરણેલાંઓનો હોય છે.

---

* આની સરખામણીમા બીશપ જેરેમી ટેલરના નીચલા શબ્દો જુઓ:—

Idleness indeed is the burial of a living man, an idle person being so useless to any purposes of God and man, that he is like one that is dead, unconcerned in the changes and necessities of the world; and he only lives to spend his time, and eat the fruits of the earth; like vermin or a wolf, when their time comes they die or perish, and in the meantime do no good.

આવાં છેલ્લાંમાં છેલ્લાં સત્તાધારી મતો આપણાં પુરાણા પુસ્તક વંદીદાદમાંનો કુંવારી જીંદગી કરતાં પરણેલી જીંદગીની સરસાઇનો પુરાતન ફતવો કેવો ખરો વેહેવારૂ અને શાસ્ત્રાનુસાર છે તે અચુક રીતે પુરવાર કરી આપે છે, તેમજ એજ આપણી પુરાણી કેતાબની ચોથી પરગરદના ૪૬ મા ફકરામાં જે ઉત્તમ ઉપદેશ છે કે અગર કોઇ શખ્સો હમદીન તરીકે, યા બંધુ તરીકે, યા મિત્ર તરીકે, બાયડીની ખાહેશ કરતા આવે તો તેઓને પરણાવી આપવા, તે ઉમદા ઉપદેશનું વાજબીપણું પુરેપુરૂં સાબેત કરી આપે છે.

વેરાગ લેવા, વનવાસ કરવા, દેહને જાણી જોઇને વેદના દેવી, અપવાસો પાળવા,–આમાં પુણ્ય છે, સવાબ છે, એ ખરૂં કર્તવ્ય છે, એવો ઉપદેશ બીજા ધર્મોનો હશે, પણ જરથોશ્તી ધર્મનો નથી.

સદદર કેતાબના ૮૩ મા દરમાં એવું કહ્યું છે કે કોઇક લોક એવાં છે કે તેઓ ખાધા વગર એક દિવસ કાહાડવાની કોશેશ કરે છે અને કશા પણ ખોરાકથી પરહેજ રહે છે; અમો (જરથોશ્તીઓ) પણ કોશેશ કરીએ છીએ અને પરહેજ રહીએ છીએ, (પણ અમો જે પરહેજ રહીએ છીએ તે) વિચાર, સુખન કે કામના કોઇ પણ ગુનાહથીઃ બીજી દીનમાં રોટીની પરહેજી છે, અમારી દીનમાં પાપથી પરહેજ રહેવાનું છે (જુઓ સેકરેડ બુકસ ઓફ ધી ઇસ્ટમાંનો ડારમેસ્ટેટેના વંદીદાદના તરજુમામાં ૪ થી ફરગરદના ૪૮મા ફકરા હેઠળની નોંધ).

મોસ્યુ ફ્રાન્કે Etudes Orientales નામની ચોપડીમાં અભિપ્રાય દર્શાવ્યો છે કેઃ—

" Mazdeism is not, like Brahminism and the religion of Buddha, the doctrine of self-abandonment pushed to the annihilation of the soul and body, the confusion of every existence, and the absorption of man into God, it is quite on the contrary a re-vindication of human liberty, and inclines more to the side of right than that of abnegation * * * Zoroaster's Faith, whilst teaching the most elevated morality, and presenting as the summary of law those three essential rules, purity of thought, purity of speech purity of act, remains notwithstanding far removed from mysticism, and especially from asceticism, so dear to the East. "

વળી એજ રવેશે Early religious poetry of Persia નામની ચોપડીમાં મી. જે. એચ. મોલ્ટને વિચાર જાહેર કીધો છે કેઃ—

" Abstract and profound though Zoroaster's thought was he was characteristically Iranian in his outlook—free from mysticism and asceticism and dreaminess. 'Wisdom' was very much like the Old Testament conception, the gift for which Solomon prayed. The attainment of wisdom lay through the characteristic stages of 'good

thoughts, good words, good deeds,' and for Zarathushtra's disciple 'good deeds' were not futile sacrifices, or vain austerities, but diligent tilling of the soil, hatred of deceit and lying, and kindness to the creatures of Ahura."

એજ રેવરંડ પ્રોફેસર મોલ્ટન મરહુમ મી. નસરવાનજી માણુકજી કુપરે લંડનમાં કરેલા એક ઍટ–હોમના મેળાવડામાં ટુક વિવેચન કરતાં બોલ્યો હતો કેઃ—

"Zoroaster recognised no futile starving or torturing of the body to bring some real or fancied blessing to the soul. A sane and healthy-minded life of honest industry left no time for the dreamy mystic's reveries or the deluded ascetic's rigours. Let men work hard, love mercy and cherish the truth."

જરથોસ્તી મજહબ જેટલો અશોઇવાળો છે તેટલો તે ખરો વેહેવારૂ છે તેનો એક બીજો સુંદર દ્રષ્ટાંત વંદીદાદની ત્રીજી પરગરદનો ૩૩ મો ફકરો પુરો પાડે છે, જેમા જણાવ્યું છે કે અધ માથ્રેમ તત મઇર્યાત નએચીશ અખરેન્તામ તવ નોઇત ઉગ્રામ અય્યામ, નોઇત ઉગ્રામ વાસત્રયાંમ, નોઈત ઉગ્રામ પુથ્રા ઇરતીમ ખાષય, એટલે કે અહિંયા આએ માથ્ર યાદ રાખવો જોઇએ કે ખોરાક નહી ખાનારાઓ મધેનો કોઇબી શખ્સ શકિતવાન થતો નથી, નથી શકિતવાન થતો ઘણી નેકી કરવાને, નથી શકિતવાન થતો ઉદ્યોગ કરવાને, તથા નથી શકિતવાન થતો ફરજંદો જણવાની ઇચ્છાવાળો થવાને.

ચર્ચ ઑફ ઇંગ્લંડની તવારીખને શોભા આપનાર તથા ખ્રીસ્ટી બીશપો મધેનો બહુ મશહુર થયલો વિદવાન ડૉ. જેરેમી ટેલર, એમ. એ., ડી. ડી., પવિત્ર જીવન ( Holy Living) નામનાં તેનાં પુસ્તકમાં, અશો જરથોશ્તના જમાના પછી પચાસ સદીઓ બાદ, એ પેગમ્બર સાહેબના ફરમાનના જેવો પડઘા કરે છે. એ કહે છે કે આપણું ખાવું પીવું ખોદા તેના પ્રત્યેની સેવાના એક ભાગ તરીકે મંજુર કરે છે, જો તે અંદાજાસરનું અને આપણી તનદરોસ્તી સૌથી સરસ રીતે જળવાય એવું હોય, કેમ કે આપણે તનદરોસ્ત હોઇશું તો તેના પ્રત્યે સેવાઓ બજાવવા આપણે શક્તિવાન રહીશું; આપણે સમજદારીનો ઉપયોગ કરવાની વયે પુગતાં આપણી જીંદગાનીની એક પણ પળ એવી છે નહી કે જ્યારે આપણે પોતાની સરસ બરદાશ્ત કરતાં હોઇએ ત્યારે વતીક પરમેશ્વરની ખીજમત કરતાં નહી હોઇએ કે કરી નહી શકીએ. વળી આપણી દીનમાં કહ્યું છે કે જે કોઇ ખેતીનો ઉદ્યમ કરે છ તે માજદયસ્નની દીનની વૃદ્ધિ કરે છે, તેમ જેરેમી ટેલર સદરહુ પુસ્તકમાં કહે છે કે કોઇ શખ્સે એવી ફર્યાદ ન કરવી કે મારાં કામધંધાનાં રોકાણના સબબે મારેથી ધર્મને ધ્યાન દેવાનું બનતું નથી, કેમકે તેનો ખુદ ધંધો, પ્રમાણિક ધંધાધાપા અને કામકાજની તેની સંસારી રોકાણ, એ પણ પરમેશ્વરની એક સેવાજ છે. વિશેશમાં એ ધર્મગુરૂએ કહ્યું છે કે સેંટ પૉલના આ જે શબ્દો છે કે "તમો ખાતા હોવો કે પીતા હોવો, પરંતુ જે બી કરો તે બધું પરમેશ્વરની કીર્તિના માટે કરજો," તે કાયદાનો અમલ આપણે જ્યારે કરીએ છીએ ત્યારે દરએક કુદરતી કાર્ય ધર્મ-

રૂપ લેછે તથા દરએક ભોજન ખોદાની ભક્તિનું એક કામ બને છે, અને પ્રાર્થનાનો જેવો બદલો મળે છે તેવો તેનો પણ પ્રમાણપુર્વક બદલો મળે છે.

જરથોસ્ત સાહેબને કુદરતના ગુહ્ય કાયદાઓનું કેવું અપૂર્વ જ્ઞાન હતું તેનો એક મોતેબર દાખલો સૃષ્ટિમાં કામ કરી રહેલા સ્પેન્તમઇન્યુ અને અંગ્રમઇન્યુ ( ધી લૉ ઓફ પોલેરીટી ) વિષે એઓ સાહેબે ગાથાઓમાં જાહેર કીધું છે તે બતાવી આપે છે. આ બાબત મેં એક આખું પ્રકરણ આ ચોપડીમાં રોકયું છે. માટે તેના ઉપર અત્રે કશું કહેવાનું રહેતું નથી.

એક બીજો દાખલો આપણે ફ્રવશી બાબતનો લઇશું. ઇનસાનનું ફ્રરોહર અથવા ફ્રવશી અને તેનું રવાન એ બે એકજ નથી. અહુ, દએના, અને બઓધ,–તબીઅત અથવા સ્વભાવ, ઇમાન અથવા અંતઃકરણ, અને સુધબુધ અથવા ભાણ–,એ ઇનસાનના રવાન (જીવ)ની શક્તિઓ છે. રવાનનું રક્ષણ કરનાર, નેગાહ રાખનાર, તે ફ્રરોહર છે. બેહેશ્તનશીન દસ્તુર ડૉ. હોશંગ જામાસ્પે ખોલાસો કીધો છે કે અશો ફ્રરોહરનો અર્થ પવિત્ર બચાવ રાખનાર અને પાક પાસબાની કરનાર થાય છે, અને દાદાર હોરમજદે બીકીનારે જમાનામાં દુન્યા પેદા કીધી તે સમે કરોડો બલ્કે બેશુમાર ઇનસાનોની ખલકતનાં રવાન (જીવ) પોતાની મરજી મુજબ વખતસર પેદા થવાને તેણે યોજના કીધી હતી તથા સરજેલાં હતાં તેઓનું અવ્વલથી તે આખર લગે રક્ષણ કરનાર જે ગેબી નુર તે ઇનસાનનાં ફ્રરોહરો છે, જેઓ ફ્રરવરદીન યશ્તના ૨૧મા ફકરા પ્રમાણે અમર છે.

અગાઉની રોમન પ્રજા એવી માન્યતા ધરાવતી હતી કે દરેક આસામીને પોતપોતાનો એક 'જીન્યસ' હોય છે, જે એક બીનોઇ હસ્તિ છે જે તે આસામીની આખી જીંદગી દરમ્યાન તેની સંગાથ રહે છે, અને જેટલું તે જીન્યસ વધારે મજબૂટ, વધારે શક્તિવાળું, સમજુ, અને તકેદારી-વાળું, તેમજ વધારે મિત્રાઇ ધરાવતું હોય, તેટલું તેના આસરા અને અસર તળેનું આસામી વધારે સુખ્યારી સ્થિતિ ભોગવતું રહે છે. આ જીન્યસ ખુદ તે આસામી યા માનવી નહી, મગર જે હરએક માનવીને તેનું વ્યક્તિત્વ (individuality) આપે છે તે આ જીન્યસઃ અને જ્યારે માનવી મરણ પામે ત્યારે તેનું જીન્યસ ચેતન્ય (spirit)ના સર્વ-વ્યાપી મહાસાગરમાં પાછું આમેજ થઇ જાય છે કે જ્યાથી તે માનવીના જન્મ વખતે તે બહાર આવ્યું હતું. જીન્યસ બાબેની રોમનોની માન્યતા આપણી અવસ્તામાંની ફ્રવશી અથવા ફરોહરની મુકાબલે આવે છે.

ફરવરદીન યશતના ફકરા ૩૦મા કહ્યુ છે કે ભલાં, બહા-દુર, વૃદ્ધિ કરનારાં ફરોહરોને અમો આરાધીએ છીએ કે જેઓ લાંબા વખતના (આએ દુન્યા સાથના) અતલગ સંબંધી (પોતાના અતલગોથી) ખુશી થવાને માટે અતિ પ્યારવાળાં (પોતાનાઓને માટે) સર્વથી સરસ ચાહનારાં તથા બેઆજાર છે. આના ઉપરથી મરહુમ દસ્તુરજી હોશંગ જામાસ્પ અનુમાન કહાડે છે કે ઇન્સાનનાં રૂહની આએ જહાનની પોતાના ખેશીઓ તથા દેશની માયા અને મોહ-બત ગમે એટલી મુદ્દત જાય તો પણ ગુમ થતી નથી કે

વિસરાતી નથી. એ અનુમાનને ૬૬ તથા ૬૮ મા ફકરાથી ટેકો મળે છે, જેમાં જણાવ્યું છે કે દરએક ફરોહર પોતાનાં સગાંને માટે, પોતાના મોહોલ્લાને માટે, પોતાના કસબાને માટે, તથા પોતાનાં દેશને માટે પાણી ઇચ્છતાં બોલે છે કે અમારૂં પોતાનું દેશ વિપત્તિમાં તથા સુકાસમાં (યાને પાણીની ટીપણીમાં) છે, વળી તેમાંના જેઓ (પાણી મેળવવામાં) ફતેહ પામે છે તેઓ તે પાણી પોતાનાં સગાંને માટે તથા પોતાનાં દેશને માટે લઇ જાય છે અને બોલે છે કે અમારૂં પોતાનું દેશ ફરાખી તથા આબાદી ભરેલું થજો.

ફરવરદીન યશ્તના ૫૦મા ફકરા પ્રમાણે અશો લોકોના ભલાં ફરોહરો હમસ્પથમએદેમ ગાહમ્બારના દીંગામ ઉપર મોહોલ્લા તરફ આવે છે અને ખાહેશ કરે છે કે કોણ હમારી સેતાયશ કરશે, કોણ હમોને આરાધશે, કોણ હમોને પોતાનાં કરી ગણશે, કોણ હમોને આફરીન કરશે, કોણ ખોરાક અને વસ્ત્ર સાથના હાથથી તૃપ્ત કરશે, અશોઇની નમનતાઈ ભરેલી નમાજ સાથે અત્રે હમારામાંથી કોણનું નામ લેશે, તમારામાંનું કોણનું રવાન હમુને આરાધશે?

જેઓ ખોરાક અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઇ તરફ પોહોચાડનારી બંદગીથી ફરોહરોને આરાધે છે તેઓને અશો લોકોનાં ફરોહરો દુઆ દેછે કે તમારાં ઘરમાં ગાડી ઘોડા, ગાય ગોસફંદો, તથા ચાકર નફરોની વૃદ્ધિ હોજો તથા એવાં નામીચાં ફરજંદો થજો કે જેઓને સર્વે મીજલસોમાં માન મળે (ફરવરદીન યશ્ત, ફ. ૫૧, ૫૨).

રૂહાની આલમમાંથી ગુજરેલાંઓનાં રૂહો કે ફરોહરોનું

બાકી આલમમાં આવવું કે જીવતાંઓની સાથે સંબંધ રાખવો, તેઓને નેક દુઆ દેવી, તેઓ તરફ કાળજી રાખવી, એ ઘણાઓ વાહિયાત વાત તરીકે તુચ્છકારી કાહાડતા હતા, અને વેહેમ તરીકે હસી કાહાડતા હતા. લેકીન Veritas vincit. Veritas prevalebit, સચાઇની ફતેહ છે, સચાઇ ફાવવાનીજ.

"જૉન બુલ" પત્રના અધિપતિ હોરેશીઓ બૅાટમ્લી, એમ. પી., લન્ડનના ૩જી જુલાઇ ૧૯૨૧ના "સન્ડે ઇલસ્ટ્રેટેડ" પત્રમાં નીચે પ્રમાણે લખે છે જે બતાવે છે કે મરણ પછી મરનારનો સંબંધ તેનાં ખેશીઓ ને વહાલાંઓ સાથનો કપાઈ જતો નથી પણ જારી રહી શકે છે તે માન્યતા પશ્ચિમના લોકોમાં હવે વધારે ને વધારે પગભર થતી જાય છેઃ—

"God forbid that I should speak flippantly of the ever-growing belief that what we call death does not of necessity cut us off from communion with those we have loved and cherished on death—I have far too good reason for not doing so."

મી. બૅાટમ્લી પોતાનાં અંગત જ્ઞાનથી કહે છે કે મરણ નીપજ્યા બાદ ગુજરનારની વ્યકિતતા કંઈ નહીતો ચોક્કસ મુદ્દત વેર ખચીતજ અખંડ રહે છે, પરંતુ તે અખંડતા હંમેશની રહે છે કે કેમ તે એ હજી જાણી શકયો નથી. આ એમના શબ્દો છેઃ—

"I know that for a certain period at any rate after physical death, and given the necessary

element of mutual affinity, the personality of the departed remains intact, and able to manifest itself to those left behind. How long that individuality is capable of being preserved:..is a matter far beyond my ken."

નામાંકિત તત્વજ્ઞાની સર ઑલીવર લૉજે જણાવ્યું છે કે મરણ પછી જીવ ચાલુ રહે છે અને મુવેલાંઓ જીવતાંઓ સાથે સંદેશા ચલાવી શકે છે. સર આર્થર કૉનન ડોઇલ જેવો વિચારવંત અને બારીકબીન લેખક સર ઑલીવર સાથ એકમત થાય છે અને કહે છે કે માણસાઈ ગવાહી જો કંઇ પણ નક્કી મુદ્દો સ્થાપવાને શક્તિવાન હોય તો મરણ બાદ હયાતી જારી રહે છે એ બીના પુરેપુરી સાબેત થઈ છે. સર આર્થર જણાવે છે કે જો કોઇ ધણી એમ સમજે કે આમ કહેવામાં હું અતિશ્યોકિત કરતો હોઈશ તો તેને હું લૉજની "સરવાઇવલ ઑફ મૅન" અને "રેમન્ડ," હીલની "સાઇકીકલ ઇન્વેસ્ટીગેશન્સ," તથા સ્ટીડની "આફ્ટર ડૅથ" ચોપડીઓ વાંચી જવા પછી પોતાનો અભિપ્રાય આપવા જણાવીશ.

સર વીલ્યમ કુકસ જેવો નામીચો રસાયણ શાસ્ત્રી પુષ્કળ અખતરાઓ કીધા પછી એવાંજ મત ઉપર આવ્યો છે. એ અખતરાઓ તથા તેના ઉપરથી નીકળતાં અનુમાન એણે કવૉર્ટરલી જરનલ ઑફ સાયન્સમાં વર્ણવ્યાં છે.

આગેવાન બાયોલૉજીસ્ટ વૉલેસે "મૉડર્ન મીરેકલ્સ" નામની ચોપડીમાં પણ આ મત સ્વીકાર્યું છે.

યુનાઇટેડ સ્ટેટસના એક બાહોશ ધારાશાસ્ત્રી તથા ત્યાંની હાઇકૉર્ટના ન્યાયાધિશ મી. એડમંડસનાં જીવન વૃતાંતમાં જણાવ્યું છે કે એની ધણીઆણીનાં મરણ પછી ઘણાં વર્ષો વેર મરનારની સાથે એને સંબંધ રહ્યો હતો.

રેવરંડ ચારલ્સ ડ્રેટન તોમસે હાલમાં "Some new evidence for Human Sarvival" નામનું પુસ્તક બહાર પાડયું છે, જેની પ્રસ્તાવના લખતાં સર વીલ્યમ બૅરેટ, એફ. આર. એસ., જણાવે છે કે ખાકી પૃથ્વી ઉપરનાં જીવન પછી જીંદગી ચાલુ રહે છે કે કેમ તે ઉખ્યાણું ઉકેલવા માટે જે પુસ્તકો રચાયાં છે તેમાંનાં સૌથી અગત્યનાં પુસ્તકોમાંનું આ એક છે. આત્મિક આલમમાંથી મી. તોમસના મરણ પાંમેલા પીતા એની સાથે કેવા સમાગમમાં આવ્યા કરે છે અને સંદેશા ચલાવે છે તેના દાખલાઓ અને પુરાવા ઉપર પુરાવા આ પુસ્તકમાં વિગતવાર આપ્યા છે. આએ ગુજરી ગયલો શખ્સ પોતાના દીકરાને જણાવે છે કે અદૃષ્ટ આલમમાં માહારા કરતાં વધારે ચહડતી સ્થિતિમાં આવેલાં રૂહો મને મદદ આપે છે તથા માહારી નેગેહદારી કરે છે. આ બધા દાખલાઓ આપ્યા પછી મી. તોમસ સદરહુ પુસ્તકના ૨૨ માં પ્રકરણમાં વિવેચન કરે છે કે માહારા ગુજર પામેલા પીતા સાથની આએ સુપરિચિત વાતો ચાલુ ગવાહી આપે છે કે માહારી કરણી રહેણી તથા માહારા વિચારો સાથે, તેમજ એના જે મિત્રો હજી ખાકી ભૂમી ઉપર છે તેઓની કરણી રહેણી અને વિચારો સાથે, એ પોતાને નિકટ સંબંધમાં રાખે છે, અને જીંદગીનું વધારે બહોળે પ્રકારે અવલોકન

કરવાને એ હવે શક્તિવાન હોવાથી, એક બાપ તરફથી દીકરો આશા રાખે એવી ડાહાપણભરી શિખ સમજ એ મને વખતો વખત આપતો રહે છે, તેમજ માહરાં કામના સંબંધમાં ઉત્તેજન તથા સુચનાઓ પણ આપ્યા કરે છે; વળી એની હાલની અવસ્થામાં એને કેવો આનંદ છે તથા શામાં શામાં એ રોકાયલો રહે છે તેનું પણ વર્ણન કરે છે.

ખ્રીસ્ટી ધર્મગુરૂ રેવરંડ મી. તોમસનું આ વિવેચન આપણી ફરવરદીન યશ્તના ૩૦ મા ફકરાને પુરેપુરી પુષ્ટિ આપે છે જેમાં એવું જણાવ્યું છે કે ભલાં ફરોહરો લાંબા વખતના આએ દુન્યા સાથના તેઓનાં અતલગનાંઓ સંબંધી ખુશી થવાને માટે પ્યારવાળાં અને સૌથી સરસ ચાહ વાળાં છે.

માણસનાં મરણ બાદ સંધું ભ્રષ્ટ ને નષ્ટ થતું નથી, પરંતુ તેનાં મીનોઇ તત્વો નિત્ય હયાત રહે છે અને બાકી આલમમાંનાં તેનાં વહાલાંઓ સાથે ગુજરેલાંનું રૂહ પ્યાર ભર્યો સંબંધ રાખી શકે છે, તેથી મોત માટે ધાસ્તી રાખવાનો સબબ નથી તથા ગુજરેલાંઓ માટે વિલાપ કરવાને કારણ નથી, એ શોધ અંગ્રેજ તત્વજ્ઞાનીઓએ હવડાં કીધી તેથી સર આરથર કૉનન ડોઇલ ખુશ ખુશ થઇ નીચે પ્રમાણેના ઉદગારો કાહાડે છે:—

"I have had personal experiences which I will not enter into at present which leave no doubt in my mind .. But if one picks one's path one can win through and reach the reward beyond—a reward which includes great spiritual peace, an absence of fear in death, and an abiding

consolation in the death of those whom we love. It is, I repeat, this religious teaching which is the great gift that has been granted in our time ......All other religious systems have come from the East. Here at last is one from the West, not supplanting but clarifying and strengthening the others. It is the very special glory of England that she has done far more than any other country to rescue this system from being a mere playing with *Poltergeists,* and to dignify it into a scientific philosophy. Myers, Gurney, Hodgson, Crookes, Wallace, Stead, and, may I add, Oliver Lodge, are names which will be for ever associated with it "

સર આરથર પોતાની તથા બીજા અંગ્રેજોની જાણે પીઠ થોકીને શાબાશી આપે છે કે બીજી બધી ધર્મની પદ્ધતિઓ પશ્ચિમને પૂર્વે આપી છે, મગર ઉપર જણાવેલું મહાન શિક્ષણ પશ્ચિમે શોધી કાહાડી દુન્યાને આપ્યું છે અને એ શોધની બધી કીર્તિ એઓએ જણાવેલા સાત અંગ્રેજ શાસ્ત્રવેત્તાઓને ઘટે છે. મગર સર આરથરને કહાંથી ખબર હોય કે એ શિક્ષણ પૂર્વનો એક દાનાવ અશો પેગમ્બર જરથોસ્ત સાહેબ હજારો વર્ષ ઉપર આપી ગયો છે અને તેની શહાદત ગાથાઓ, વંદીદાદ, હાદોખ્તેનસ્ક, અને ફરવરદીન યશ્તમાં મોજુદ છે.

અમેરીકાનાં "માર્જદયસ્નાન" માહવારીમાં થોડાં વર્ષો ઉપર એક અમેરીકન લેખકે આપણા પેગમ્બર સાહેબની

વિદ્વતાની પિછાનમાં વાજબી રીતે પોતાના નીચલા ઉદ્દગારો પ્રકટ કીધા છેઃ—"હાલની સાયન્સ અવસ્તાના સત્વનો ખરો ભાવાર્થ સમજવાને ઘટારત જોય કિંવા શક્તિવાન હોય, તો તેને ઝટ જણાશે કે આજના તમામ તત્વજ્ઞાનીઓ, વિજ્ઞાન શાસ્ત્રીઓ, અને ખગોળવેત્તાઓ કરતાં જરથોસ્તને કુદરતના સઘળા કાયદા તથા કાર્યોનું વધારે જ્ઞાન હતું. આ ઉસ્તાદ ખગોળવેત્તા પાસેથી ગેલીલીઓ, ન્યુટન તથા કેપ્લરને શિખવા જવું પડતે. પ્રકટિકરણની બાબત જેવી જરથોશ્તે શિખવી છે તે જો ડારવીન સમજ્યો હોત તો તેને શરમાઇને નીચું જોવું પડત. એનાં અશોઇને લગતાં ફરમાનો, નીતિ અને ધર્મને લગતા તમામ પાઠો, યસ્નો ( sacrifices ) તથા સાજાં કરવાંની વિધિઓ ( healings ), એ બધાંનો પાયો બધાં ક્ષેત્રો—ખાકી, આત્મિક તથા માનસિક—માંના કુદરતના તમામ કાયદાઓના ઉંડામાં ઉંડા અને પુરામાં પુરા અભ્યાસો ઉપર ચણાયલો હતો."

ત્યારે મી. લેંગે "મોડર્ન ઝોરોસ્ટ્રીઅન"માં જે કહ્યું છે કે એક ગેલીલીઓ દુરબીન શોધી કાહાડે યા એક ન્યુટન ગુરૂત્વાકર્ષણનો કાયદો ખોળી કાહાડે તો પણ એક જરથોશ્તીને તેની દીનને માટે ધ્રુજી પડવાનું કારણ થનાર નથી, તે સાચેસાચી વાત છે.

ઉશ્તાંનો જાતો આથ્રવ યા સ્પિતામો જરથુશ્ત્રો !

ખુદાનું અમો માનીએ મોહોટું એહેસાન

પેદા થયો આથ્રવન જરથોશ્ત સમાન.

---

## વિષય પાંચમો.

# જરથોશતી ધર્મમાં આવેલો સ્પેન્તોમઇન્યુ અને અંગ્રેમઇન્યુને લગતો અપૂર્વ ઉપદેશ.





અશો જરથોશ્ત પેગમ્બર સાહેબે પોતાની પાક દીન લોકોને સમજાવવા માંડી ત્યારે પ્રથમમાંજ એઓ શ્રીએ કુદરતનો એક અચલ કાયદો જે હવડાંની સાએન્સમાં ધી લૉ ઓફ પોલેરીટીના* નામથી જાણીતો છે તેની સમજ આપવા માંડી હતી. એઓએ કહ્યું કે અએ મજલસીઓ ! સૌથી પેહેલાં હું તમુને દુનિયાના બે મીનો વિષે જાહેર કરૂં છું, જેમાંના વધારે આબાદી કરનાર મીનો (સ્પેન્તો મઇન્યુ) એ કોતાહી કરનાર મીનો (અંગ્રે મઇન્યુ)ને આએ પ્રમાણે કહ્યું કે નથી આપણા વિચારો, આપણી શિખામણો, આપણી અકલ, આપણા તરીકા, આપણા સખુનો, આપણાં કામો, આપણાં અંતઃકરણ, કે આપણાં રવાન, એક બીજાંને મળતાં આવતાં (are at one; can ever be one) (હા ૪૫, ફ. ૨). આ બે એકેકથી ઉલટી શકિતઓ જ્યાં સુધી દુનિયા આખર થશે ત્યાં તલક ચાલ્યા કરશે. નેકી

---

* પોલેરીટીની વ્યાખ્યા એન્સાઇક્લોપીડીઆ બ્રીટેનીકામાં આપી છે તે આ છેઃ-**Polarity**, having two poles or parts at which certain properties are the opposite to one another, as in a magnet the ends of which have opposite magnetic characters.

અને બદી, રાસ્તી અને દરૂજ, આમ દુનિયામાં ચાલતાં આવ્યાં છે. ડાહાપણવાળા શખ્સ રાસ્તી અખત્યાર કરે છે, ખરાબ દાનેશવાળા તેમ નથી કરતા (હા ૩૦). દુષ્ટ શખ્સો બુરા તરીકાને લીધે આડે માર્ગે ગયલા હોય છે (હા ૪૫). જેઓની વલણ રૂડાં કાર્યો (હવરશ્ત) ભણી નહી, પણ ભુડાં કાર્યો (દુજવરશ્ત) ભણી હોય છે, તેઓ દરવંદ યાને બુરા મીનોની દીનને લીધે દેવોને (બીજા બોલોમાં, બુરાઇઓને, બુરી શકિતઓને) ટેકો આપે છે; અષેમ (રાસ્તી) ફરમાવે છે કે ખરૂં અખત્યાર કરવું (હા ૪૯). આ બે જોડીયા પણ એકમેકથી સદંતર ઉલટી ખાસ્યતો ધરાવનારી* શકિતઓ, સ્પેં‍તોમઈન્યુ અને અંગ્રેમઇન્યુ, જેમની હસ્તિ વિષે જરથોશ્તે જનસમાજ આગળ જાહેર કીધું હતું, તે એક એવી ઉંડી ફીલસુફી છે, એક એટલો ગૂઢ ખ્યાલ છે, કે તે ઘણાઓ સમજી શકતા નથી. ત્રીસમા હાનો ૬ થો ફકરો દેખાડે છે કે ખુદ જરથોશ્ત સાહેબને સાંભળવા આવનારાઓમાંના

---

* એકમેકથી સદંતર સામસામેની ખાસ્યતો જોડીયા (અવસ્તા, 'યેમા'), એટલે એક કુખે અને એકી વખતે અવતરેલી, તેમજ કામ કરતી, હોય, એ એક paradox (દેખીતી ઉલટી વાત) જણાય છે, છતાં એ અનુભવ સિધ્ધ વાત છે. દાખલા તરીકે જુઓ ૧-૧૧-૧૯૨૪ નાં લંડન ગ્રાફીકમાં મી. બેલોકની નીચલી ટીકા:—

" The Russian temperament is pivoted on a fatalistic mysticism, swaying violently between pacificism and militarism-two extremes which are really, though it seems a paradox to say so, twin brothers. "

કંઈએક દેવંયસ્નીઓ આએ સમજી શકયા નહી હતા. પરવર-દેગાર જે સર્વશક્તિમાન સાહેબ છે, પવિત્રાઈનો પિતા છે, પ્રેમનો સાગર છે, દયાનો ડુંગર છે, અશોઈનો માલીક છે, તેનાં રાજ્યમાં, તેની જગતમાં, બદકારી અને જુઠાઈ (દરૂજ)ને, વેદના અને સંકટને, સ્થાન હોયજ કેમ ? આ સવાલ ઘણાંને ખટકે છે. સાંજ વર્તમાનના ૧૯૨૩ ના નૌરોજી અંકના ૧૩૯ મા પાને બુજરોગ શેઠ ખાન બહાદુર નવરોજી દો. ખંડાલાવાળા આપણા પેગમ્બર સાહેબનું આ બે જોડીયા પણ એકમેકથી ઉલટી દીશાએ કામ કરતા મીનો વિશેનું શિક્ષણ બીનજરૂરી ઠેરવતાં નીચલું વિવેચન કરે છેઃ—

"જગતમાં બે મીનો છે એક ભલો અને બીજો બદ-કાર, એવું શિખવવાની કશીએ જરૂર નહી હતી. ખોદાતા-લાએ પોતે પોતાની મહાન શક્તિથી દરેક ચીજ અને દરેક હસ્તિ પેદા કીધી છે તેમાંની કેટલીક ચીજો અને હસ્તિઓ માનવીઓને ખરાબ લાગતી હોય તો તે લોકનાં અજ્ઞાનપણાની કસુર સમજવી.

"અવસ્તામાં અંગ્રોમઇન્યુ (એહેરેમન) એવી બીજી શક્તિ કહી છે તે શું છે, એ વિષે ખોલાસો આપવાને આપણી ઉપર જવાબદારી નથી. આપણે કહીશું કે જુના વખતનાં અજ્ઞાનપણાને લીધે એવી બીજી બદશક્તિ વિષે ભુલ ભરેલાં લખાણો થયાં પણ તેમાં કશી સચ્ચાઇ નથી.

"ફક્ત એકજ ખોદાઇ શક્તિ તરેહ તરેહવાર રીતે કામ કરી રહેલી છે. તે શકિતનું બધું કાર્ય ભલું છે, રાસ્ત છે, ઇનસાફી છે, અને બધી રીતે વૃદ્ધિ કરનારૂં છે. બદકાર

જગત શક્તિ ( Cosmic Evil Spirit ) હોઇ શકેજ નહી, અને હસ્તિમાં છેજ નહી. વાસ્તે ખ્યાલી એહેરેમન, ખ્યાલી દએવો, અને ખ્યાલી દરૂજોને જયારે હાલના પારસીઓ રૂખસદ આપીને મોકળા થશે ત્યારેજ તેઓ ઉધરતી ઓલાદને ખરી દીન શિખવી શકશે, અને પોતે પણ ખોટા એહેરેમન અને દએવોના વેહેમ અને દેહેશતથી મોકળા થશે. ”

એજ વિદ્વાન સાહેબે કેમના મજદા ઉપર વિષય લખ્યો છે, તેમાં એઓ નીચે પ્રમાણે વિવેચન કરે છેઃ—

“ મજદયસ્ની દીન પાળનારા અઇરીયનો અને બીજા અસલના આરીયનો અને તુરાનીઓ વચ્ચે પેહેલાંથીજ રસાકસી અને દુશમની ચાલુ હતી. તે વખતે અહુરમજદનો દરજ્જો એક મોહોટા યજદ ( જેમ કે મીથ્ર ) સમાનનોજ હતો, અને લાંબા વખતથી ઈરાનીઓ એવુંજ માનતા કે દાદાર અહુરમજદ ભલી પેદાયશનો બનાવનાર છે અને તેમનો વિરોધી અંગ્રમઈન્યુશ નામનો એક બદ કીરતાર છે, જેણે ખરાબ પેદાયશો બનાવી અને તે બદકાર હોરમઝદની પેદાયશને અને ખસુસ કરીને માનવીઓને ઇજા કરે છે. એ દ્વિકીરતારોવાળું મત એટલું તો જડ ઘાલી બેઠેલું હતું કે જ્યારે અશો જરથોશ્ત સાહેબ તે વખતની મજદયસ્ની દીન અને રેવાજોમાંથી કેટલોક ગુંચવાડો કાઢી નાખીને અને બીજી શક્તિઓની આરાધનાઓ પડતી મુકીને પોતાની તરફથી સાદો ધર્મ સમજાવવા લાગ્યા ત્યારે આમ લોકોને પોતાની તરફ રાખવા સારૂં તે સાહેબે બે સામા સામા વિરોધી કીરતારોવાળું મત રદ કરીને બાજુ મેલવાને બદલે પોતાના તરફથી પણ ચાલુ રાખ્યું. ”

મી. ખંડાલાવાળાના આએ તરેહના વિચાર સાથે જરથોશ્તીઓ એકમળતા થઇ શકે નહી. જન લોકોનું કંઇ અંશે મન મનાવા જરથોશ્ત સાહેબે નમતું તોલ્યું અને તેઓને. રાજી રાખવા જાણી બુજીને ખોટું કહ્યું, યા જે ખોટું હતું તે ખોટું છે એમ તેઓ જાણતા હોવા છતાં તે ખોટારૂં ચાલુ રાખ્યું, એવું એ પેગમ્બર સાહેબ ઉપર એઓ શેઠ આળ ચડાવે છે, તે અફસોસકારક છે. જરથોશ્ત સાહેબ મહા તત્વવેત્તા હતા, છતાં પુર વેહેવારૂ (thoroughly practical). હતા તે નિર્વિવાદ છે. પરંતુ એમનું વેહેવારૂપણું ખચીતજ એવા પ્રકારનું ન હતું કે જેથી કરી એક ફતવો જે અસત્ય છે એવું જાણવા છતા એઓ બીજાં-ઓને પોતાની પક્ષમાં તાણવા ખાતર તે જાહેર કરે, જારી રાંખે. ખ્રીસ્ટીઓના એક વિદ્વાન ધર્મગુરૂ મરહુમ પ્રોફેસર જેમ્સ હોપ મોલ્ટન ધી ટ્રેઝર ઑફ ધી મેજાઈ નામનાં આઠ વરસ ઉપર છપાયલાં પુસ્તકમાં લખે છે કે બહુ બહુ ઉંચ, સ્વચ્છ, અને સુસુંદર સચાઇના સંદેશ સાથે પૃથ્વી ઉપર પુષ્કળ ગુરૂઓ આવી ગયા છે; પરંતુ જેન્ટાઇલો (યાહુદી કે ખ્રીસ્ટી સીવાયના ધર્મવાળાઓ)ના ગુરૂઓમાં જરથોશ્ત કરતાં કોઇ પણ વધારે ઉંચ દરજ્જે પુગ્યો નથી, અને તે માંહેલા માત્ર કોઈકજ એઓના જેટલા ઉંચ દરજ્જે, થોડે અંશે, પુગ્યા હશે. વળી બીજી જગોએ એજ પ્રોફેસર જર-થોશ્ત સાહેબનાં જ્ઞાન તથા ઉંચ ચરિત્રની પ્રસંશામાં કહે છે કે આજના લૉર્ડ હાલ્ડેન કે બાલ્ફર મીસાલ જરથોશ્ત એક અર્થતત્વવેત્તા તેમજ રાજદ્વારી પુરૂષ હતા એવું જણાય છે, અને જગતના ઇતિહાસમાં ક્વચિતજ કોઇએ બરાબરી

કીધી હોય એવાં એમનાં ચારિત્રની ઇમારતને એક મહાન ધર્મ સુધારકની બુલંદ કલ્પનાસૃષ્ટિ (lofty idealism) એ દિપાયમાન બનાવ્યું હતું.

વળી મી. એડવર્ડ કલૉડના આ શબ્દો છે કે ખોદા માત્ર એક છે એવો પેગામ આપીને ખોદા કવચિત જે માણસને આ દુન્યામાં મોકલે છે તેવાં માણસોમાં જરથોશ્ત સીવાય બીજો કોઇ પણ પહેલી પંક્તિએ આવતો નથી.

માર્મિક ફીલસુફીઓના અભ્યાસી અને કાબાલાની* બાબતમાં સત્તા સમાન ગણાતા યાહુદી તત્વજ્ઞાની મી. ઓસ્મેને લખ્યું છે કે જરથોશ્તનાં ખાકી શરીરમાં સચવાયલી બળવાન શકિત પાંચે તત્વો ઉપર અધિકારી હતી અને તેઓનું એને સંપૂર્ણ જ્ઞાન હતું: એની શકિત હોરમજદ તરફથી હતી અને ફીરસ્તાઓ એની સેવા બજાવવા આતુર રહેતા: એણે લોકોને વાયજીઓ સંભલાવી, અને આતશ, જે જળાવતાં સ્વચ્છ કરે છે અને નાશ કરતાં સજીવન બનાવે છે, તેને અર્થસૂચક ચિન્હ તરીકે વાપરી અશોઈનો મહા પાઠ તે ફરદરાજ મુલકમાં એણે ભણાવ્યો.

આવો જે બશારત પામેલો અને મહા અશો નર અને પરમેશ્વરનો અનુચર તે પોતાની પક્ષમાં જન લોકને ખેંચવા કાજે એક અસત્યને જારી રાખે એ બીલકુલ માનવા જોગ નથી. વળી ઉપર કહ્યું છે તેમ ગાથામાં ચોખ્ખી ગવાહી છે ( જુઓ ગાથા અહુનવદ, હા ૩૦,

* કાબાલા તે યાહુદીઓની ધર્મપોથીમાના ગુઢ લખાણો ઉકેલવાની છુપી વિદ્યા જે માત્ર મોહોડેથી આપવામાં આવે છે.

ફ. ૬) કે એમના પોતાના વખતમાં દેવયસ્નીઓ એમના સાથ તકરાર કરવા આવ્યા હતા, જે તકરારમાં તેઓની માત થઈ હતી, તોય તેઓ બે મીનોનો બરાબર તફાવત સમજી નહી શકયા અને તેથી તેઓ એશમ દેવની સાથે મળી ગયા (યાને ગુસ્સાથી જનુની બન્યા).

બે એકેકથી ઉલટી શકિતઓ જગતમાં પ્રથમથી કાર્ય કરતી રહી છે એ શિક્ષણ જરથોશ્તે જાહેર કીધેલી દીનનો એક અવશ્ય ભાગ છે, અને તેમાંથી છુટી કરાય નહી એવી એક કડી છે. આ અમુક શિક્ષણ ન સ્વીકારો તો ખુદ જરથોશ્તી દીનનો અસ્વીકાર કીધેલો કેહેવાય. દીનકર્દ (પુ. ૮ મું બાબ ૧૩ મો) પ્રમાણે અસલ ૨૧ નસ્કો માંહેલી સ્પેન્દ નસ્કમા જે જે બાબતો આવી હતી તેમા સ્પેનામીનો અને ગનામીનોની બન્ને શકિતઓની બાબત પણ હતી, ભલી શકિત દુન્યાના વધારાને માટે અને બુરી શકિત નાશ કરવાને માટે.

અહુનવદ ગાથાના ૩૦ મા હાના ચોથા ફકરામાં જણાવ્યું છે કે એ બે મીનો પેહેલાં સાથે મળ્યા, (ત્યારે તેઓએ) જીંદગી અને નાશ પેદા કીધાં અને જ્યાં સુધી દુન્યા આખર થશે ત્યાં સુધી આમ ચાલ્યા કરશે. "and when these twain Spirits came together in the beginning, they established Life and Not-Life, and that at the last the Worst Existence shall be to the followers of the Lie, but the Best Thought to him that follows Right." ( જુઓ જેમ્સ હોપ મોલ્ટનનું પુસ્તક 'ધી ટ્રેઝર

ઍાફ્ ધી મેજાઇ', પૃષ્ટ ૨૬ ).* આના ઉપરથી શું આવું અનુમાન ખેંચાય છે કે અંગ્રેમઇન્યુશ નામનો બદ કિરતાર દાદાર હોરમજદનો વિરોધી છે? ખચીત નહી, કોઈ રીતે નહી.

---

* આ બાબતમા મી. મોલ્ટન કેટલુંક જાણવા જોગ વિવેચન કરે છે: "What are the 'spirits'? The Avestan **Mainyu** is cognate with **Manah**, which we have rendered 'Thought,' and (which is more important) seems sometimes to be substituted for it. The word is not quite our 'spirit', then, except as used in a sentence like 'There was quite a different spirit in the next speech.' The meaning of the passage turns on the sense of 'Twins.' Later ages took the word with prosaic literalness, as was natural when mythology was in the ascendant. * * * Zoroaster had very little use for mythology, except to supply him occasionally with a figure. It does not seem probable that he would have favoured any interpretation which made Ahura Mazdah either twin or parent of the evil principle! It is best to assume that the word 'Twin' is thrown out for a momentary purpose without thought of logical developments. This is the easier to assume when we remember how completely free Zarathushtra is from any material theogonies: to call Ahura Mazdah 'Father of Good Thought'

હા ૩૧, ફ. ૧૧, માં જણાંવ્યું છે કે દાદાર હોરમજ્દે પોતાની વિચાર શક્તિથી તમામ જાનદાર ચીજો તથા કાયદા બનાવ્યા તથા મનુષ્યને હાડમંદ જીંદગી તથા અકલ

---

means for him only the use of a spiritual metaphor. In that case what he is thinking of is the logical eternity of Good and Evil as an obverse and reverse which cannot be conceived of apart. If we say God is Light, we mean that 'in Him is no darkness at all.' If in heaven there is 'death no more,' the very blessedness of Life is thrown into relief by the contrast of what our sage calls 'Not-life,' which has been overcome. * * * Zarathushtra is manifestly concerned here with the tremendous fact of *Choice*. Free Will is the pivot of his whole theology. Neither angels nor men ever did good under compulsion. * * Choice is the supreme fact, and nothing can relieve intelligent beings of their responsibility. When therefore Zarathushtra emphasizes so tremendously the gulf that yawns between the 'two tempers,' which exist together as inevitably as convex and concave in the same curve, he is simply hammering home his fundamental precept, that Right and Wrong have no concord, that compromise is impossible, and we must make our choice knowing that all eternity depends upon it."

બખ્શી અને કામ કરવાની શક્તિ તથા ધર્મનાં ફરમાનો આપ્યાં. વળી એજ હાના ૮ મા ફકરામાં જાહેર કીધું છે કે હોરમજદ જે સૌથી પેહેલો વિચાર કરનાર છે તે પોતાની હરવેસ્પ આગાહ અકલથી પેદા કરનાર છે, તથા ૯ મા ફકરામાં કહ્યું છે કે અએ હોરમજદ! સંપૂર્ણ મનશ્ની તારી છે અને દુન્યા બનાવવાની મીનોઇ અકલ તારી છે. હા ૪૫ ના ૧૦ મા ફકરામાં હોરમજદને પોતાનાં અખૂટ બળમાં માહજ્ઞાની તથા જીંદગી બખશનારો જણાવ્યો છે. ઇજશનેના હા ૩૭, ફ. ૧ માં છે કે હોરમજદ જેણે જાનવર તથા અનાજ પેદા કીધાં, પાણી તથા સારાં ઓરવરો પેદા કીધાં, રોશનીઆ અને જમીન તથા તમામ નેઆમતો પેદા કીધી તેને હમો યાદ કરીએ છીએ. હોરમજદ યશ્તના ૨૫ મા તથા ૨૬ મા ફકરાઓમા દાદાર હોરમજદને અશો જરથોશ્તને જાહેર કરતો જણાવ્યો છે કે બહમન, અરદી-બેહેશ્ત, શેહેરેવર, અસ્પંદાદ, ખોરદાદ, તથા અમરદાદ અમેશાસ્પંદો માહારી પેદાયશ છે, અને અએ જરથોશ્ત! તે કેમ છે તે તું જાણ, કે માહારી અકલ તથા માહારાં ડાહાપણથી દુન્યાં શરૂઆતથી હતી તેજ પ્રમાણે છેડે સુધી રહેશે.

ડૉ. જીવણજી મોદીએ જણાવ્યું છે કે "જરથોશ્તની શિખવણીમાં એક ખાસ શિખવણી એક પ્રકારનાં દ્વિમત ( dualism )ની ગણાય છે, જેને મી. એમ. ડી. કોન્વે નામનો એક ભણેલો ગ્રહસ્થ જરથોશ્તી ધર્મનું ખાસ અને અગત્યનું તત્વ (the central and essential principle) ગણે છે. એ દ્વિમતને આપણે નીતિ શાસ્ત્રની બાબતનું દ્વિમત ( ethical dualism ) ગણવાનું છે. આ જગત,

તેનાં સુંદર કે નહી સુંદર સર્વ ભાગો સાથે, ખુદાતાલાનીજ પેદાયશ છે. સર્વનો પેદા કરનાર હોરમજદ અને હોરમજદજ છે. પણ નીતિમાન ખેતર ( ethical field )માં આપણે બે શકિતઓને કામ કરતી જોઇએ છીએ, એક ભલી અને બીજી ભુંડી. આપણે તે ભલી શકિતની તરફેણમાં કામ કરી ફ્રશોકેરેતીનાં કામમાં મદદ કરવાની છે. ઉપલો લખનાર કહે છે કે જોન સ્ટુઅર્ટ મીલની જીંદગીનું તેના પોતાના હાથે લખેલું વૃતાંત (ઓટોબાયોગ્રાફી) વાંચી, તે એ અનુમાન ઉપર આવ્યો છે કે તે મરનાર વિદ્વાન જરથોશ્તી હિમત ઉપર ઢળેલો હતો.”

જગ મશહુર જરમન કવિ ગોએથે પણ એવાં હિમત તરફ ઢળેલો હતો તે એનાં નામીચાં કાવ્ય ફાઉસ્ટમાંની નીચલી લીટીઓ બતાવે છે:—

Two souls, alas ' are lodged within my breast,
Which struggle there for undivided reign.
One to the world, with obstinate desire,
And closing cleaving organs, still adhores.
Above the mist the other doth aspire
With sacred vehemence to purer spheres.

એકમેકથી ઉલટી બે શક્તિઓ મ...
અને કારભારને દોરવતી રહે છે તે બાબે “ધ...
ધી અવર” ના મથાળાં તળે મી. એલ. ડબ્લ્યુ...
૧૩–૯–૧૯૧૦ ના સાંજ વર્તમાનમાં લખે છે કે “First and foremost it is necessary frankly to recognise the presence and influence in human affairs

of the two predominating forces, the centrifugal and the centripetal, the one making for harmony, the other for discord."

બંગાલી કવીશ્વર મહાગુરૂ રવિન્દ્રનાથ ટાગોર પણ આએ દ્વિમતને સ્વીકાર કરતા જણાય છે. થોડુંક ઉપર એઓ જાપાનની મુલાકાતે ગયા હતા ત્યાં તેઓએ પોતાની છેલ્લી સલામ કરતાં "સાયન્સનું સ્થાન" એ વિષય ઉપર ભાશણ કીધું હતું તેમાં એમના આ શબ્દો છે કે "સાયન્સ એક મહત્વ વાળી વસ્તુ છે. મનુષ્યો માટે એક ઉમદા ખજાના તરીકે એ આવેલી છે. પરંતુ માનવીની જગતને એ આશીશ દેવા જેવી આવી કે તાબડતોબ શેતાને તેનો કબજો લીધો. ખાનાખરાબીના ઓજારો તરીકે, ઝેરી ગૅસ તરીકે, તથા એકલપેટો લાભ કાહાડી લેવાનાં હથિયારો તરીકે શેતાન તેનો પુરેપુરો ઉપયોગ કરી રહે છે. બદીના પિશાચ સાથના આ સમાગમથી સાયન્સનો મુખડો મરડાઇને બેડાળ બન્યો છે, એના અંગચેષ્ટા શએતાની થયા છે."

દીનકર્દમાં જણાવ્યું છે કે દીનના આગેવાનોએ યાને દીનના આગળા પેશવા દસ્તુરોએ દીનને લગતા ખોલાસા ઉપરથી કહેલું છે કે સર્વેને પેદા કરનાર અશો હોરમજદ છે, અને દીન તે સાહેબની દાનાઈ

* કરનાર હોરમજદની હસ્તિ* પેદાયશને બનાવ-

* ખાલાની હસ્તિના પુરાવા વિષે તથા તે એખલો પોતાની જાતથી કાયમ છે તે વિષે આપણા આગળા દાનાવો કેવી ધરખમ દલીલો કરી શકતા હતા તેના બે દાખલા આ વિષયની પુરવણીમાં આપ્યા છે તે જુઓ.

વાથી છે: તેની દીનને લગતી દાનાઈ તેની ઇચ્છા* તથા તેનાં કામની સમજ આપવા સારૂં છે: પેદાયશથી હયાતીનો ફેરફાર થવો આએ રીતે છે કે જ્યારે આદમીની અંદર તે સાહેબની હસ્તિ રહેતી નથી, ત્યારે તે ઇન્સાંન પોતે જે અસલ મૂળથી હયાતી પામેલું છે, તેથી ખોટું થઇને ઉલટાં મૂળની તરફેનવાળું બને છે, અને તે આદમીની અંદર અસલ મૂળવાળા મીનો યજ્દોની જાત રહેતી નથી, તેથી તેને કશું નહી જણાવાને લીધે તે ઉલટી હયાતીવાળું થાય છે.

સરોશ યશ્ત રાતની વડીના ફકરા ૧૭મા જણાવ્યું છે કે બે મીનો, સ્પેન્તોમઇન્યુ અને અંગ્રેમઈન્યુ,એ પેદાયશોને બનાવી. અહુનવદ ગાથાના હા ૨૯, ફ. ૧. માં આવે છે કે ગેઉશ ઉર્વા એટલે દુન્યાના આત્માએ 'તમારા બેને' (ક્ષ્મ ઇ બ્યા) પોકાર કરીને પુછયું કે મને તમોએ શા માટે ઘડી? આ બે તે એજ હાના ફ. ૨ માં જણાવેલી ગેઉશ તષન, એટલે કે શેઠ ખુદાબક્ષ એદલજી પુનેગરે સપટેમ્બર ૧૯૨૪નાં ' રાહે જરથોશ્ત્ર ' માં સમજાવ્યું છે તેમ દુન્યાનાં કાર્યમાં ભાગ ભજવતી રચનાત્મિક સ્પેન્તમઇન્યુ તથા અંગ્રેમઇન્યુની ભેગી કામ કરતી મીનોઇ શક્તિઓ, અને નહી કે દાદાર હોરમજદ. અલબત, મૂળમાં મૂળ કારણ પેહેલ વેહેલો વિચાર કરનાર, જગતની રચના યોજનાર, તેના પેહેલા કાયદાઓ રચનાર, તે હોરમજદ, અને તે કાયદા અનુસાર ઘાટો ઘડનાર તે સ્પેન્તોમઇન્યુ અને અંગ્રેમઈન્યુ.

---

* અહુરમજદનો કાયદો તે ખાવિંદની ઇચ્છા છે ( કત તોઇ રાઝરે કત વશી, યજશને હા ૩૪, ફ. ૧૨ ).

ફ્રરવર્દીન યશ્તના ૭૬મા ફકરામાં જણાવ્યું છે કે અશોનાં ભલાં, શૂરાં, આબાદી કરનારાં ફ્રરોહરો બે મીનોની પેદાયશમાં બચીત ઘણું અસરકારક (યાને ખુબીવાળા ગુણો ધરાવનારાં) છે અને જ્યારે બે મીનો, સ્પેન્તોમઇન્યુ તથા અંગ્રેમઇન્યુ, એ પેદાયશ બનાવી ત્યારે તેઓ ત્યાં મજબૂટ તૈયાર ઉભેલાં હતાં. આ બતાવી આપે છે કે ફ્રરોહરો સૃષ્ટિની શરૂઆતમાં ખોદાએ તૈયાર રાખ્યાં હતાં. એટલે કે સૃષ્ટિની પેદાયશ થવા પેહેલાં તેની બનાવટ તેણે પોતા સન્મુખ રચી રાખી હતી: બીજા શબ્દોમાં દરએક કુદરતી પેદાયશની વિદેહ આત્મિક મૂળ પ્રકૃતિઓ (જેને પ્લેટોની ફીલસુફીમાં Ideasનું નામ આપ્યું છે) આગમચથી તેણે બનાવી રાખી હતી.

દસ્તુર ડૉ. હોશંગ જામાસ્પે ખોલાસો આપ્યો છે કે હોરમજદે આ દુન્યા, તે મધેની પેદાયશો ને પેદાયશોનાં કુદરતી કામો તથા ઉપયોગો તથા તેઓના જાતી ગુણો તથા ગતિઓ અને અમલો શું અને કેવા હોવા જોઇએ, તે વિષે જે વિચાર કીધો તે અહુરમજદી ખાહેશ યા ખુદાઇ વિચાર કે જેને અવસ્તામાં અષવ, અહુરધાત યા મજદધાત, તથા અહુરોતકએષ એવાં વિશેષણો લગાડવામાં આવ્યાં છે, તે અહુરમજદી અશોઈ રાહ, તરીકા, યા મુરાદ, યા કુદરતી કાયદા મુજબ ચાલ્યા જઈ, દુન્યા તથા કુલ પેદાયશને આબાદ રાખી ચલાવ્યા જવાની જે ખુબીઓને તેઓ મધે જે અવ્વલથી આખર લગી સંભાળી સાચવી રાખે છે તે દરએક નુરી તેમજ ખાકી ચીજનાં ફ્રરોહર ઠરે છે. જેમ કે આતશને પેદા કરવાથી યજદાંએ જે નુર, ગરમી, તથા

જીંદગી વધારવી, ઇત્યાદિ, સર્વે આતશ મધેનાં નેક ગુણો તથા ખુબીઓ વિષે ધારણા રાખી તે યજદાંની ખાહેશ તે આતશનું ફરોહર છે. તેમજ હુમત, હુખ્ત, અને હુવરેશ્ત સાથે અશોઇ ઉપર કાયમ રહી નીતિ ભલાઇથી સઘળી અહુ-રમજદે લાગુ કીધેલી ફરજીયાતો ગુજારવા સાથે જીંદગી ગુજા-રવી એવી મનશા ઇન્શાનમાં કાયમ રાખવી તે ઇન્શાનનાં ફરોહરનું કામ છે. ફરવરદીન યશ્તના ૨૨મા ફકરામાં હોરમજદનાં ઘણાં મોટાં, બરતર, અતિ સુંદર, બેશુમાર જોરાવર, અતિ દાના, શ્રેષ્ટ, અને પવિત્રાઇથી અતિ બુલંદ ફરોહરને સઘળાં નેક ફરોહરોના સરદાર અથવા મૂળ ઝરા તરીકે પ્રથમ આરાધેલું છે, કારણ કે એ અહુરમજદી ફરોહ-હરનો જીવ તે ખુદ માથ્રસ્પેન્ત યાને અહુરમજદી કલામો તથા દીને માજદયસ્ન ગણી છે, તથા એ અહુરમજદી ફરોહ-રનું બદન તે પાક ખુરશેદી નુરને ગણેલું છે. યાને અહુરમ-જદી ઇચ્છા તથા ખાહેશ જે માથ્રસ્પેન્ત અથવા ખુદાઇ કલામ તથા દીન છે, જે પવિત્ર કલામો તથા પાક દીન અહુરમજદની ખાહેશ તથા મુરાદો છે જે મુજબ તમામ યજદો, અમેશાસ્પંદો તથા મીનોઇ પેદાયશની હસ્તિ તથા કાયમ ચાલતું છે, તથા ખુરશેદી નુરનાં તુલુ થવા ઉપર અહુ-રમજદની આહેશ મુજબ સઘળી પેદાયશનો મદાર તથા સલામતી છે."

સૃષ્ટિની પેદાયશ થવા પહેલાં દાદાર હોરમજદે તેની બનાવટ પોતાના સન્મુખ, એટલે કે પોતાના વિચારમાં, રચી રાખી હતી, તથા ફરોહરો સૃષ્ટિની શરૂઆતમાં હાજર હતાં,

એ સમજણ જે જરથોસ્તી દીન આપે છે તેનો આબાદ પડઘા મારી કોરેલીની નવલ કથા "આ રોમાન્સ ઑફ ટુ વર્લ્ડ્સ" ના ૧૪ મા પ્રકરણમાંનાં નીચલાં વર્ણનમાં સંભલાય છે, અને આ બીના બતાવે છે કે જરથોશ્ત સાહેબનાં શિક્ષણોએ પશ્ચિમ તરફનાં વિચારવંતાં સ્ત્રી પુરૂષોનાં આદર્શો તથા સંકલ્પો ઉપર જાણ યા અજાણ કેવી છાપ પાડેલી છે:–

"As a poet forms thoughts, or a musician melodies, so God formed by a Thought the Vast Central Sphere in which He dwells, and peopled it with the pure creation of His glorious fancy. And why? Because, being pure Light, He is also pure Love; the power or capacity of Love implies the necessity of Loving; the necessity of loving points to the existence of things to be loved—hence the secret of creation. From the ever-working Intelligence of the Divine Love proceeded the Electric Circle of the Universe, from whence are born all worlds. * * * Love cannot exist in chaos, and God by the sheer necessity of His Being has for ever been surrounded by radiant and immortal spirits emanating from His own creative glory—beings in whom all beauty and all purity are found."

દાદાર હોરમજદ મહાજ્ઞાની, હકુમત કરનાર સાહેબ (હા. ૨૮, ફ. ૭) અને દુન્યાનાં તમામ કામોના ઉપર સાહેબી ભોગવનાર (હા ૩૧, ફ. ૮) છે, તેથી અંગ્રેમઈન્યુ કે કોઈ

પણ બીજી વ્યકિત યા શકિત હોરમજદનો હરીફ હોઇ શકે નહી, અને છેબી નહી. હું સમજું છું ત્યાં સુધી હારીમન, કે ગનામીનો, એવી કોઇ વ્યકિત છેજ નહી, કે નથી દેવો પણ કોઇ વ્યકિતઓ. માણસની પોતાની બુરી વાસનાઓ, કુકર્મો, જુઠાઇ, આળસાઇ, છાકટપણું, જુસ્સાઓ, દર્દો એ જ દેવો અને એજ હારીમન. વળી ખરાબ હવા, બદબો, નજીસાત, કોહોવાટ, વિગેરે, નાશકારક તત્વો એજ દેવો અને દેવેનામ દેવો. અવસ્તામાં ઘણું લખાણ અલંકારી અને કાવ્યરૂપી છે. એમાં જાત જાતની બુરાઇઓ, અનિતિ, દર્દો, અપવિત્રતાઇ, ઇત્યાદિને દેવોની ઉપમા આપી તેઓને દેવરૂપી નામોથી ઓળખાવ્યાં છે. જેમ કે ગુસ્સા તથા કીનાનો દેવ એશમ, કોહોવાટ અને નાશ લાવનાર દેવ જયરીચ, જુઠાઇનો દેવ નાઓંઘહથ્ય, ભીખારી હાલત લાવનાર દેવ દ્રિવિ, દગલબાજીનો દેવ દઇવિ, કોઇ પણ ભલાં કામની સાંભે થનાર દેવ પઇતિશ, પાણીનો દૂકાળ લાવનાર દેવી દુજયાઇરય, ખરાબ ટાહાડ, પ્રાણુઘાતક નાશ તથા બુઢાપાથી માણુસની ખરાબી લાવનાર દેવ અકતષ, આળસાઇનો દેવ બુષ્યાંસ્ત.

દેવો અને હારેમન એ કોઇ વ્યકિતઓ નહી, પણ બુરાં અને હાનિકારક ગુણો અને તત્વો છે એ મહારા કેહેવાને શાહનામાંથી ટેકો મળે છે. શેહેનશાહ નોશીરવાન અદલના અમલનું વર્ણન કરતાં કવીશ્વર ફીરદોસી તુસી નોશીરવાન અને અશો વિદ્વાન બુઝોર્જમેહર વચ્ચે થયલા સવાલ જવાબોનું જાણવા જોગ બયાન આપે છે તેમાં હેઠળ પ્રમાણે આવે છે:—

પાદશાહે પુછયું કે દાના કોણ ગણાય છે કારણ કે અકલ તો માણસનાં દીલમાં છુપાયલી છે? બુઝોર્જમેહરે જવાબ આપ્યો કે "તે શખ્સ કે જે હારીમનના ભમાવ્યાથી દુન્યાના સાહેબના માર્ગ તરફથી પોતાનું દીલ ફેરવતો નથી, તેમજ પોતાની બેહુદી અકલે કોઈનો હોકમ માની નથી લેતો અને જે પોતાના જીવનોજ શત્રુ હોય છે અને પોતાની અકલનો પોતે ફાંદો બને છે. એવા સિંહનું જોર ધરાવનારા દશ હારીમનો છે કે જેઓ જાન તથા અકલને દાબેલાં રાખે છે." નોશીરવાને પુછયું કે તે દશ દેવ કયા કયા છે જેઓથી આપણી અકલને અફસોસ કરવો પડે છે? બુઝોર્જમેહરે જવાબ દીધો કે "એક લોભ અને બીજો ગરજ, એ બન્ને જોરાવર અને ગરદનફરાજ દેવો છે. ત્રીજો દેવ ગુસ્સો, ચોથો અદેખાઈ, પાંચમો ઝઘડો, છઠો કીનો, સાતમો ચુગલીખોર, આઠમો ઠગ, નવમો નાપાક દીનનો, અને દશમો દેવ તે કે જે પોતા સાથે ભલાઈ કરનાર તરફ નીમકહરામ નિવડે તથા ખોદાને પિછાને નહી." પાદશાહે સવાલ કીધો કે આ દશ હાનિકારક દેવોમાંથી વધારે જોરેમંદ હરીમન કયો? ત્યારે બુઝોર્જમેહરે ઉત્તર આપ્યો કે લોભ કે જે લાંબા કાળ સુધી સીતમ ગુજારનારો દેવ છે.

વળી દીનદાર બુઝોર્જમેહરે પાદશાહને એવો ખોલાસો સમજાવ્યો કે ઓ દાનાઈ અને તાજીક સાથના પાદશાહ! એ દશે દેવોની તલવારથી બચવા માટેનું બખ્તર તે અકલ છે. અકલથી દાના લોકનાં દીલ ને જાન રોશન રહે છે, અને જે ચીજથી દીલમાંનો દેવ બિહિક નથી રાખતો તે તો માણસનો પોતાનોજ બુરો સ્વભાવ છે.

વંદીદાદની ત્રીજી પરગદના ૩૧ મા તથા ૩૨ મા ફકરામાં કહ્યું છે કે જે અનાજની ખેતી કરે છે તે અશોઇ ખેડે છે, તે માજદયસ્નની દીનને વધારાએ કરીને વધારે છે; જ્યારે અનાજની રોપણી ચાલે છે ત્યારે દેવો હાંફે છે; જ્યારે ઉગેલો અનાજ થાય છે ત્યારે દેવો ઠાંસે છે; જ્યારે ખાંડેલો અનાજ થાય છે ત્યારે દેવો રડે છે; જ્યારે આટો થાય છે ત્યારે દેવો નાશ પામે છે; જે ઘર આએ અનાજના લોટને વાસ્તે છે ( યાને જે ઘરમાં આટો હોય છે ) ત્યાં દેવો માર ખાધેલા રહે છે; જ્યારે અનાજ પુષ્કળ થાય ત્યારે જેમ લોહોડાંનો સળિઓ તાતવીને દેવોનાં મોહોંડામાં મેલ્યો હોય અને દુઃખ લાગે તેટલું દુઃખ તેઓને લાગે છે. દેખઇતી રીતે અહિં દળિદ્રતા, કંગાલિયત, અને ભુખમરાને શબ્દલંકારથી ચૈતન્યરૂપ આપી ( personification ) દેવોની ઉપમા આપી છે. મતલબ એ કે જે ઘરમાં ઉદ્યમ, ઉદ્યોગ હોય છે અને ખોરાકી ભરેલી હોય છે ત્યાંથી કંગાલિયત દુર નાસે છે, અને અશોઈ જળવાઇ શકાય છે.

એક બીજો દાખલો. વંદીદાદની આઠમી પરગરદના ૮૦ મા ફકરામાં જણાવ્યું છે કે જે તરફથી પવન આતશની ઉપર મુકેલી ખુશબોદાર વસ્તુની ખુશબોને પાંથરી નાખે છે, તે તરફ દેવો જેઓ અંધારાની સુરતના છે તેઓને તથા તેથી બેવડા દરવંદો, જાદુગરો, તથા પરીઓને હોરમજદનો આતશ હજાર ઘણા મારનાર તરીકે મારવા જાય છે. આનો ખોલાસો એ છે કે તખ્તનશીન કીધેલા આતશ ઉપર જ્યારે સુખડ, લોબાન, વિગેરે, ખુશબોદાર વસ્તુઓ મુકાય છે અને

પવનથી તે ખુશબો દૂર સુધી ફેલાય છે ત્યારે તેથી હજારો તરેહના રોગ અને બલાઓ દૂર થાય છે.

એક ત્રીજો દાખલો. ખોરશેદ ન્યાયશમાં છ કે જો ખોરશેદ (સૂર્ય) પોતાનાં તેજ કીરણો સાથે આ જગતને માથે નહી પ્રકાશે તથા નહી તપે તો હફ્ત કેશ્વર જમીન મધે જે પણ છે તેનો નાશ દેવોથી થઇ જાય. દેવોનો દેખ-ઇતો અર્થ અહિંયાં નાશકારક તત્વોનો થાય છે. સાયન્સે હવે કબુલ કીધું છે અને એકેએક જન હવે જાણે છે કે નાશકારક તત્વો અને બુરાં દર્દો ઉભરાવનારાં બેકટીરીઆ વિગેરે જંતુઓ ( germs ) ને નાબુદ કરવાનું તથા રોગોનો અટકાવ કરવાનું કામ સૂર્યની રોશની અને તાપ બજાવે છે.

જે અસર કે ઉશકેરણી આપણાં દીલ ઉપર થયેથી આપણને બદીની રાહે ચાલવાને સુજ પડે તેને પણ દેવ કહેતા હતા. જેમકે વંદીદાદની ૧૯ મી પરગરદ પ્રમાણે જરથોસ્તને તેની ભલી દીન ઉપરથી પાછો વાલવાને બુઇતિ દેવે કોશેશ કીધી હતી. આ અશો પેગમ્બર સાહેબને તેઓનો નેક તરીકો છોડી દેવા તથા બદી વિરૂદ્ધની તેમની લડત બંધ પાડવા સારૂ એઓને ઘણી લાલચ અપાઇ હતી તેમજ ધમકીઓ દેવાઇ હતી તેની બીજી ગવાહીઓ પણ અવસ્તામાં મળી આવે છે, અને એ બીના પણ મનુષ્યના ખવાસમાં તેમજ કુદરતમાં બધેબધ સ્પેન્તેમઇન્યુ અને અંગ્રેમ-ઇન્યુ એ બેહુ કાર્ય કરતા રહે છે તેની અક મજબૂત સાબેતી પુરી પાડે છે.

અગર તકરાર ખાતર કભી કબુલ કરીએ કે દેવો એ દુર્ગુણો કે નજીસાત કે ખરાબ હવા યા નાશકારક તત્વો

નહી પણ ખરેખરી હયાતીવાળી વ્યકિતઓ છે, તોય વિચા-
રીને જોતાં એઓ હોરમજદની સાંઞે, બાઇબ્લમાંના શયતાન
અને તેની સાહ્યા હેઠળના બીજા બળવાખોર ફિરેસ્તાઓની
મીસાલ, બંડ ઉઠાવનાર અને ખોદાનાં તખ્ત ઉપર હુમલો
લઈ જનાર નહી, મગર આખર કરેને હોરમજદના અચલ
કાયદા "જેવું કરશો તેવું ભરશો"ને અમલમાં મુકનારાં હથિ-
યાર જેવા એઓ જણાશે. આ માહ્‌રાં કેહેવાની પુષ્ટિમાં
એક બે દાખલા આપીશ. ગુજરવા પછી ત્રીજી રાતની
બામદાદે જયારે એક મરનારનું રવાન ચિન્વત પુલ આગળ
જતાં તેનો ત્યાં ઈનસાફ થાય છે અને તે મરનારે જો સવા-
બનાં કામો કીધેલાં હોય છે તો તેનાં રવાનને બેહેશ્તમાં
જગો મળે છે અને ત્યાં બહુમન અમેશાસ્પંદ તેને આવકાર
આપે છે, મગર જો તેણે બુરાઇનાં કામો કીધેલા હોય છે
તો તેનાં રવાનને વિજરેષ દેવ દોજખી મુકામમા લઈ જાય
છે (જુઓ વંદીદાદ, પરગરદ ૧૯). આ દેખાડે છે કે સદ-
રહુ દેવ પાપી રવાનને થયલી સજા અમલમાં લાવવાનાં
કામમાં ઉપયોગી થાય છે. વળી જયારે તે રવાનને આગળ
મરી ગયલા એક શખ્સનું રવાન સવાલો પુછે છે કે "અએ
દુષ્ટ! તું કેમ મરી ગયો? ફાની દુન્યામાંથી અવિનાશી
દુન્યામાં કેમ આવ્યો?" વિગેરે, ત્યારે હારેમન ચિરડાઇને
કહે છે કે એવા સવાલ એને ના પુછ કારણકે એ કંટાળા
ભરેલો, પિડાકારક, અને હાડમારીવાળો માર્ગ જયાં શરી-
રનું તથા જીવનું છુટું પડવાનું થાય છે, ત્યાંથી
આવ્યો છે; જેહેર અને જેહેરી બદબોવાળો ખોરાક એને
માટે લાવી આપો, કારણકે બદ મનશ્નીવાળા, બુરા સુખન

બોલનારા, બુરૂં કામ કરનારા, તથા બદ દયાનત-વાળા જવાનનો તેનાં મરણ બાદ આએજ ખોરાક છે; બુરી મનશ્નીવાળી, બુરા સુખન બોલનારી, બુરૂં કામ કરનારી, ખરાબ નીતિ તથા નિયમો વાળી, અને ધણીને નાતાબેદાર, બુરી ઓરતને વાસ્તે પણ આએજ ખોરાક છે (જુઓ હાદોખ્ત નસ્ક, પરગરદ ત્રીજી, ફ. ૩૪—૩૬).

અરદાવિરાફનામાંના ૧૦૦મા પ્રકરણમાં દસ્તુરાન દસ્તુર અરદાવિરાફ બ્યાન કરે છે કે મેં પુર મોતવાળા, દુન્યાનો નાશ કરનાર, તથા બદતર દીનવાળા ગનામીનોને દીઠો, જે હમેશ પાપીઓની દોજખમાં ઠઠ્ઠામશ્કરી કરતો હતો અને બોલતો હતો કે " તમે શા વાસ્તે હોરમજદની હંમેશાં રોટલી ખાઇને માહરાં કામ કર્યાં અને તમારા પોતાના પેદા કરનાર વિષે વિચાર નહી કીધો અને માહારી મરજી મુજબ ચાલ્યા ? " અહિં પણ ગનામીનોને જેઓ દાદાર હોરમજ-દના તરીકા મુજબ નથી ચાલતા અને બુરાઇઓ કરે છે તેના એક તિરસ્કાર કરનાર અને વાજબી તાનાં મારનાર તરીકે ચિતર્યો છે.

વળી એકવીસ નસ્કો માંહેલી વર્શ્તમાન્સર નસ્કની ૮ મી પરગરદના બીજા ફકરામાં જણાવવામાં આવ્યું છે કે હરેમ-નની પેદાયશો ( creatures ) હરેમન તરફથી મળે છે અને તેઓનાં દુઃખો હરેમન તરફથી મળે છે; અને જ્યારે તેઓ હરેમનની પરસ્તેશ કરે છે ત્યારે હરેમન વધારે બુરો, વધારે જુલમગાર, તથા વધારે દુઃખ દેનાર થાય છે.

આ જહાનમાં હરરોજ આપણે જોઇએ છીએ કે નેકી

અને અશોઇની સાથ સાથ, જાણે બાથમાં બાથ, બદી અને દરૂજ ચાલુ છે; અને આ અજાયબ મામલો અવ્વલથી ચાલતો આવ્યો છે. ૪૫ મા હાનો તરજુમો આપતાં મી. મીલ્સે એ ગાથાનો જે સાર સમજાવ્યો છે તેમાંથી હું થોડો ઉતારો આપીશઃ—

"The foul evils of society do not lie within the control of the holy Ahura in such a manner as that He either originates or tolerates them. They are, on the contrary, the product of the personified anger of the Daevas, the Mainu in its evil sense, the Angra (angry?) spirit. Between this being, or personified abstraction, and Ahura, *there is a gulf fixed*. Never do we see any aspersions upon Ahura's name, or a suspicion of His purity as shown by complicity with cruelty, or the toleration of evil passions. * * *

"The ardent prophet declares the utter severance between the good and the evil, the God and the Demon. It is a popular corollary to Y. XXX, 3–6. The two spirits came together indeed at first to make life, and its negation, and they co-operate, if such a term can be applied to an irreconcileable antagonism out of whose antitheses and friction sentient existence alone becomes possible. Their union consists in opposition, for if they blend, they each cease to be what

they are. They are, while upholders of existence, yet separate for ever, and that as to every attribute and interest.

" And the sage goes on to assert that in this he is proclaiming the first Mathra .of this life which the all–wise Mazda had revealed to him. "

આ બાબતમાં મી. એસ. લેંગે " આ મૉડર્ન ઝોરો-સ્ટ્રીઅન" નામનાં પુસ્તકમાં બાહોશીભર્યું વિવેચન કીધું છે. એઓ કહે છે કે જગતમાં સારાં ( good, સત )ની હસ્તિ એક ખુલ્લી દેખાતી બીના છે તેવી બુરાં ( evil, અસત ) ની પણ છે. એવી ઘણી વસ્તુઓ છે જે આપણી માણસાઇ જ્ઞાનશકિતને ઉમદા, માયાવંત, અશો અને સુંદર છે એમ જણાય છે, તેમ ઘણી વસ્તુઓ પતિત, ક્રુર, બુરી અને કદરૂપી છે તે તેટલુંજ સાફ જણાય છે. એ કયાંથી આવે છે? સારાંની હસ્તિથી જો એક ભલો સરજનાર પુરવાર થાય છે, તો ભૂંડાઇની હસ્તિથી એક ભૂંડા સરજનારની હસ્તિ સાબેત થાય છે એવું અનુમાન ખેંચતાં આપણે કેવી રીતે છટકીએ ? * * * આ ગુંચવાડામાંથી છુટવાનો હું માત્ર એક માર્ગ જોઉં છું, અને તે એ કે હયાત સચ્ચાઇઓ ઉપર અખાડા ન કરવા પણ તે સ્વીકારવી. એ સત્ય છે કે પોલેરીટી હસ્તિનો કાયદો છે. કાંય, તે આપણે જાણતા નથી, જે પ્રમાણે કે અણુઓ તથા પ્રભાવો, જે આપણી બીજી તત્વભુત સચ્ચાઈઓ છે, તેનાં ખરાં સત્વ કે ખરી ઉત્પત્તિ બાબે આપણે નાવાકેફ છઇએ. પણ અણુઓ તથા પ્રભાવો છે એ આપણે

કબુલ કરીએ છીએ, વળી ગુરૂત્વનો કાયદો તથા બીજા કાયદાઓ કબુલ કરીએ છીએ, ત્યારે પોલેરીટીનો કાયદો શા માટે નાકબુલ કરીએ અને પ્રથમ મુદ્રાના એક ભાગ, અવ્વલ તત્વોમાંથી જગત–ઉત્પત્તિનું પ્રકટિકરણ થતું રેહેવાને જે મુળ પાયાની શરતોને આધીન તેને રહેવાનું આવશ્યક છે તેમાંની એક, તરીકે કાંય નહી સ્વીકારીએ ? માનવીનું મન આ સમજી શકે, પણ આની પેલે પાર તો મહા 'ન જણાયલો' કિંવાં 'ન પામી શકાય' (અનઅઇયાફ્રેહ) તે છે."

જગતમાં કાર્ય કરી રહેલો આ પોલેરીટીનો કાયદો મી. લેંગે ઉપલી ચોપડીમાં વિસ્તારથી સમજાવ્યો છે, અને જેઓ એ વિષે વધારો ખોલાસો જાણવા માગતા હોય તેઓને એ ચોપડીનો હું હવાલો આપીશ.

ટુંકમાં, આ વિદ્વાનનું એવું કેહેવું છે કે ધર્મ વિષયક સઘળી ઈષ્ટ કલ્પનાઓ (માની લીધેલાં સિધ્ધાંતો, hypotheses) જે મનુષ્યના જ્ઞાનની હાલની સ્થિતિમાં અમલમાં મેલાઈ શકાય એવી રહેલી છે તેઓમાં સર્વથી શ્રેષ્ટ મને તે જણાય છે કે જે આઓ લૉ ઑફ પોલેરીટીને જગતના મુળ કરાર તરીકે ખુલ્લી રીતે પિછાને છે તથા સત તત્વને હોરમજદનાં નામથી તથા અસત તત્વને અહરીમનનાં નામથી ચેતનભાવ આપીને પેલે પારના શ્રીઅવિદિત (the great unknown beyond )* ભણી ઉત્કંઠિત પણ ચુપ અને

* વીદ્વાન રસાયણશાસ્ત્રી ફૅરૅડેના આ શબ્દો છે કે ધર્મ અને સાયન્સ વચ્ચે અથડાઅથડી છે એમ જે કેહેવાય છે તેવી કશી અથડાઅથડી હું જોઇ શકયો નથી, મગર આ હું જોઉ છું કે મારી તમામ શોધખોલો કર્યા પછી હજી એક અચંબાભર્યું ક્ષેત્ર છે જેની પેલે પારે મનુષ્યની બુદ્ધિ પહોંચી વળવાને અશક્ત છે.

નિઃશબ્દ ભક્તિથી જુએ છે કે જે આપણ દૈહી મનુષ્યને ન સમજાય એવી કોઇ રીતે તે બે વિરોધીઓનું સંધાન કરીને આખરે સતને જય આપશે. 'અરે આપણે ઉમેદ રાખીએ છીએ કે કોઇપણ સુરતે બદીનું આખર અંતસ્થાન નેકી થશે' એમ ૧૯ મી સદીનો એક કવિ ગાય છે; અને એની ચાલીસ સદીઓ પુર્વે એવુંજ શિક્ષણ, જો એનો ઉપદેશ આપણે ખરી રીતે સમજતા હોઇએ તો, બાકટ્રીઅન મહામુની જરથોશ્તે આપ્યું હતું.* મને જણાય છે કે આએ અને કેવળ આએજ એક કાર્ય ઉપયોગી ઇષ્ટકલ્પના પુરી પાડે છે કે જે સત્ય ઉપર રચાયલી છે, જે હાલની પરિસ્થિતિ સાથ અનુરાગમાં લેવાઇ શકાય છે, તથા જેમાં બીજી ફીલસુફીઓ અને બીજા ધર્મોમાં જે જે સારૂં છે તે બધું, વધારે બોહોળાં સંમ્મીલનમાં, સમાયું છે."

મી. લેંગ જણાવે છે કે આ બે મીનોને વંદીદાદમાં સ્પેન્તોમઇન્યુશ (આબાદી કરનાર) અને અંગ્રેમઇન્યુશ (નાશ કરનાર) કહ્યા છે; બીજો સાધારણ રીતે હરીમન યાને અંધારાના સાહેબને નામે જાણીતો છે, અને પેહલો ઓરમજદનાં નામથી અહુરામજદા સાથે એક રૂપ ગણવામાં આવે છે, જો કે બરાબર ચોકસાઇથી બોલીએ તો અહુરામજદા તો તે મહા અને ગુઢ પ્રથમ કારણ ( The First Cause ) છે, જેણે

---

* સ્પેન્તોમદ ગાથા, હ. ૪૮, ફ. ૫, માં જરથોસ્ત દાદાર હોરમજદને સવાલ કરે છે કે " અએ તું કે જે સર્વજ્ઞાની છે તે મને જણાવ કે શું અશો માણસ દુષ્ટ ઉપર ફાવશે ? આ ખચીત જીંદગીનો એક ખુબીવાળો બનાવ જણાએલો ( સમજવો )."

બેઉ તત્વો, અસ્તિત્વના એક અવશ્યના કાયદા તરીકે, પોતાનામાં સમાવ્યાં છે તથા જેનામાં અસત અને સતનું અંતે સંધાન થશે એવી દીનદારોની આશા છે. જરથોસ્તી દીનના ફતવાઓ આ એક કેફીયતમાં સમાઈ ગયા છે કે એક સર્વોપરી ને શુદ્ધ પ્રથમ કારણ છે જે નિર્માન કીધેલા કાયદાઓ, જે માંહે પોલેરીટીનો નિયમ આવી જાય છે, તે અનુસાર તે પોતાને જગતમાં બતાવી આપે છે; આ એક ફતવો નથી તેટલી સત્ય હકીકત છે, કિંવા છેવટનું અને નિસંશય સત્ય (ultimate and absolute truth) છે જ્યાં સુધી મનુષ્યની સમજને પોહોંચવાનું શકય છે: શાસ્ત્રજ્ઞાન કે તત્વજ્ઞાન આગળ વધવા છતાં આની સાથે અથડામણમાં આવતાં નથી, પરંતુ દરેક નવી શોધ વધારે અને વધારે ચોખ્ખું બતાવી આપે છે કે આ અક્ષરે અક્ષર સાચું છે.

અવસ્તાનો મોહોટો અભ્યાસી ડૉ. હાઉ નીચે પ્રમાણે લખે છે:–

"પરમાત્માની ઐક્ય તથા અખંડતાના ઉંચ ખ્યાલ ઉપર આવ્યા પછી, જે મોહોટાં ઉખ્યાંણાંએ પ્રાચીન કાળમાં ઘણા ડાહ્યા પુરૂષોનું ધ્યાન, તથા અર્વાચીન કાળમાં પણ, રોકયું છે તે ઉકેલવાનું જરથોસ્તે માથે ઉઠાવ્યું, કે દુન્યામાં જે અપૂર્ણતાઓ, તરેહ તરેહની બુરાઇઓ, ભૂંડાઇ, અને નીચપણું જોઇએ છીએ તે ઈશ્વરનાં ભલાઇ, પાકીજગી, અને ઈનસાફીપણાંને કેવી રીતે બંધબેસતાં (compatible) છે? બે પ્રથમકાળનાં કારણો છે જે એકમેકથી

જુદા પ્રકારના છતાં જોડાયલાં છે અને જેણે બાકી વસ્તુઓ વાળી (સ્થુળ) તેમજ રૂહાની દુન્યા ઉત્પન્ન કીધી, એ તરફથી પુરાણા જમાનાના આ મહાન વિચારશીલ પુરૂષે ઉપલો મુશ્કેલ સવાલ ફીલસુફી ભરેલી રીતે ઉકેલ્યો. આ બે આરંભકાળના સિદ્ધાંતો ( primaeval principles ) જગતમા પ્રવૃતિ કરનારાં બે કારણો છે, જે શરૂથી જોડાયલાં છે અને તે કારણે જોડીયાં કેહેવાય છે."

મી. લેંગના આ ચોખ્ખા શબ્દો છે કે આ સાદો અને ઉત્કૃષ્ટ જરથોશ્તી ધર્મ એવો એક છે કે જેના ભણી આધુનિક વિચાર ઝડપથી આવી પોહોંચાડવા માંડયો છે. વળી એ લેખક ઉમેરે છે કે " ક્રીશ્ચીએનીટી જેમ વધુ અક્કલમાન્ય, વધુ ઉદાર, વધુ ચોખ્ખી, તથા વધુ ઉંચ્ચ સ્થિતિની બનતી ગઇ છે તેમ તે ઝોરોસ્ટ્રીએનીઝમની વધારે સમીપ આવતી રહી છે, અને વહેવારૂ રીતે હાલના વખતના ખ્રીસ્ટીઓ, જાણ્યા વગર હોરમજદની જગોએ ક્રાઇસ્ટ લઇને, ઘણે દરજ્જે હોરમજદના પુજારીઓ છે. "

મી. એમ. ડી. કૉન્વે આ દેશની મુલાકાતે થોડાં વર્ષો ઉપર આવી જવા બાદ એવાં અનુમાન ઉપર આવ્યો છે કે સાચો ધર્મ તે જરથોશ્તનો છે, એટલુંજ નહી પણ મૂળપાયેથી જે માત્ર એક વહેવારૂ ધર્મ[illegible] નેકીની બદી સાંમેની લડત છે.

પ્રસિદ્ધ ગ્રંથકર્ત્તા રેવરંડ સ્ટૉપફૉર્ડ એ. બ્રુક અવલોકન કરે છે કે " Divine and dreadful is the great story of humanity, which, beginning in remotest antiquity and in struggle out of the animal, has

continued to this day, and may continue yet a million years. But always it has been a progress: the growth of intellect and conscience, of law and morality, of imagination and art, of reverence and worship, of the idea of God and the idea of perfection: of strike towards a lofty destiny, in which none have perished utterly, none have sinned beyond forgiveness, none have forfeited immortality.

" A drama so immense that only He in whom it is all contained can read its pages from end to end, and see its last scene unroll itself--its characters all harmonized to that completed conclusion which shall be before the perfected humanity begins its Sinless Drama on an ampler stage. This is the great and sacred Scripture of the race; we can read but little of it yet. "

મો. હાર્લેના આ શબ્દો છે કે માજદયસ્ની ધર્મ બીજા પુરાણા ધર્મોથી આ બાબતમાં જુદો પડે છે કે તેની નીતિનું ધોરણ ફીલસુફીભર્યાં નિયમો ઉપર રચેલું અને ગોઠવેલું છે. આમાંનો એક ફીલસુફીભર્યો નિયમ તે ઉપલો છે કે તે દાદારે જેમ જગતને તેમ જગતના એક ભાગ તરીકે આપણને સરજયા છે અને આ જગતની રચનામાં સ્પેન્તોમીનો અને અંગ્રમીનોની જેમ ચાલુ લડાઇ છે, તેમ આપણુ માણસજાતનાં મન અને દીલમાં પણ છે. ભલાં અને ભૂડાં વચેની લડાઇમાં આપણને એક લડવૈયા તરીકે

લડવાનું છે. આપણને મરજીનું છુટાપણું છે કે આ બેની લડાઇમાં ગમે તે બાજુ લેવી. સ્પેન્તોમઇન્યુની બાજુ ધરવામાં આપણો છુટકારો છે, આપણું ભલું છે; બીજી બાજુ પકડવામાં આપણો નાશ છે, આપણું ભૂડું છે. ( જુઓ "પેગમ્બર જરથોસ્તની કમરપરનો કમરબંધ" ઉપર તા. ૨૧-૬-૧૯૦૪ ના દીને ડૉ. જીવનજી જ. મોદીએ આપેલું ભાષણ ).

૧૯૧૩ ના સાલમાં મળેલી ચોથી જરથોશ્તી કોન્ફરન્સના પ્રમુખ શેઠ હોરમસજી જે. ભાભા ભાષણદ્વારા બોલ્યા કે આપણા દીન દુશમનો એવો દોષ મુકે છે કે આપણી દીન બે સ્વતંત્ર અને સ્વયંભૂ દેવતાઓનો ફતવો આપે છે, કે જે બે ( સ્પેન્તોમઇન્યુ અને અંગ્રમઈન્યુ ) એકમેક સાથે ચાલુ લડતા રહે છે; પણ આપણી દીનની સૌથી સરસ સમજણ આપનારાઓના અભિપ્રાય મુજબ એવો ફતવો આપણી દીનમાં છેજ નહી આ એકમેકની વિરૂદ્ધમાં કામ કરતા કેહેવાતા મીનુઓ તે માત્ર આપણાં મગજમાંનાં સારાં અને બુરાં હેતુઓ તથા લાગણીઓ છે જેઓ, તેને મળેલી સ્વેચ્છાથી એક માનવી સારા હેતુઓ અખત્યાર કરવાનું નક્કી કરે છે અને ફક્ત તેજ પાયા ઉપર કાર્ય કરે છે તે અગાડી, એકમેકની વિરૂદ્ધતા કરતાં રહે છે.

પાંસઠ વર્ષની વાત ઉપર રેવરંડ ડૉ. જૉન વીલ્સન પારસીઓના ધર્મ વિરૂદ્ધ બહુ ચળવળ કરી રહ્યા હતા, તે અરસામાં રેવરંડ ધનજીભાઇ નવરોજીએ તે વેળાના પ્રસિદ્ધ અવસ્તા સ્કૉલર ડૉ. હાઉને એક પત્ર લખીને તેમનો મત જાણવા માંગ્યો હતો કે પારસી ધર્મ એક ઇશ્વરની

માન્યતા ઉપર રચાયલો છે કે તે બહુ-દેવ-વાદ વાળો છે? આના ઉત્તરમાં ડૉ. હાઉએ રેવરંડ ધનજીભાઇને તા. ૯ મી સપટેમ્બર ૧૮૬૧ ના દીને લખી જણાવ્યું કે જરથોશ્તી ધર્મના માહારા બહુ વર્ષોનાં અભ્યાસ અને ખોળના પરિણામ તરીકે હું જણાવું છું કે જરથોશ્તી દીન ૩૦૦૦ થી પણ વધુ વર્ષો ઉપર બહુ-દેવ-વાદી અને મૂર્તિપુજક બ્રાહ્મણી ટોળાંઓની સાથની જીવલેણ જુમ્બેશમાંથી ઉભી થઇ હતી અને એ દીન એક-ઇશ્વર-વાદી ગણાવી જોઇએ, ગાથાઓમાં માત્ર હોરમજદજ ઇશ્વર છે, અમેશાસ્પંદો એના ગુણો યા એની બક્ષેશો છે, તથા બે વિરોધી શક્તિઓ, સ્પેન્તોમઇન્યુ અને અંગ્રેમઇન્યુ, એનામાં એકત્ર થઈ છે અને તેઓની મારફત સકળ સૃષ્ટી પેદા થઈ હતી. ડૉ. હાઉ કહે છે કે જરથોશ્તી ફીલસુફી મુજબ આ બે ચૈતન્યો થ્વોરેસ્તારા યાને કુલ જગતના પેદા કરનાર છે, અને એ માંહેલો એક સર્વમાં વોહુમનો યાને ભલું તત્વ તથા બીજો અકોમનો યાને બુરૂં તત્વ ઉત્પન્ન કરે છે.

ફારસી કેતાબ ખેશતાબ, જે ખુશરો પરવેજના જમાનામાં જોડાયલી છે અને જેનો અસલી ફારસી જબાનમાંથી આજરકેવાનના નામીચા શાગેર્દ મોબેદ હોશે આશરે પોણી ચારસો વર્ષ ઉપર ચાલુ ફારસી જબાનમાં તરજુમો કીધો હતો, તેમાં ૪૭ મોતેબર દલીલોથી સાબેતી આપવામાં આવી છે કે કુલ પેદાયશનો પેહેલો સબબ ખોદા છે અને તેનો હમનબર્દ કે તેનો સાની બીજો કોઇ નથી.

નોશેરવાન આદેલના બેટા હોરમજદના જમાનામાં

સાસાને દોઇઉમના શાગેર્દ હોશગોએ આજર ગુશસ્પ નામની કેતાબ બનાવી હતી તેનો ફારસીમાં તરજુમો હોશઆઇનના બેટા દાદપોએ આજરકેવાનના ફરમાવ્યાથી કીધો હતો અને તેનું નામ જરે દસ્તફસાર રાખ્યું હતું. એ કેતાબમાં ૩૭ કોલથી ખોદાની વેહેદાનીઅત (એકતા) સાબેત કરી આપી છે.

ખોરદે અવસ્તામાં જે અવસ્તા ભાષામાં દોઆ તનદરોસ્તી છે તે યજશનેના સાઠમા હામાંથી લીધેલી છે. એમાં ભણનાર દોઆ માગે છે કે આએ ઘરમાં તાબેદારી નાતાબેદારીને મારે, સંપ સલાહ કજીઆ ટંટાને મારે, સખીપણું બખીલાઇને મારે, સભ્યતા ગરૂરીને મારે, સાચો સખુન અશોઇ તોડનાર જુઠા સખુનને મારે. યજશનેના દશમા હાના સોલમા ફકરામાં એક જરથોશ્તી કોલ આપે છે કે પાચ બાબતોને હું વખાણું છું, પાંચને નથી વખાણતો; નેક વિચારોને વખાણું છું, બુરા વિચારોને નથી વખાણતો; નેક સુખનને વખાણું છું, બુરા સુખનને નથી વખાણતો; નેક કામોને વખાણું છું, બુરા કામોને નથી વખાણતો; દીનની ફરમાનદારીને મળતો છું; દીનની નાફરમાનદારીને મળતો નથી; અષો માણસને મળતો છું, દરવંદ યાને પાપી માણસને મળતો નથી: જ્યાં સુધી બે મીનો (સ્પેન્તામીનો તથા અગ્રેમીનો) ની સૌથી છેલ્લી હરીફાઇ તમામ થશે ત્યાં સુધી હું એ મુજબ રહીશ. મરહુમ મી. ખ. રૂ. કામા જરથોસ્તનામામાં જણાવે છે કે જેમ તમામ કુદરતમાં વૃદ્ધિ તથા નાશ ભેલ સેલ છે તેમ માણસની છાતીમાં પણ વૃદ્ધિ તથા નાશ કરવાનો ખવાસ સદા ભેલાયલો હોય છે. કોઇબી માણસ

એ બંધે ખવાસો વગરનું નથી. કોઇબી તદ્દન નેક અથવા તો તદ્દન તકસીરવાર નથી મળવાનું. વૃદ્ધિની શક્તિ નેક મનશ્નની, નેક ગવશ્નની, ને નેક કુનશ્નની રાખ્યાથી હાંસલ થાય છે. નાશની શક્તિ બદ મનશ્નની, બદ ગવશ્નની ને બદ કુનશ્નની રાખ્યાથી વધે છે.

આ જરથોશ્ત સાહેબનો કલામ છે કે જેઓ ભલી કીર્તિમાં જન્મેલા છે તેઓ જ્યારે હોરમજદનાં, ભલાં મનનાં, તથા રાસ્તીનાં સારાં મુકામમાં શામેલ થાય છે ત્યારે નાશ કરનાર દરૂજનો ટેકો તાબડતોબ તુટેલો થાય છે ( ગાથા અહુનવદ, હા ૩૦ ફ. ૧૦ ).

સમજવું મુશ્કેલ નથી કે જગતમાં આવી એકેકથી ઉલટી ખાસ્યતો છે તોજ ચપળતા તેમજ સુધારા તથા વધારાને સ્થાન મળે છે. અંધકાર હોતે નહી તો પ્રકાશની માહીતી કયાંથી હોત? ઓટ થતી ન હોત તો ભરતી આવતે કયાંથી? નીમકહરામી કે નાફરમાનદારી ન હોત તો નીમકહલાલી અને તાબેદારીની કદર કોણ કરતે? અસત્ય કે અપવિત્રાઇની હસ્તિ વિના તેનાં નાશકારક ફળની વાકેફી કેમ મળતે અને સત્ય તથા પવિત્રાઇની આવશ-કયતા કેમ જણાતે? વિજળીક બૅટરીના નેગેટીવ અને પોઝીટીવ પોલ્સ મળે ત્યારે જ વિજળી ઉત્પન્ન થાય છે.

લૉ ઓફ પોલેરીટીની હસ્તિ, બીજા શબ્દોમાં સ્પેન્તે-મઇન્યુ તથા અંગ્રેમઇન્યુની હયાતી, જગતની શરૂઅ તથી છે અને જયાં તલક જગત છે ત્યાં તલક તે રહેશે, કેમ કે જગતના કિરતારના કાયદા અચળ છે. જગત કાંય છે,

એને કાંય બનાવવામાં આવી છે, એ ક્યારે બની, તે ખરી રીતે આપણે જાણતા નથી અને જાણી શકવાના નથી. પેલા ડાહ્યા રાજા સોલોમને કહ્યું હતું કે હું ડાહ્યો બનીશ, પણ સચાઇ ( ખરેખરૂં શું છે તેની સમજ ) માહારેથી દૂર છે; તે જે છે તે બહુ દૂર છે અને અતિ ઉંડાણે છે; તેને કોણ પોહોચી શકે ? સોક્રેટીસ જેવા મોહોટા ફીલસુફે કબુલ કીધું છે કે હું એટલું જાણું છું કે હું કશું જાણતો નથી. કવિ ટેનીસનના શબ્દોમાં આપણે અંધારી રાતે બતી વાસ્તે રડતા નાનાં બાળ જેવાં છઇએ. ફાઉસ્ટના મુખમાં જરમન કવીશ્વર ગોએથેએ નીચલા અસરદાયક સુખનો મુકયા છે:—

Alas, I have explored
Philosophy and Law and Medicine,
And over deep Divinity have pored,
Studying with ardent and laborious zeal,
And here I am at last, a very fool
With useless learning cursed,
No wiser than at first,
Here am I--boast and wonder of the School !
And now to feel that nothing can be known,
This is a thought that burns into my heart '

આપણા રોજીંદા અનુભવમાં ઘણુંય એવું છે કે જે આપણે જાણીએ છીએ કે છે, પરંતુ તે કાંય છે તે આપણે શું, પણ ભલા ભલા પ્રોફેસરો વતીક જાણતા નથી. સર વીલ્યમ હેમીલ્ટનના શબ્દોમાં "સાયન્સ એક માત્ર ટીપું છે, નીશિઅન્સ (nescience) એક મહાસાગર છે જેમાં આ

ટીપું તો કયાંઇ અટવાઈ જાય છે. મનુષ્યનાં સાયન્સની ઉંચામાં ઉંચી હદ આએ છે કે તે મનુષ્યજાતિની અજ્ઞાનતાનો સાયન્તીફીક સ્વીકાર કરે છે." એક જરમન ફીલસુફ કહે છે. કે "ખોદાની આ પહોળી ધરતી ઉપર ઉભા રહીને ચાલો સાયન્સને થોડા સવાલ પુછીએ. આ બધેબધ ચોમેર વિંટળાએલો અવકાશ, આ બધું ગરક કરી જતો કાળ (all-engulfing time) શું છે? સાયન્સ જાણતી નથી. વસ્તુ (Matter) જેના ઉપર આપણે ઉભા છઇએ તે અને જે બળો (Forces) એને સચેત રાખે છે તે શું છે? સાયન્સ જાણતી નથી. ચોગમ બધી જે જીંદગી છે તે શું છે અને કયાંથી આવી, તથા મારામાં આત્મા છે એમ મને લાગે છે તે આત્મા શું છે? સાયન્સ જાણતી નથી. સામટી સૃષ્ટિ એક અંધારૂં ખુણું છે જેના ઉપર સાયન્સનાં કિરણોએ અદ્યાપિ ઉજાસ પાડયો નથી."

રેડીઅમની મઇ સરખી બારીક રજકણમાં કેવો જબરો પ્રભાવ સમાયલો છે તે હાલ એક સાધારણ વિદ્યાર્થીને પણ અજાણ્યું નથી. પણ થોડાં વર્ષો ઉપર આનો કોઇને ખ્યાલ વતીક ન હતો. એમ નથી કે રેડીયમ હવડાંજ ફુટી નીકળ્યું. એ તો પહેલાંથી હતું, માત્ર એની જાણ હવડાં થઇ. એ રવેશે વખતની કુચ સાથે નવી હેરતભરી શોધો થતી આવી છે અને થતી રહેશે, જેથી કુદરતનાં પ્રબળનું, કિંવા તેની અદભૂત કરામતનું, નવ નવું જ્ઞાન આપણે સંપાદન કરતા આવ્યા છીએ અને કરતા રહીશું. પરંતુ વિજ્ઞાન શાસ્ત્રીઓ ગમે એવી શોધો બહાર પાડે તોય જરથોસ્તી ધર્મસિદ્ધાંતોને અળવળ આવે

એમ નથી, સામણી એ સિદ્ધાંતોને પૂષ્ટિ મળતી જશે. આમાં આ દીનનું મહત્વ છે, ગૌરવ છે.

દીનકર્દ કેતાબનો એક ફકરો જેમાં તે કેતાબના લખનારે રોશની અને અંધારાં* વિષે ભલી દીનને લગતો ખોલાસો આપ્યો છે તેનો તરજુમો આપતાં બેહેશ્તનશીન દસ્તુરજી પેશોતન બેહેરામજીએ જે વિવેચન કીધું છે તે જાણવા જોગ હોવાથી તેમાંથી હું અત્રે ઉતારો આપું છું:—

" જાણવું કે આપણા મજદયરની ધર્મની અંદર જે નીતિ, સચાઇ, પરહેજગારી, અને પુણ્યને લગતા તરીકા છે, તેને સ્પેન્તોમઇન્યુશને લગતા, યાને બેહેશ્તનું સુખ મેળવવાને લાયકના, કહેલા છે, અને જે અનીતિ, ખોટારૂં,

* મી. બેહેરામશાહ ન. શરાફના જણાવ્યા પ્રમાણે ઇલ્મે ક્ષ્નુમ શિખવે છે કે આ દુન્યામાં જુઝ યાને લૉ ઓફ પોલેરીટી બે અથવા બેથી વધુ ચીજ એકમેકની સામે કાર્ય કરીને પરિણામ લાવવાનો કાયદો, તથા જુફ્ત યાને લૉ ઓફ ડયુઆલીટી બે યા બેથી વધુ ચીજ એકમેકની સાથે મળીને કાર્ય કરીને પરિણામ લાવવાનો કાયદો,— આ બે કાયદા, ચાલુ કાર્ય કરે છે, અને આ બે મહાન કાયદાઓને આધારે અસરે રોશની તથા અસરે તારીકી (તારીકી=અંધકાર)નામની બે અસરો ચાલુ ઉત્પન્ન થાય છે. અસરે રોશનીની બાજુ હંમેશાં સ્પેન્તમઇન્યુને લગતી, મીનોઇ વૃદ્ધિ તથા વધારાને લગતી હોય છે, અને આપણા ઉરવાનને આગળ વધવામાં, હસ્તિ ( unfoldment ) તરફનો માર્ગ લેવામા મદદ કરે છે, જ્યારે અસરે તારીકીની બાજુ ગનામીનોને લગતી એટલે મીનોઇ ઘટાડાને લગતી અને સ્થૂળપણાં તરફ ઘસડી લઇ જનારી હોય છે, અને આપણને સ્થૂળ હાલતમાં રાખીને નિસ્તી ( infoldment ) તરફ ખેંચેલા, ગબડેલા, રાખે છે.

નજીસી, અને પાપને લગતા તરીકા છે, તેને અંગ્રમઇન્યુશને લગતા, યાને દોજખની સજા ભોગવવાને માટેના, કહેલા છે. અને આએ ઉપલા બે તરીકાઓને, જુદાં જુદાં મુળમાંથી નીકલેલા જણાવેલા છે. * * * દીનકર્દના કાબેલ લખનારે પોતાનાં ઉપલાં લખાણમાં, રોશની અને તારીકી એ બે બોલો ઉપર જે શરેહ કરી છે, તેમાં તેનાં લખાણનો સાર એજ છે કે જેમ આએ દુન્યામાં સરદી વગર ગરમીની કદર જણાતી નથી, અને ખુશકી વગર તરાવત (moisture) ની કિમત થઇ શકતી નથી, તેમ અંધારાં વગર રોશનીની ખુબી માણસથી સમજી શકાતી નથી. માટે આએ દુન્યામાં અશો અહુરમજદે આએ બેહુ શક્તિવાળી વસ્તુઓને એકેકના હરીફ તરીકે પેદા કરેલી છે, તેમા જે સારી અને ફાયદેમંદ વસ્તુઓ છે, તેને પોતાની પસંદ કરેલી સ્પેન્તોમઇન્યુશને નામે ઓળખાતી શક્તિને લગતી જણાવેલી છે. અને જે નરસી અને દુર્ગુણ ચીજો છે તેને પોતાને નાપસંદ કરેલી અંગ્રમઇન્યુશને નામે ઓળખાતી શકિતને લગતી જણાવેલી છે. અને આએ બેહુ મીનોઇ શક્તિનાં આકર્ષણની અંદર માણુસ જાતને મેલીને બેમાંથી કોણને રસ્તે તેણે ચાલવું, તે સારૂ તે સાહેબે પોતાનો મજદયસ્ની જરથોશ્તી ધર્મ આએ દુન્યામાં મોકલ્યો છે, કે જે મહુજબની સમજ મેળવીને, માણુસ હોરમજદની મરજી મુજબ આએ દુન્યામાં ચાલી શકે, અને પોતાને સંકટ અને સજાવાળાં અંધારાં દોજખથી છોડવી શકે, એટલા વાસ્તે દરએક ધર્મગુરૂની ફરજ એજ છે કે માણુસોને દોજખથી છુટકારો મળે અને તેઓ ઉત્તમ બેહેશ્તનાં મકાનને લાયકનાં થાય

તે માર્ગ તેઓને હમેશાં બતલાવે, અને કોઇબી જાતનું પાપ તેઓ નહી કરી શકે તે વિષેની હમેશાં તેઓને ચેતવણી આપતા રહે."

એ કાબેલ દસ્તુરજીએ દીનકર્દના સાતમા દફતરમા ૧૫૩ માં પાને એક ફુટનોટમાં જે ખોલાસો આપ્યો છે તે અહિયાં ટાંકીશું:—

"જેમ સ્પેન્તોમઇન્યુશ અને અંગ્રમઇન્યુશ અને તેની બીજી શકિતઓ સારાં અને નરસાં કામ કરવા સારૂં માણસનાં મન ઉપર પોતાની તરફથી ઉશકેરણી કરે છે, તેમજ તે બંધે ગેબી શક્તિઓ પોતાની સાથની બીજી શકિતઓની સાથે માણસના બદનની અંદર રોગોનું નિવારણ તથા રોગોની ઉત્પત્તિ કરવાનું કામ બી ચલાવી શકે છે. એ ઉપરથી ખોલ્લી રીતે જણાય છે કે માણસનાં મન ઉપર જેમ ઉપલા બેઉ મીનોઓની હરીફાઇ ચાલુ છે, તેમજ તેઓનાં શરીર ઉપર બી તેઓની હરીફાઇ ચાલુ રહે છે. માટે ઉપલા નિયમ પ્રમાણે આએ દુન્યામાં ઉત્પન્ન થતી ચીજોના સારા અને ખરાબ બનાવના સબબની મતલબ આપણે યજદોને નામે ઓળખાતી સારી શક્તિ અને દેવોને નામે ઓળખાતી બુરી શક્તિનાં ખેંચાણથી સમજવી જોઇએ છે."

આનો પડઘો એક અંગ્રેજ લેખકનાં નીચલાં લખાણમાં આબાદ જણાય છે:—

"Empty hours, empty hands, empty companions, empty words and empty hearts draw in

evil spirits, as a vacuum draws in air. To be occupied with good is the best defence against the inroads of evil. * * * One man gets nothing but discord out of a piano; another gets harmony. No one claims the piano is at fault. Life is about the same. The discord is there, and the harmony is there. Study to play it correctly and it will give forth the beauty, play it falsely, and it will give forth the ugliness. Life is not at fault."

કદીમ જમાનાના દાનેશમંદ મજદયસ્નીઓ એવું માનતા હતા કે ચંચળાઇ (વીર)નું ખાસ કામ ખરી વસ્તુ શું. તેં શોધી કહાડવાનું છે, હોશનું ખાસ કામ ચંચળાઇએ શોધેલી વસ્તુ સંઘરવાનું અને તે પર નેગાહ રાખવાનું છે, અને ડહાપણ (ખ્રત, ખેરદ)નું કામ જુદી જુદી વસ્તુઓ વચ્ચેનો ફરક શોધવાનું તથા ભળું બુરૂં પિછાનવાનું અને જે ભલું હોય તેને વળગી રહેવાનું તથા બુરૂં હોય તેનો ત્યાગ કરવાનું છે. તેઓ વળી એમ માનતા હતા કે હરેક શખ્સે હરેક દિવસે પોતાને માટે આ પ્રમાણે શુમાર કહાડવો જોઇએ કે આજ દીને મેં શું ખરચી ખાધું છે અને શું બચાવ્યું છે, મેં કઇ ફરજો બજાવી છે અને કેવી કીસમનાં કામો કીધાં છે, આજે હું ભલી શક્તિઓનું કે દેવોનું હથિયાર બન્યો છું?



# વિષય પાંચમાની પુરવણી.

## ( ૧ )

રસુલે કામગાર યાને પેગમ્બર મુખતાર, સાસાન ચોથાએ એવું કહ્યું છે કે વાજેબ ઉલ વજુદની* હસ્તી અકલી એતબારથી છે યાને અકલથી ધાર્યામાં આવે છે કે તે હસ્ત છે, કાંય જે બાહેરમાં તો તેની ખુદ જાતી માહીઅતની † ઉપરાંત કાંઇ વધારે છેજ નહી, બલકે જેહનમાં યાને ધ્યાનમાં માહીઅતની ઉપરાંત કાંઇ વધારે હોય યાને આપણી અકલ વાજેબ ઉલ વજુદની માહીઅત તથા તેની હસ્તિમાં અગર ફેર તથા તફાવત બતાવી આપે તો એમ બની શકે. હવે એ વાતનો ખોલાસો એમ છે કે અગર ઘડી ભર આપણે એમ કહીએ કે વાજેબ ઉલ વજુદ ધ્યાનમાં માહીઅત તથા હસ્તિએ કરી જુદો પડી શકે છે ત્યારે તો એમ લાજેમ થાય છે કે તેમાં માહીઅતે કુલ્લી યાને પુરી સેફત હોય. અને હરએક માહીઅતે કુલ્લી જે હોય તેના અનંત ભાગ તથા કકડા હોય. હવે અનંત ભાગ જે કહ્યા

---

* વિદ્વાન તથા મનતક વિદ્યાના જાણકાર લોકોની ઇસ્તલાહમા ખોદા તાલાને વાજેબ ઉલ વજુદ કહે છે કે જેની હસ્તિ તથા વજુદ (existence) વાજેબ છે, યાને તેની હસ્તિ જરૂર જોઇએ. જો તે છે તો સઘળી પેદાયશ છે. માટે ખોદાને વાજેબ ઉલ વજુદ કરી કહે છે.

† માહીઅત એક ચીજની ખરેખરી હકીકતને કહે છે. "મા" નો અર્થ શું અને "હેઇઅત" નો અર્થ તે. યાને તે શું છે અને શી વસ્તુ છે તેને અરબીમા માહીઅત કહે છે.

તેથી મોરાદ એ છે કે અગર તે "કુલ" ના ભાગ તથા કકડા પેદા તથા જાહેર થાય તો બી એમ બને કે તેમાં બીજા કકડા તથા ભાગ હોય. હવે જ્યારે હરએક માહીઅત જે પુરેપુરી હોય અને તેના અનંત ભાગ તથા કકડા હોય તો મોહાલ ( impossible ) છે કે તે માહીઅતના ભાગોમાંનો કોઇ ભાગ અથવા તેની હસ્તિ વાજેબ ઉલ વજુદ હોય. નહી તો તરજીહ બીલા મુરજ્જેહ* લાજમ થાય, યાને એમ થાય કે સરસાઇ તથા મોહોટાઈ ન છતાં એક વસ્તુને સરસ તથા મોહોટી કરી ગણીએ. માટે એ વાત મોહાલ છે યાને બનવા જોગ નથી. હવે જ્યારે તે માહીઅતનો કોઇ ભાગ વાજેબ ઉલ વજુદ નહી ઠર્યો ત્યારે તો તે મુમકેન ઉલ વજુદ† હોય. એ વાત ઉપરથી એમ થાય છે કે જેને આપણે વાજેબ ઉલ વજુદ કરી ધાર્યો હતો તે મુમકેન ઉલ વજુદ થઇ ગયો. પણ એ વાત મોહાલ છે. માટે વાજેબ ઉલ વજુદને પોતાની હસ્તિ સીવાય કોઇ બીજી માહીઅત યાને સીફત હોયજ નહી. તે એ રીતે કે ધ્યાનમાં તેની માહીઅત તથા હસ્તિ જુદી પડી શકે બલકે તેની હસ્તિ ખાલેસ યાને નિર્મલ છે કે કોઇ બીજો ભાગ

---

* તરજીહે બીલા મુરજ્જેહએક વસ્તુ કે જેમા સરસાઇ તથા મોહોટાઇ નહીં છતાં તે વસ્તુને સરસ તથા મોહોટી જાણવી.

† વિદ્વાન લોકોની બોલીમા મુમકેન ઉલ વજુદ તે વસ્તુને કહે છે કે જેની હસ્તિ તથા નિસ્તિ બંધેની જરૂરત નહી હોય; યાને તે હોય યા નહિ હોય તેની અગત નથી, એથી મોરાદ આએ સંસારની પેદાએશ. જેમકે ઇન્સાન, હેવાન, ઓરવર, વિગેરે બીજી વસ્તુ.

તેમાં ધારી શકીએ નહી અને તે વાજેબ ઉલ વજુદ વતરોગ જે વસ્તુ છે તે યા તો તેનો જલકાટ છે અથવા તેના જલકાટમાંનો એક જલકાટ છે, અને તેમાં તથા બીજી સઘળી મોજુદાતમાં ફેર એટલો છે કે તેની હસ્તિ જે છે તે કામેલ તથા પુરેપુરી હસ્તિ છે. વાસ્તે એ દલીલ ઉપરથી સાબેત થઇ ચુકું કે તેની ખુદ માહીઅતની ઉપર કાંઇ વધારે બીજી વસ્તુ નથી.

(૨)

શેહેનશાહ પરવીજે ફરમાવ્યું છે કે ખોદાતાલાની સીફત જે છે તે તેની "એન"* પાક જાત છે યાને એખલી તેની પાક જાત છે, અને જે મીસાલે બીજી મુમકેનાત યાને પેદા થયલા પદાર્થોમાં જાત તથા સેફાત બંધે છે તે મીસાલે વાજેબ ઉલ વજુદ સેફાતની મેળવણી વીના એખલી પોતાની જાત ઉપરથી જ તરતીબ પામે છે, યાને ખોદાતાલાની પાક જાત વીના જે કાંઇ પેદાયશની પદાર્થ છે તે સઘળીમાં જાત તથા સેફાત બંધે હોય છે. પણ પાક પરવરદેગારની એખલી "એન" જાતજ છે. તેમાં સેફત છેજ નહી. કાંય જે અગર તેમાં વધારે સેફત હોય અને એખલી "એન" જાત નહી હોય તો જે પદાર્થ "એન" યાને ખાલેસ નહી હોય તેમાં કોઈ બીજો છે એવું ગુમાન આવે. હવે જ્યારે ખોદાતાલાની જાત સેફતોની મેળવણીથી

---

* જે વસ્તુ એખલી પોતાની જાતથી કાયમ તથા ખરેખરી હોય તેને "એન જાત" કહે છે.

કમાલીઅત પામે ત્યારે જે પદાર્થ પોતાની ખાલેસ જાતથી કામેલ તથા પુરી નહી હોય તે નાકેશ યાને અધુરી હોય. પણ મોહાલ છે કે ખોદાતાલાની પાક જાત નાકેશ તથા અધુરી હોય. માટે સેફત તેની ખુદ પાક જાતજ છે. જેમ કે આલીમ છે તે એલમનાં જોહરથી નહી કે એલમથી યાને તે જ્ઞાની જે કેહેવાય છે તે જ્ઞાનની જાતથી કેહેવાય છે, નહી કે જ્ઞાનથી.



# બેહેશ્ત અને દોજખ,–એ શું છે અને કયાં છે ?





માજદયસ્ની દીનમાં ફરમાવ્યું છે કે હરએક શખ્સે પોતાના તનનો તથા આત્માનો હીસાબ એમ કરવો જોઈએઃ મેં કયાંથી ( અથવા કોણ પાસેથી ) આજે ખાવાનું અને પીવાનું મેળવ્યું છે ? મેં શું ખાધું છે, શું પીધું છે ? મેં કેવી વર્તણુક ચલાવી છે ? શરૂઆતમાં હું કહાં હતો ? ( આએ દુન્યામાં ) હું શા માટે આવ્યો ? અહિં માહારે શું કરવાનું છે ? અને અહિંથી શા માટે પાછું જવું પડતું હશે ? કેવી રીતે હું ગુજરીશ ? વળી જયારે હું ગુજરીશ ત્યારે હું કયા જઈશ ? (દીનકર્દ પુ. ૬થું, ફ. E ૩).

બેહેશ્ત અને દોજખ એ શું હશે અને કયાં હશે તે બાબે આપણે ગમે તે અટકલો બાંધીએ, પણ બેહેશ્ત તથા દોજખ છે એ તો આપણી દીનમા ચોખ્ખું છે.

ન્યાયશો તથા યશ્તો પછી ભણવાની એક નીરંગ આવે છે તેમાં દીનદાર જરથોશ્તી ખોદાનું એહેસાન માને છે કે અએ યજદાન બ દરગાહે તો હજારાન હજાર બીવર હજારાન હજાર સેપાસ મીકુનમ કે દર દીને જરથોશ્ત મરા પેદા બેકર્દ, અજ બરક્કતે દીને ઉ મન દર ગરોથ્માન યકીન ખાહમ શુદ (અએ ખુદા! તાહારી દરગાહમાં હું લાખો અને કરોડો શુક્રાના કરૂં છું કે તેં મને જરથોશ્તની

દીનમાં પેદા કીધો, જે દીનની બરક્તથી (એટલે જે દીનનાં ફરમાનો પ્રમાણે જીંદગી ગુજારવાથી) હું ખચ્ચીત ગરોથ્માન બેહેશ્તમાં જઈશ).

વીસ્પ હુમતના કલામમાં આપણે પઢીએ છીએ કે તમામ સારા વિચારો, તમામ સારા સખુનો, અને તમામ સારાં કામો બેહેશ્ત ભણી લઈ જાય છે, તથા તમામ બુરા વિચારો, તમામ બુરા સખુનો, અને તમામ બુરાં કામો દોજખ ભણી લઇ જાય છે.

મરણ એટલે ખેલ ખતમ, છેલ્લો પદડો પડયો,—એમ નથી. મૃત્યુ પછી માણસનું અસ્તિતવ ચાલુ રહે છે. મોત એક બીજી અને વધારે વિસ્તારવાળી જીંદગીમાં જવાનો દરવાજો છે, કે જે જીંદગીમાં મરનારનું રવાન બેહેશ્તવાળી કે દોજખવાળી અવસ્થા ભોગવે છે.

થોડાં વર્ષો ઉપર બ્રીટીશ એસોસીએશનનાં પ્રમુખપદેથી ભાષણ કરતાં સર ઑલીવર લૉજે જણાવ્યું છે કે મરણ પછી અસ્તિત્વ ચાલુ રહે છે એમ માનવાને સાયન્સ પુરેપુરૂં કારણ આપે છે.

ડૉ ગાઇગરે કહ્યું છે કે "મરણ પછીની હસ્તીનું એકીન આપણી પૃથ્વી ઉપરની ઘણીક જુદી જુદી પ્રજાઓમાં માલમ પડે છે, પછી તે કોઇમાં વધારે તો કોઇમાં ઓછી ચોક્સ અને ખોલ્લી રીતે. પણ હું ધારૂં છું કે અવસ્તાનાં લોકો કરતાં બીજાં કોઈ પણ લોકોમાં તે એકીન વધારે પ્રસિદ્ધ રીતે જણાતું નથી, અને તેને વિષેનો વિચાર વધારે ચોક્સ રીતે જણાવેલો અને વિગતવારે પ્રફુલ્લીત કરેલો નથી.

એઓમાં આત્માની અમર્ગીનું અને ભવિષ્યની દુન્યામાં ઇનસાફના ઘટતા બદલાનું એકીન ધર્મનું એક મુખ્ય ફરમાન થઈ પડયું છે." ડૉ. જીવણજી જ. મોદીએ "અના-હીત અને ફરોહર" વાળા રેસાલામાં લખ્યું છે કે રૂહની અમર્ગીનું એકીન જરથોશ્તી ધર્મની રચનાનો ગોયા મુળ પાયો છે, એ પાયો દૂર કરો અને જુઓ કે એ ધર્મની ઈમારત તુટી પડશે.

જરથોશ્તી દીન મુજબ બેહેશ્ત તથા દોજખ શું છે અને બેહેશ્તમાં જવા કોણ અને દોજખમાં જવા કોણ પાત્ર છે તે જોઇએ તે પહેલાં ખ્રીસ્ટી ધર્મના આ બાબતના ફતવાઓની કાંઇક તપાસ લઇશું, જે વાંચનારને સ્પષ્ટ દેખાડી આપશે કે આ બાબતમાં જરથોશ્તી દીનમાં સમે-જાવેલી ફીલસુફી ખ્રીસ્ટી ફીલસુફી કરતાં કેટલે બધે દરજ્જે વધારે મોતેબર ને વાસ્તવિક છે.

સર રૉબર્ટ એન્ડરસન, એલ એલ. ડી, જણાવે છે કે "દરેક જાગૃત કલાક પુરાવો લાવે છે કે મનુષ્ય અને તેના કિરતારના વચ્ચેનો સંબંધ ઝાંખો થયો છે, અને મનુષ્યને ઇશ્વરેચ્છાની જયારે ખબર હોય છે ત્યારે પણ એની ખાસીયતમાં એવું કાંઇક છે કે જે તેને તે ઇચ્છાની સાંમે બળવો કરવા ઉશ્કેરણી કરે છે. આવી વસ્તુસ્થિતિ દેખઇતી નિયમવિરૂદ્ધ (abnormal) છે, અને એ બાબ-તનો ખોદાઈ (યાને બાઇબલમાં આવેલો) એહેવાલ નાકબુલ કરવામાં આવે તો તે એક ન ઉકલેલો તથા ન ઉકેલી શકાય એવો ભેદ રહી જવો જોઇએ. ઈડનના બાગમાં

આદમે અને ઇવે કીધેલું પેહેલું પાપ અને તે કારણે થએલી તેમની પડતી આએ વસ્તુસ્થિતિનો ખોલાસો આપે છે, અને એ વતરોગે બીજો ખોલાસો અપાઈ શકાયજ નહી." સર રૉબર્ટ જેવો ખ્રીસ્ટી વિદ્વાન આવો વિચાર બહાર પાડે એ એઓની પોતાના જન્મધર્મ તરફની એકતરફી તાણુબી તેમજ બીજા ધર્મોનું એઓનું અજ્ઞાન માત્ર ઉઘાડું પાડે છે.

જે નિયમવિરૂદ્ધ વસ્તુસ્થિતિનો સર રૉબર્ટ એશારો કરે છે તેનાં કારણની ખરી અને વાસ્તવિક સમજણ પેગમ્બર જીજસ ક્રાઇસ્ટની સદીઓ પૂર્વે થઇ ગયલા અશો જરથોસ્તે પોતાનાં સાંભળનારાંઓને આપી હતી અને એઓ સાહેબના ગાથાઓમાં તે હજી મોજુદ છે, અને તે એ કે જગત-ઉત્પત્તિ થઈ ત્યારથી સૃષ્ટિમાં પોલેરીટીનો કાયદો-સ્પેન્તોમઇન્યુ અને અંગ્રેમઇન્યુ-કાર્ય કરતો રહ્યો છે.

લાખો વર્ષો ઉપર આ ધરતી ઉપર પેહેલો જે મનુષ્ય ( આદમ ) પેદા થયો તેણે ખોદાએ આપેલા એક હોકમની વિરૂદ્ધ થઇ, તેની સ્ત્રી ઇવે, શયતાનની ઉશ્કેરણીથી, ધી ટ્રી ઑફ નોલેજ ( જ્ઞાનનાં વૃક્ષ ) નું જે ફળ ખાવા લલચાવ્યો હતો તે ખાધું અને તેથી પાપી બન્યો, અને તે ઘડીથી બસ તમામે તમામ મનુષ્ય માત્ર, જે તેની ઓલાદ, તે ખોદાની નજરમાં બસ પાપીજ છે. આ ખ્રીસ્ટી ધર્મનો એક મૂળ ફતવો છે, અને એને The Doctrine of Original Sin ( મૂળ પાપનો ફતવો ) કહે છે. રેવરંડ તોમસ વ્હાઇટલૉ, એમ. એ., ડી. ડી., આ ફતવાનો અર્થ એવો સમજાવે છે કે આદમનાં આ પાપનાં, કાયદા તેમજ

નીતિ સંબંધી, પરિણામો આદમની ઓલાદમાં ઉતરયાં છે, જેથી કરીને હવે જે દરેક જન આ પૃથ્વી ઉપર જન્મ લે છે તે તેના અવ્વલ પિતા (આદમ) ની માફક નીતિમય સમતોલપણામાં (–લૉર્ડ પામરસ્ટનના શબ્દોમાં 'ભલું જન્મેલું' તથા પીલેજીઅસના બોલોમાં 'સદગુણ વગરનું તથા દુર્ગુણ વગરનું જન્મેલું, છતાં સદગુણી અને દુર્ગુણી બેઉ બની શકે એવું'–) નથી અવતરતું, પણ પાપના સબબે શક્તિ છીનવી લેવાયલી બાસિયતના વારસ તરીકેજ અવતરે છે.

ડૉ. વ્હાઇટલૉ ઉમેરે છે કે આધુનિક વિચાર ઉપલી બાબતને ટેકો આપે છે કે એની વિરૂદ્ધ જાય છે તે જોવાનું નથી, કારણ કે બાઈબલના જુનાં તથા નવાં ટેસ્ટેમેન્ટમાં આ Original Sin નો ફતવો આપેલો છે અને તે બસ છે. બાઇબલમાં કહ્યુ છે કે આદમીએ પાપમાં ગર્ભ ધારણ કીધો છે અને અસતમાં આકાર લીધો છે ( સામ, ૫૧,૫ ), છોકરાંઓ ગર્ભમાંથીજ ખરો રસ્તો ભુલેલાં છે અને આડે રસ્તે ઉતરે છે ( સામ, ૫૮,૩ ), બધાંઓ સ્વભાવથી ( ઇશ્વરના ) કોપનાં બચ્ચાં છે ( ઇફ્રીસીઅન્સ, ૨,૩ ), મનુષ્યનાં જીગરની કલ્પના તેની જુવાનીમાંથીજ બુરી છે ( જેનેસીસ, ૮, ૨૧ ), કોઇ પણ પુરૂષ અસ્વચ્છ વસ્તુમાંથી સ્વચ્છ વસ્તુ લાવી ન શકે ( જોબ, ૧૫,૧૪ ), જે માંસમાંથી જન્મયો તે માંસજ ( એટલે કે મીનોઇ અને અશો નહી, પણ જન્મે પાપી ) છે ( જૉન, ૩,૬ ).

ભલે આ શિક્ષણ બાઇબલનું હોય, પણ એવું શિક્ષણ આપણા પેગમ્બર સાહેબનું નથી; અને જે શિક્ષણો ભેદોના સમજ–

નાર અને સમજાવનાર જરથોશ્ત સાહેબે આપ્યાં છે તે ભણી સર્વેથી સરસ આધુનિક વિચાર (એટલે કે હાલનાં સૌથી વધારે વિચારવંત પુરૂષો તથા સ્ત્રીઓ) ઝડપથી દોરાતો જાય છે; એમ મી. સેમ્યુઅલ લેંગનું ખુલ્લે ખુલ્લું કહેવું છે.

એક ગમથી બાઇબલમાં કહે છે કે દરેક બચ્ચું ગર્ભમાંથી અસ્વચ્છ, પાપી, અને ઇશ્વરના કોપ સાથનું અવતરે છે યાને જન્મથી તે સ્વર્ગ માટે અપાત્ર અને નર્ક માટે પાત્ર છે, ત્યારે બીજી ગમ ખુદ જીજસનાં મુખમાંથી આવા શબ્દો નીકલ્યા છે કે બેહેશ્તનું રાજ બચ્ચાંઓ વાસ્તે છે; અને એક વેળા જ્યારે એના ચેલાઓએ એને સવાલ પુછયો કે બેહેશ્તની પાદશાહાતમાં સૌથી મોહોટું કોણ છે, ત્યારે એણે એક બાળક પોતાની પાસે બોલાવ્યું અને તેને પોતાના ચેલાઓની વચમાં મુકીને કહ્યું કે હું તમુને ખાતરીથી કહું છું કે તમો બદલાઓ નહી અને નાનાં બાળકો જેવા થાઓ નહી, ત્યાં તુલીક તમોથી બેહેશ્તની પાદશાહાતમાં દાખલ થવાશે નહી.

સર્વેથી પેહેલા મનુષ્ય આદમે ગુનાહ કીધો તેથી પરમેશ્વરે ગુસ્સે થઇ તમામ આદમ જાતને હંમેશના માટે 'કન્ડેમ' કીધી, યાને દૂષિત અને દોજખને પાત્ર ઠરાવી ("By the offence of one judgment came upon all men to condemnation", Rom. V, 18). હા, બસ બધાંનો દોજખમાંજ ઠાર. પરંતુ ઇશ્વર માયાળુ છે, અને તેથી મનુષ્યજાત યાને આદમની ઓલાદ ઉપર એણે જે શ્રાપ માર્યો હતો, તેમાંથી તેને બચાવવાનો એણે એરાદો

કીધો, તે એવી રીતે કે એ દયા બતાવે અને સાથે પોતાનો બોલ પણ ખરો રહે. આથી ઇશ્વરે પોતાનો બેટો જે જીજસ ક્રાઇસ્ટ તેને પૃથ્વી ઉપર મોકલી આપ્યો કે પાપોનો બોજો તે પોતાના ઉપર ઉપાડીને અને બદલા તરીકે કાલવેરીની ટેકડી ઉપર પોતાનો જાન સુળી ઉપર આપીને પછી ત્રીજે દિવસે તે પાછો આવે, અને એના ઉપર જેઓ શ્રદ્ધા મુકે તેઓનાં પાપ ભુસાઇ જાય અને તેઓ મરણ બાદ સ્વર્ગ પામે. જીજસ, જેને ખ્રીસ્ટીઓ ખોદાનો પુત્ર તેમજ ખોદા ગણે છે, તેણે સુળી ઉપર પોતાનો ભોગ આપ્યો તે મહા સ્વભોગનાં ફળ તરીકે તમામ મનુષ્યજાતને મૂક્તિ નથી મળી, પણ માત્ર તેઓનાંજ પાપો ધોવાઇ ગયાં કે જેઓ એના ઉપર ઇમાન રાખે, એવું બાઇબલનું તથા ખ્રીસ્ટી ધર્મોપદેશકોનું કહેણ છે. સેંટ જૉનના ગૉસ્પલના ૧૭ મા પ્રકરણમાં જણાવ્યું છે કે જીજસે પરમેશ્વરને પ્રાર્થના કરી કે હું મારા આ ચેલાઓને માટેજ તારી પાસેથી માગી નથી લેતો, પણ એઓના કેહેવાથી મારા ઉપર જેઓ આકીન રાખે તેઓ માટે પણ; અને એ ગૉસ્પલના ત્રીજા પ્રકરણના ૧૫મા અને સોળમા ફકરાઓમાં કહ્યું છે કે જેઓ જીજસમાં માન્યતા રાખે તેઓનો નાશ થશે નહી, પણ તેઓને અમર જીવન મળશે, કેમ કે ઇશ્વરનો દુનિયા ઉપર એટલો પ્રેમ હતો કે પોતાનો એકલો અવતરેલો પુત્ર ( His only begotten son ) જે જીજસ તે એણે ભોગ તરીકે આપ્યો કે તેથી કરી જે કોઇ જીજસ ઉપર આસ્થા રાખે તે નાશ ન પામે પણ તેને સદા કાળ પર્યંતનું જીવન પ્રાપ્ત થાય. ઇશ્વરે જીજસને પૃથ્વી પર મોકલ્યો તે પૃથ્વીને કન્ડેમ

કરવા (સદા માટે દોષી બનાવવા) વાસ્તે નહી, પણ એના મારફત પૃથ્વીનું તારણ થાય તે વાસ્તે. એના ઉપર વિશ્વાસ રાખનાર કન્ડેમ્ડ નથી, પણ જે નથી વિશ્વાસ રાખતો તે કન્ડેમ્ડ થઇ ચુકયો છે." જૉન ધી બેપ્ટીસ્ટે જાહેર કીધું છે કે "પિતાનો (પરમેશ્વરનો) પૂત્ર (જીજસ) ઉપર એટલો બધો પ્રેમ છે કે બધી ચીજો તેણે એને સ્વાધીન કીધી છે; જેઓ પુત્ર ઉપર શ્રદ્ધા રાખે તેઓને અમર જીંદગી છે, તથા જેઓ શ્રદ્ધા ન રાખે તેઓ જીંદગી ન જોશે અને તેઓ ઉપર ખોદાનો કોપ જારી રેહેશે."

ઇસ્લામનાં પવિત્ર ધર્મપુસ્તક કોરાનમાં મસીહા જીજસને બહુ માન સાથે યાદ કરવામાં આવ્યો છે અને એક પેગંમ્બર તરીકે કબુલ રાખવામાં આવ્યો છે. પણ એ ઇશ્વરનો અવતરેલો દીકરો હતો એવી માન્યતાની વિરૂધમાં કોરાનમાં સખ્ત લખાણો છે. કોરાનના પાંચમા બાબમાં કહ્યું છે કે "જેઓ એમ કહે છે કે મેરીનો બેટો જીજસ ખોદાનો પુત્ર છે તેઓ કાફરો છે, કેમ કે મસીહાનો અને તેની માનો, તેમજ ધરતી ઉપર જેઓ છે તેઓ સર્વેનો સામટો, જો ખોદા નાશ કરે તો તેનો દસ્ત અટકાવનાર કોણ છે?" વળી એ બાબમાં એમ પણ કહ્યું છે કે "તેઓ કહે છે કે અરરેહેમાન ઉરરહીમને ફરજંદ છે. આ તમે એક ભયંકર ચીજ કરી છે. જ્યારે એ ઘટારત હોયજ નહી કે તે રેહેમી સાહેબ એક દીકરો જને, તોય તેને એક દીકરો જનેલો તેઓ કહે છે, તો આ લીધે આસ્માનો ચિરાઇ જાય, અને પૃથ્વી ફાટી જાય, અને પર્વતો ચુરેચુરા

થઈ તુટી પડે. ખચીત આકાસોમાં કે પૃથ્વીમાં કોઇ એવો એકે નથી જે તે રેહેમી સાહેબની હજુરમાં જઇ શકે સીવાય કે એક બંદા તરીકે." એકસોનેબારમા બાબમાં કહ્યું છે કે "કહો અલ્લાહ એક અને એકલો છે–સાર્વકાલિક અલ્લાહ–એ જનતો નથી અને જનાયો નથી, અને એની મીસાલનો બીજો કોઇ નથી."

પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એ ત્રગડીનો ખોદા બનેલો છે એ ફતવાની વિરૂદ્ધમાં મહમ્મદ પેગમ્બરે કોરાને શરીફના ચોથા તથા પાચમાં બાબોમાં ફરમાવ્યું છે કે "ત્રણ છે એમ મા કહે; અટક, તારે માટે તે બેહેતર થશે; અલ્લાહ માત્ર એક છે"; "જેઓ કહે છે કે અલ્લાહ ત્રણમાંનો ત્રીજો ભાગ છે તેઓ બેશક કાફરો છે, કાંચ જે. એક અલ્લાહ સીવાય કોઇ અલ્લાહ નથી."*

---

* "મોહમ્મદ અને મોહમ્મદેનીઝમ" ના કર્તા મી. આર. બોસ્વર્થ સ્મીથે, પોતે ચુસ્ત ખ્રીસ્ટી હોવા છતા, પેગમ્બર મહમ્મદ તથા તેની દીનની તારીફમા ઘણી લખાણ કીધું છે, પરંતુ તે જણાવે છે કે મહમ્મદ ખ્રીસ્ટી ધર્મનું ખરૂં રહસ્ય સમજ્યા નથી મગર મી. સ્મીથ તેજ વેળા બળાપાનો ઉદગાર કહાડે છે કે ખુદ ખ્રસ્ટીઓ પોતે એ રહસ્ય કેટલુ થોડુ સમજે છે, અને ઉમેરે છે કે મહમ્મદે કીધેલા આક્ષેપો ઉપરથી ખ્રીસ્ટીઓએ ચેતેલા રહેવાની જરૂરીઆત જણાય છે. મી સ્મીથ વધુમા જણાવે છે કે "Christ came to reveal God, not to hide Him, to bring Him down to earth, not to shroud Him in an immeasurable distance; to tell us that God is not primarily Justice, or Truth, or Power, but Love. Do

ખ્રીસ્તી ધર્મ પ્રમાણે એક પાપી પુરૂષ માફી મેળવવા માટે પોતે જાતે કશુંય કરવાને તમામ અશક્ત છે. પાપીઓને પરમેશ્વર માફી બક્ષે છે તે તેઓની લાયકાત ખાતર અથવા તો તેઓ કશું કરી શકે કે હોઈ શકે તે ખાતર નહી; ફક્ત ક્રાઇસ્ટને ખાતર અને તેણે જે કીધું છે તે કારણેજ. સેંટ પૉલે ઇફીસીયનોને પત્ર લખ્યો હતો તેમાં તે જણાવે છે કે ક્રાઇસ્ટને ખાતર પરમેશ્વરે તમને ક્ષમા કીધા છે. સેંટ જૉન તેનાં પેહેલાં ઈપીસ્ટલમાં લખે છે કે ક્રાઇસ્ટનાં નામને ખાતર તમારાં પાપોની તમુને માફી આપવામાં આવી છે.

ઈ. સ. ૧૯૦૩ માં "ટવૅલ્વ બાઇબ્લ ડાયલોગ્સ" નામની ચોપડીમાં હૅરાલ્ડ પી. બાર્કર લખે છે, "શુકે ખોદા

Christians always remember this? Are our views of Justification, of Original sin, of a Future Life, when drawn out in the forensic and almost legal language in which some Churches foolishly delight to clothe them, always consistent with it? Do our prayers always presuppose a God, who in His own intrinsic nature, is anxious to receive them? Are we not apt to forget the unity of God, while we dogmatise on the Trinity? Do we not sometimes place Christ as it were in front of God, thinking so much of the Son who sacrificed Himself, that we ignore the Father who 'spared Him not,' forgetting the Giver in the very magnitude of the gift?"

કે શ્રદ્ધાળુને જાણવાનું કારણ છે કે તેની જીંદગાનીનું એકેએક પાપ કાલવેરી*માં તેના તારકે ( સેવીયરે–ક્રાઈસ્ટે ) પોતાના ઉપર ઉપાડી લીધું હતું, અને તેથી એક જરૂરી પરિણામ તરીકે પાળણાંથી તે કબર તુલીકની તેની જીંદગીનું એકેએક પાપ, જ્યારે તેણે ક્રાઇસ્ટમાં માન્યતા મુકી કે તેજ પળે, ભુસાઇ ગયું." એજ લેખક વળી વિવેચન કરે છે કે ક્રાઈસ્ટે આપણાં પાપો ઉપાડી લીધાં તેનાં જરૂરી ફળ તરીકે આપણને માફી તથા મોક્ષ મળ્યાં, પરંતુ જેઓ એના ઉપર શ્રદ્ધા રાખે તેઓનેજ આ લાગુ પડે છે, બાકી બીજાં-ઓને તો દોજખમાં સદા કાળ પર્યંત પોતાનાં પાપો ખમવાં પડવાનાં.

બસ આ માનો, વિશ્વાસ રાખો, કે પરમેશ્વરનો અવ-તરેલો એકનો એક પુત્ર જે જીજસ તેણે આ ધરતિ ઉપર માણસાઇ અવતાર ધારણ કરી તમારે માટે પોતાનો ભોગ આપ્યો અને પછી ત્રીજે દિવસે તે પાછો ઉઠયો હતો, તો બસ તમો બેહેશ્તની બાદશાહીમાં જગો મેળવવાને લાયક થઇ ગયા. બાવા આદમની ગફલતને લીધે જે શ્રાપ તમો ઉપર ઉતરેલો તેમાંથી, તેમજ હરેક પાપમાંથી, તમો મુક્ત થઇજ ગયા. બાકી તમો ગમે એવા પાક પહરેજગાર હોવો, હરદમ ખોદાનું નામ મનન કરતા હોવો, ખોદાની રાહે ચાલતા હોવો, તે બધું ફોકટ. એથી તમે ખોદાને રાજી કરી શકવાના નથી; એથી ખોદાની મેહેર તમારી ઉપર ઉતરનાર નથી. તમે પાપી કર્મોના કરનાર કાંઇ નહી

* જીજસને જે જગાએ શૂળી દેવામાં આવી હતી તે.

હોવો, પણ તમે જો ક્રાઇસ્ટના ઉપર વિશ્વાસ રાખતા હોવો તો તમને મરણ બાદ બેહેશ્ત છે જ,* નહી વિશ્વાસ રાખતા હશો તો બસ હંમેશને માટે સ્વર્ગના દરવાજા તમારા સાંભે બંધ છે; તમારી ભલાઈ અને અશોઇ કશી કારગત લાગવાની નથી; તમો સદા કાળને માટે દોજખમાં શિક્ષા ભોગવતા રહેશો. સર રૉબર્ટ એન્ડરસન લખે છે, "સઘળા વિશ્વાસુઓના માટે ક્રાઇસ્ટે બેહેશ્તની પાદશાહત ખોલી આપી છે....ક્રાઇસ્ટનો સ્વીકાર યા અસ્વીકાર કરવાનાં ફળો છેવટનાં અને જાવેદાન તુલીકના ( final and eternal ) છે" ( "ધી ફન્ડામેન્ટલ્સ," વોલ્યુમ છઠો, પૃષ્ટ ૪૯ મું ).

મી. બારકર કહે છે કે જો કોઇને એમ લાગે કે તેનાં પાપો દોજખ જેવાં કાળાં તથા દરીયે કીનારેની રેતીના દાણાઓ કરતાં પણ સંખ્યામાં વધારે છે, તોય હમો તેને તે ( સુલી ઉપર જીજસનું રેડાયલું ) લોહી બતાવીશું કે જે સર્વસ્વ ગુનાહોમાંથી સ્વચ્છ કરે છે તથા ગુનેહગાર અને અસ્વચ્છ પાપીને ધોળો, સ્વચ્છ અને ઇશ્વરનાં રોશન

---

* "He ( God ) cannot allow sin to go on amongst His people unchecked. But even though the sin be of such a nature that God sees necessary to check it by the removal of the one who sins, yet that one, if a believer in Jesus, is removed *to heaven.*" ( Twelve Bible Dialogues, p. 99 ).

ને નુરમંદ મકાન માટેનો લાયક બનાવે છે.* એ લખનાર વળી કહે છે કે કોઇ વિશ્વાસુને પોતાના ગુનાહોની માફી ખોદા પાસે બંદગી મારફત માંગવાની જરૂર નથી રહી કારણ કે એ પ્રાયશ્ચિતનું કામ તો જીજસના સ્વભોગથી થઇ ચુકયું છે. પણ બાઇબલમાં એક ઠેકાણે એવું લખ્યું છે કે જીજસના ચેલાઓએ એને કહ્યુ કે પરમેશ્વરની બંદગી કેવી કરવી તે અમુને શિખવ, ત્યારે જે બંદગી જીજસે તેઓને શિખવી તેમાં એક અરજ એવી

---

* આ સંબંધમા તા. ૨૧-૬-૨૫ નાં "નવજીવન" મા મહાત્મા ગાંધીજીએ યાદ આપેલી એક વાત અહિયા ટાકવી ઠીક જણાય છે:—

"જોહાનીસબર્ગમા મી. મરે નામના પાદરીની સાથે મારે થયેલી વાત યાદ આવે છે. એક મિત્રે અમારી ઓળખ કરાવેલી; એ ઇચ્છતો કે હું ખ્રિસ્તી બનું. અમે ફરવા ગયા અને ત્યા તે મિત્રે મને અનેક પ્રશ્નો પૂછી મારી ઉલટપાલટ તપાસ કરી. પછી પૂછીને તે ધરાયો ત્યારે તેણે કહ્યું, 'ના ભાઇ, તને મારે ખ્રિસ્તી નથી બનાવવો, બલ્કે હું હવે કોઇને ખ્રિસ્તી નહિ બનાવું.' એ મને બહુ પ્રિય લાગ્યું. એણે ઇશુના આદેશનો મારો અર્થ પણ સ્વીકાર્યો! બાઇબલમાંથી જ બોલતા મેં તેને કહેલું કે 'પ્રભુ, પ્રભુ' જીભે બોલનાર મુક્તિ મેળવતો નથી પણ પ્રભુની ઇચ્છાને આધિન થનાર પ્રભુને ગમે તે જ કરનાર મુક્તિ મેળવે છે. મને મારી નબળાઇઓની ખબર છે. તેની સામે હું ઝૂઝી રહ્યો છું તે ઇશ્વર મને જે બળ આપે છે તે બળ વડે, મારા બળ વડે નહિ. શું તમે ઇચ્છો છો કે એમ ઇશ્વરના બળે ઝૂઝવાને બદલે હું પોપટની માફક બોલું કે ઇશુએ મારા પાપ ધોઇ નાખ્યા છે, અને હું શુદ્ધ થયો છુ?' તે ચમક્યો, મને અટકાવ્યો, અને બોલ્યો, 'તું કહે છે તે હું સમજ્યો.'"

છે કે ઓ અમારા બેહેશ્તમાંના પિતા તું અમારાં પાપોની અમુને માફી આપ (લ્યુક ૧૧,૪). દેખઇતું આ ઉલટ સુલટ છે. પણ મી. બારકર આ ઉલટાં સુલટાંની સમજાવત એમ આપે છે કે અમારાં પાપોની અમુને માફી આપ એવી અર્જ ગુજારી પરમેશ્વર પાસે કરવા જીજસે પોતાના અનુયાયીઓને શિખાડયું તે એણે સુલી ઉપર સ્વભોગ આપ્યો તેની પેહેલાં હતું; ને જીજસના સ્વભોગથી જે પ્રાયશ્ચિતનું કામ પાર ઉતરયું ત્યાર પછી એના અનુયાયીઓને પોતાના પાપોની ક્ષમા માટે પરમેશ્વરને અર્જ ગુજારી કરવાની જરાય જરૂર રહી નથી. અગર એમજ છે તો આપણે એ મી. બારકરને સવાલ નહી કરીશું કે જીજસે શિખાડેલી બંદગી, જે પેટરનોસ્ટરને નામે જાણીતી છે અને લખ્ખો ખ્રીસ્તીઓ પુર ભાવે હજી હરરોજ ભણે છે, તેમાં તેઓ આ "અમારા પાપોની માફી આપ" વાળી માગણી હજી કેમ માગ્યાં જાય છે વારૂં?

આવી રીતે, જીજસ ઉપર માન્યતા મુકવાનો અખંડ અને જાવેદાનનો લાભ, અને માન્યતા નહી મુકવાનો ભયંકર જોખમ, સમજાવવા, ઠસાવવાનાં પ્રયત્નો ખ્રીસ્તી ધર્મગુરૂઓ કરે છે. એ છતાં એ લોકનાં પોતાનાં અંદરખાનેનાં જીગરમાં કોઈક વાર ખટકો પડયા વિના રેહેતો નથી, તે એજ સર રૉબર્ટ એન્ડરસનનાં લખાણમાંથી દેખાઇ આવે છે. એવણ સવાલો ઉઠાડે છે કે ક્રાઇસ્ટનો અસ્વીકાર કરવા માટે દોષી ગણાય તેવાઓ કોણ છે? ખ્રીસ્તી મુલ્કોમાં રહેતા હોવા છતાં જેઓને ગૉસ્પલ ખરી રીતે સંભલાવ-

વામાં ન આવ્યો હોય તેઓનું કેમ ? તેમજ પરધર્મવાળાઓ જેઓનાં સાંભળવામાં ગૉસ્પલ* બીલકુલ આવેલો નહી હોય તેઓનું કેમ ? પોતાના આ સવાલોના વાસ્તવિક જવાબો આપતાં આ લખનાર ડર ખાઇ જાય છે, તેથી એવી દલીલનો એ આશરો લે છે કે આવા સવાલો ઉકેલવાનો જો કોઇ શખ્સ દાવો કરે તો પરમેશ્વર અને મનુષ્યો વચ્ચે લવાદ બનવાનું અધર્મી કામ થઇ પડે, અને આપણને આટલું જાણવું બસ છે કે આવા સઘળા સવાલોના ફેંસલા સંપૂર્ણ ન્યાયી અને અપરંપાર પ્રેમવાળા એક ઇશ્વરને હસ્તક છે.

એક બીજા ખ્રીસ્ટી ધર્મોપદેશક આર્નો સી. ગેબેલીન, તે ન્યુયૉર્કના " Our Hope " ના અધિપતિ, બળાપો કરે છે કે બાઇબલ ખોદાઇ બશારતનો શબ્દ છે એ વાતનો અસ્વીકાર ખ્રીસ્ટી મુલકોમાં બોહોળો પંથરાયલો છે; અને બહુ ખેદથી એઓ જણાવે છે કે આજનું ચર્ચ બાઇબલમાં આવેલી અગમચેતીઓનો અભ્યાસ નજદીક તમામ બીન જરૂરનો લેખે છે અને તે તરફ બેદરકાર રહે છે, જે બેદરકારીનાં ફળોમાંનું એક ફળ એ આવ્યું છે કે અવિશ્વાસ ( નાસ્તિકપણું ) સાંભેનું સૌથી મજબુત હથિયાર ગુમ થાય છે.†

---

* ગૉસ્પલ એટલે ખોદાનો શબ્દ તે ક્રાઇસ્ટને લગતા ચાર એહેવાલો જે એના ચાર ચેલાઓ મેથ્યુ, માર્ક, લ્યુક તથા જૉને લખ્યા છે તેને મુખ્ય કરી કહે છે.

† જુઓ ધી ફન્ડામેન્ટલ્સ, વોલ્યુમ ૧૧, પૃષ્ટ ૫૬.

ગ્લાસ્ગોની યુનાઇટેડ ફ્રી ચર્ચ કૉલેજવાળા પ્રોફેસર ડૉ. જેમ્સ ઑર, ડી. ડી., પવિત્ર સ્ક્રીપ્ચર અને આધુનિક નકારોની બાબતમાં લખતાં કબુલ કરે છે કે આ વાત છુપાવાય એમ નથી કે આપણે હવડાં એવા જમાનામાં જીવીએ છીએ કે જ્યારે ખુદ ચર્ચમાં વતીક પવિત્ર સ્ક્રીપ્ચરોની બાબતમાં ઘણી બેચેની ભરેલી તથા અવિશ્વાસની લાગણી–તેમના ઉપર એક સત્તા તરીકે આધાર રાખવાની કે એક વખત હતું તેમ તેઓનો યથાર્થતાનાં હથિયારો (weapons of precision) તરીકે ઉપયોગ કરવાની પુશ્કળ આનાકાની–પથરાયલી છે.

ખુદ આપણાં મુંબઇ શેહેરમાં તેનાં સૌથી મોહોટાં દેવળ સેંટ તૉમસ કેથીદ્રલની ૨૦૦ મા વર્ષની ઉજવણી રવિવાર તા. ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૧૯ ના રોજે કરવામાં આવી હતી. તે પ્રસંગે મુંબઇના લૉર્ડ બીશપે ખાસ વાએજ કીધી હતી તેમાં તેઓએ બળાપો કીધો હતો કે બહુ જુજ અંગ્રેજો બંદગીનાં મકાનો (યાને દેવળો)નો ઇચ્છવા જેવો ઉપયોગ કરે છે, કેટલાકો છે જેઓ ફકત રવિવારે દેવળમાં આવે છે અને બીજાઓ છે જેઓ તદન ગેરહાજર રહે છે કે કવચિતજ આવે છે.

આદમ અને ઇવે ઇશ્વરે મના કીધેલાં ઝાડનું ફળ ખાધું અને તેથી મનુષ્યજાતિની પતિત દશા થઇ એ ફતવાનો તથા તેના ઉપર આધાર ધરાવતાં બાઇબલનાં બીજાં બધાં શિક્ષણો અને ફરમાનોનો કૉલેજ ઓફ ફ્રાન્સનો પ્રોફેસર તથા Prolegomenes de L' Histoire des Religions

નો કર્તા ડૉ. રેવીલ તુચ્છકાર સાથ અસ્વીકાર કરે છે. એમના જેવા બીજા અર્વાચીન જાણીતા વિદ્વાન પુરૂષો જેઓ જન્મે ખ્રીસ્ટી હોવા છતાં બાઇબલમાંની ઘણી એક અસંભવિત બાબતોને માન્ય કરવા સાફ ના પાડે છે તેઓમાંના બીજાઓનાં મતોનો અહિં ઉતારો કરવાને બદલે એટલું જણાવવું બસ થશે કે ઇંગ્લંડમાં ખ્રીસ્ટી ધર્મપોથીમાંની બાબતો ઉપર વિદ્વાન મંડળોમાં તેમજ જનસમાજમા એટલો બધો અવિશ્વાસ વધી ગયો છે કે ઈ. સ. ૧૮૭૦ માં ધી ક્રીસ્ચીઅન એવીડન્સ સોસાયટી નામનું એક બહુ વગવાળું મંડળ સ્થાપવાની જરૂર થઇ પડી જેનો આ હેતુ હતો કે ઇશ્વરોક્ત શાસ્ત્ર ( Scriptures ) ઉપરની અશ્રદ્ધા તકરારોથી દુર કરવા ભેગી કોશેશો મજબૂત પાયા ઉપર ચલાવવી. એ સોસાયટીએ ૧૮૭૧ ના વસંતમાં લૉર્ડ બીશપો અને આર્ચબીશપો જેવી પદ્વિવાળા ધર્માધ્યક્ષો અને પ્રોફેસરો મારફતે સેંટ જીયોરજીસ હૉલ, લેંગમ પ્લેસ, માં ભાષણોની ખાસ હારમાળા અપાવી હતી. એ ભાષણો " મૉડર્ન સ્કેપ્ટીસીઝમ " નામવાળાં પુસ્તકમાં છપાવીને પ્રકટ કરવામાં આવ્યાં છે, જેનો ઉપોદ્ઘાત ધી રાઇટ રેવરંડ લૉર્ડ બીશપ ઑફ ગ્લોસ્ટર એન્ડ બ્રીસ્ટલ પાસે ખાસ લખાવવામાં આવ્યો હતો. એ ઉપોદ્ઘાતમાં આ મોહોટો ધર્મગુરૂ લખે છે કે " It had long been felt by earnest and thoughtful persons, both Churchmen and Nonconformists, that some combined attempt ought to be made to meet in fair argument the scepticism and unbelief which for the last few years have been distinctly traceable

in all classes of society," અને જણાવે છે કે "The lectures were specially designed to meet some of the current forms of unbelief among the educated classes."

આ પછી આઠ વર્ષે મરહુમ વડા વજીર ગ્લૅડસ્ટને ગ્લાસગો યુનીવર્સીટીના લૉર્ડ રેકટર તરીકે ડીસેમ્બર ૧૮૭૯ માં જુવાન વિદ્યાર્થીઓ સન્મુખ ખ્રીસ્તી ધર્મોપાધ્યાઓનાં કામનાં મહત્વ બાબત જે વિવેચન કર્યું હતું તેમાંથી સહેજે જણાય છે કે ઘણાં સમજદાર, બાહોશીથી તલાસ કરનાર, અને ઉંચ ચારિત્ર માટે જાણીતા આસામીઓ બાઇબલની હકીકતોનો નકાર કરતાં થતાં જાય છે અને એ નામીચા વક્તાના શબ્દોમાં "વખત બારીક કસોટીનો આવ્યો છે".

બાઇબલમાં બેહેસ્તને, પૃથ્વીની ઉલટી સરખાવણીમા, એક સ્થાન તેમજ એક શેહેર જણાવ્યુ છે. પૃથ્વી પણ એક સ્થાન છે, પણ મક્કમ પાયા વગરનું, સલામતી રહિત, તથા અસ્થાયી છેઃ જ્યારે, બેહેશ્ત પાયદાર, સલામત, અને સર્વકાળ માટેનું છે. પૃથ્વી છે તે એક જાત્રાળુની સફર, જાત્રાળુને થોભવાની જગો, જાત્રાળુનો એક તંબુ, છેઃ બેહેશ્ત છે તે એક શેહેર છે, કાયમનું, ઇશ્વરે યોજેલું, ઇશ્વરથી બંધાયલું, તથા ઇશ્વરના તખ્ત મીસાલ સ્થાયી. વળી બાઇબલ પ્રમાણે બેહેશ્ત એક માપણી થયલું મકાન છે જેની હદો પાડેલી છે. બેહેશ્ત શહેરની અંદર છે, દોજખ તેની બહાર છે. બેહેશ્તના દરવાજાઓની બહાર કુતરાઓ, જાદુગરો, રંડીબાજો, તથા મૂર્તિપૂજકો છે, તેમજ તેઓ કે જેઓ જુઠાઇને ચાહનારા તથા જુઠાઇના કરનારા છે જુઓ)

રેવીલેશન, પ્રકરણો ૨૧,૨૨ ). ક્રાઇસ્ટે પોતાનાં મૃત્યુના થોડા વખત પેહેલા પોતાના ચેલાઓને કહ્યું હતું કે મારા પિતાનાં મકાનમાં બહુ હવેલીઓ છે, અને હું તમારે માટે ત્યાં જગો તૈયાર કરવા જાઉં છું ( સેંટ જૉન, ૧૪,૨ ): ત્યારે ક્રાઇસ્ટના પોતાના શબ્દોમાં બેહેશ્ત મકાન છે જ્યાં ઇશ્વર વસે છે અને જ્યાં એના ચેલાઓ મરણ બાદ જઈ વસશે. સેંટ પૉલે જણાવ્યું છે કે ઇશ્વર ત્રીજે આસ્માને રહે છે જેને પેરેડાઇઝ કહે છે. સદરહુ રેવીલેશન યાને બાઇબલનાં છેલ્લાં પુસ્તકમાં બેહેશ્તનું વિસ્તારપુર્વક બ્યાન* આપેલું છે. તે મુજબ બેહેશ્તમા એક તખ્ત મુકેલું છે જેના ઉપર

* કદાપિ કોઇ વાચક એવો ખ્યાલ લઇ જાય કે સેન્ટ જૉને આપેલુ બ્યાન અક્ષરે અક્ષર ( literally ) ખરૂ નથી સમજી લેવાનુ પણ અલકારી હશે, તેથી માહારે જણાવવું જોઇએ કે એ સેન્ટે એના એ રેવીલેશન (ખોદાઇ ભેદોનુ પ્રકટિકરણ; પ્રકટિત પ્રકરણ )ના ખુલ્લા શબ્દોમા ફરમાવ્યું છે કે એના અંદર એણે જે જે કહ્યું છે તે અક્ષરે અક્ષર ખરા તરીકે કબુલ રાખવુ જોઇએ, અને જે કોઇ તેમા વધારો ઘટાડો કરશે તેના ઉપર મરકીઓ તથા બીજા શ્રાપો ઉતરશે. (" For I testify unto every man that heareth the words of the prophecy of this book, If any man shall add unto these things, God shall add unto him the plagues that are written in this book. And if any man shall take away from the words of the book of this prophecy, God shall take away his part out of the book of life, and out of the holy city, and from the things which are written in this book. " ચેપ્ટર ૨૨, ફ. ૧૮, ૧૯ ).

સેંટ જૉને એકને ( યાને ઇશ્વરને ) બીરાજેલો દીઠો જે જેસ્પર અને સારડીન પત્થરોના જેવો દીસતો હતો. તે તખ્તની આસપાસ લિલમ જેવું દેખાતું મેઘધનુષ્ય હતું તથા આજુબાજુ ચોવીસ બેઠકો હતી જેના ઉપર ધોળાં વસ્ત્રમાં સજ થયલા અને શિર ઉપર સુવર્ણનાં મુગટ સાથના ચો-વીસ બુજરોગો બેઠેલા હતા. તખ્તમાંથી વિજળીઓ અને ગગડાટો તથા આવાજો નીકળ્યાં કરતાં હતાં. ત્યાં સાત ચેરાગો બળતા હતા જે ઇશ્વરના સાત રૂહો હતા. તખ્ત આગળ બીલોર જેવા કાચનો એક દરિયો હતો; તથા તખ્તની માંહે અને અતરાફમાં ચાર હેવાનો હતાં જેઓને ઘણી આંખો આગળ તેમજ પાછળ હતી. એ હેવાનોમાં એક સિંહ જેવું, બીજું વાછરડાં જેવું, ત્રીજું મનુષ્ય જેવા ચહે-રાનું અને ચોથું ઉડતાં ગરૂડ પક્ષી જેવું હતું. એ દરએક હેવાનને છ છ પાખો હતી, અને એઓ વગર થાક લેવે રાતને દિવસ બોલ્યા કરે કે “ પવિત્ર, પવિત્ર પવિત્ર, સર્વ શકિતમાન, ખુદાવંદ ખુદા, જે હતો અને છે અને આવવાનો છે. ” અને જ્યારે એ હેવાનો તખ્તે બીરાજેલો ખુદા, જે હંમેશને હંમેશ માટે જીવે છે, તેની કીર્તિનું કીર્તન કરે છે, તેનો સત્કાર કરે છે, અને તેની શુક્રગુજારી બજાવે છે, ત્યારે પેલા ચોવીસ બુજરોગો તેની આગળ ગુંટણે પડી, પોતાનાં મુગટો તેનાં તખ્ત આગળ નાખે છે, અને ભકિત કરતાં બોલે છે કે ઓ સાહેબ ! કીર્તિ, સત્કાર, તથા સત્તાને તું પાત્ર છે કેમ કે સર્વ વસ્તુઓ તાહારી પેદાયશ છે અને તાહારી મજાહ માટે તેં તે પેદા કીધી અને કરે છે.

વળી એક ફીરેસ્તાએ સેંટ જૉનને જે નવું થનારૂં બેહેસ્ત

બતાવ્યું તેમાં એણે દીઠું કે ત્યાં ઇશ્વર અને ઘેટાં (જીજસ) નાં તખ્તમાંથી બીલોર જેવાં નિર્મલ હયાતિનાં નીરની સ્વચ્છ સરિતા વહે છે જેની વાટની મધ્યે તથા જેની બેઉ બોરડુએ હયાતિનું વૃક્ષ છે જે બાર જાતનાં ફળ આપે છે અને જેના. ઉપર દર માસે ફળો આવે છે તથા જેનાં પાંદડાં પ્રજાઓને સાજા કરવાને માટે છે. એ બેહેશ્તમાં શ્રાપ હવે આવનાર નથી, પણ ઇશ્વરનું અને ઘેટાંનું તખ્ત ત્યાં રહેશે, અને ખીદમતગારો ખીદમત કરતા રહેશે. તેઓ એનો ચેહેરો જોશે અને એનું નામ તેઓના કપાલના ઉપર રહેશે. ત્યા રાત પડશે નહી અને તેઓને બત્તીનું કામ નથી, તેમજ સૂર્યપ્રકાશનું પણ નહી, કેમકે ખુદ ઇશ્વર તેઓને પ્રકાશ આપે છે, અને તેઓ સદા કાળ પર્યંત રાજ કરશે.

એ બેહેશ્તનાં શેહેરની ફરસબંદી ચોખ્ખામાં ચોખ્ખાં કંચનની, દેવાલો જેસ્પરની, પાયા દરેક રંગના મુલ્યવાન જવાહીરોના, તથા બારે ભાગોળો એકેક મોતીની બનેલી, છે. મલિનતા, પાપ, અને શરમિંદગીને એ ભાગોળો સદાનાં બહાર અટકાવી રાખે છે.

એડવર્ડ એમ. બાઉન્ડઝ નામનો ધાર્મિક વિષયોનો લેખક, જેનાં લખાણોએ બહુ પ્રસંશા મેળવી છે, અને જે ૧૯૧૩નાં સાલમાં ગુજર્યો, તે બેહેશ્તની બાબતની પોતાની ચોપડીમાં બાઇબલનો આધાર લઇને જણાવે છે કે ઇશ્વર બેહેશ્તનાં રહીસોને પુરો દ્રષ્ટિગોચર રહેશેઃ ઇશ્વરને જાણવો અને વધુને વધુ પ્રમાણમાં તેને પિછાનતા રહેવું એ બેહેશ્તના રહીસોનું કામ તેમજ સુખ રહેશેઃ તેઓનાં કપાળ,

જે બુદ્ધિનું સ્થાન છે, તેના ઉપર ઇશ્વરનાં નામનો મુદ્રા મરાશે, જેથી કરી દેવાલય કે પાદરી, સૅક્રેમેન્ટ કે સંસ્કાર, ક્રિયા કે કર્મપદ્ધતિ ( rite or ritual ),ની જરાય મારફત વિના, વફાદારી અને દેવાર્પણ (consecration to God)નું ચિન્હ, તેમજ તેઓ ઇશ્વરની માલેકીના છે તેની નિશાન, એઓના ઉપર મુકવામાં આવશે, અને ઇશ્વરનાં અંગ (person) સન્મુખ તેઓ જાતે આવી શકશે અને દરેક વેહેતી પળે ઇશ્વરના ખજાનામાંથી અમરભવ તેઓ ઇશ્વર પાસેથી પરભારો મેળવી શકશે. મી. બાઉન્ડઝ ઉમેરે છે કે બેહેસ્ત જેમ એક મકાન છે તેમ વળી તે એક સ્થિતિ છે. “ બાહ્ય દેખાવ ગમે એ હોય, ગમે એવા આંખને મોહક, કાનને રીજવતા, સ્વાદ તથા સ્પર્શને મજાહ દેતા, ચિત્તને અતિશય આનંદકારી, બેહેસ્તના બધા દેખાવો તથા બધી ધ્વનિઓ, અને આનંદો તથા મજાહો હોય, પણ તે બેહેસ્તનાં ખેંચાણના મૂળ હેતુઓ નથી. બેહેસ્ત એક સ્થિતિ છે—સ્થિતિ તખ્તનશીનીની, ઉન્નતિની, છૂટાપણાની; એ ઉદ્ધાર છે. એ સંપૂર્ણ બનેલાં જ્ઞાનની અવસ્થા થશેઃ આપણે જેમ પિછાનાયલા છઈએ તેમ આપણે ત્યારે પોતે પિછાનતા થઈશું. અહિં ઇશ્વરને આપણા વિશે સંપૂર્ણ જ્ઞાન છે; ત્યાં ઇશ્વરનું તથા સઘળી વસ્તુનું આપણને સંપૂર્ણ ભાન થશે. ”

સેંટ પૉલે કૉરીન્થીઅનોને પેહેલો પત્ર લખ્યો તેમા તે જણાવે છે કે હવડાં આપણે જાણે કાચમાંથી, અસ્પષ્ટ, જોઇએ છીએ, પણ ત્યારે (એટલે બેહેસ્ત મુકામે પોહોચ્યા બાદ) મોહોડે મોહોડું જોઇશું.

વિદ્વાન કેનન ફ્રરરાર "વર્ડઝ ઑફ્ વીઝડમ એન્ડ ટ્રુથ" નામના ગ્રંથમાં બેહેશ્ત વિશે બહુ આનંદમય શબ્દોમાં લખે છે કે "બેહેશ્તની સાકાર (physical) સ્થિતિઓ શી હશે તે આપણે કહી શકીએ નહી. જ્યાં કોઇ પરણતું નથી કે લગ્નમાં કોઇને આપવામાં આવતું નથી, પણ જ્યાં સઉ કોઈ ઇશ્વરના ફિરેસ્તાઓ જેવા હોય છે, તેવાં સ્થળના સંબંધમાં 'સ્થૂળ યા સાકાર સ્થિતિઓ'એ શબ્દો અર્થ વીનાના થઈ પડે છે. પણ બેહેશ્ત કદી જો એક સ્થળ હોય, તોય તેનો મૂળ ખ્યાલ એ છે કે એ એક સ્થળ છે જ્યાં પાપ છે નહી. તેના મોતીના દરવાજાઓમાંથી કોઇ દોષી પગલું માંહે પેસી શકે નહી, તેના સૂવર્ણના રસ્તાઓ ઉપર કોઇ પણ અપવિત્ર બનાવતી વ્યક્તિ પડછાયાઓ નાખી શકે નહી. ત્યાંના રહીસો ફિરેસ્તાઓ, તથા સંપૂર્ણતાએ પોહેચેલાં અશો આદમીઓ તથા સંતોનાં રોશનીમય રૂહો છે. અને જો અગર આપણે ત્યાં કદી જઇ શકીશું તો આપણે પણ તેઓ જેવાં બનીશું, કારણ કે ત્યાં રેહેવાથી ઇશ્વરનો ચેહેરો જોવાય છે, અને ઇશ્વરનો ચેહેરો જોવાથી પ્રતાપે પ્રતાપે તેની આકૃતિમાં બદલાતું જવાય છે. અહિંનાં જીવનના દાઘો ત્યાં સફા થઈ જશે; તથા વધુ વખત સોનું કનિષ્ટ ધાતુ સાથે મિશ્રિત બનશે નહી અને સ્વચ્છ સોનું ઝાખું પડશે નહી. પણ અરે! આ ધરતિની કનિષ્ટ નેમોમાંથી સદંતર તથા સદા કાલને માટે મંત્ર નિવારણ થવું, અરે! આદતની ઝુસરી તથા મોહનીની શક્તિમાંથી હંમેશ માટે મૂક્ત થવું, અરે! બુરાઇ આપણી નજરે વતીક પડયા વીના, કેવળ ભલાઈની તૃષ્ણા રાખી માત્ર ભલુંજ કરવું, અરે! અહિં જે કરવાની અધુરી

પ્રયત્ન કરેલી તે ત્યાં પુરી રીતે કરવું, અરે ! અહીં આપણે જેવાં માત્ર જણાતાં હતાં કિંવા ઇચ્છતાં હતાં તેવાં બનવું, અરે ! અંતઃકરણનાં ઠેઠ ઉંડાણ સુધી પ્રમાણિક, સાચા, ઉમદા, નિર્મળ, નિષ્કપટ, અશો, અને પાકીજગી ભર્યાં થવું ! તે શું બેહેશ્ત નહી ? શું એ સ્થળ નહી પણ સ્થિતિ નથી ? શું એ સ્થાન નહી પણ સ્વભાવ નથી ? શું એ કેઠે જવાનું નહી, પણ કંઇ હોવાનું નથી ? હા, આએ, આએ બેહેશ્ત છે. એ ઉપરાંત શું વધુ તે આપણે જાણતા નથી. બીજા સેતારાઓ ઉપર, પરમેશ્વરની અસંખ્ય બીજી દુન્યાઓમાં, કાર્ય કરવાનું તેણે આપણે માટે રાખ્યું હોય બી. કોણને ખબર છે કે કેવી ઝલકાટ ભરી સેવાએ, કેવી અનંત ચપળતાઓ, જેનો છેડો આવે નહી એવી કેવી વૃધ્ધિ, કેવું અમાપ સુખ, જ્યાં સર્વ વસ્તુએ સૌંદર્યવાળી, શિષ્ટ, ચોખ્ખી, ત્યાં કલ્પી ન શકાય એવા મહાઆનંદના કેવા જાગૃત હર્ષોન્માદો. આ બેહેશ્ત છે ! અને આપણે કેમ નહી માનીશું કે જે પરમેશ્વર આપણા ઉપર આટલો માયાળુ છે તેણે જેઓ એને ચાહતાં હોય તે સઘળાંઓને વાસ્તે આવું આવું ઉમદા પોતાના ભંડારમાં રાખ્યું હોય ? સઘળાં ભલાં અને સાચાં, સઘળાં અશો અને પ્રતાપી, ત્યાં આવશે, તેમજ પૃથ્વી ઉપરનાં સઘળાંઓ જેઓ કોઈ પણ કાળમાં શ્રેષ્ટ અને મધુર અને ઉચિત થયાં હોય, દરેક જ્ઞાતિ, અને સજાતિ, અને પ્રજા, અને ભાષા માંહેથી, દશ હજાર ઘણાં દશ હજાર, અને હજારોનાં હજારો !....જો આપણને બેહેશ્તની અભિલાશા હોય તો તે આપણે અહિં શોધવી જોઇએ, જો બેહેશ્ત આપણે ચાહતાં હોઇએ તો તે આપણને હવડાં ચાહવું

જોઇએ. બેહેશ્ત એટલે પવિત્રાઇ; બેહેશ્તનો અર્થ નિયમ; બેહેશ્તનો ભાવાર્થ પરમેશ્વર સાથે એકરાગી બનવું."

એજ રવેશે પ્રોફેસર એડવીન આરનોલ્ડે અસરકારક ભાષામાં કહ્યું છે કે "અજ્ઞાનપણા તથા નિરાશીપણું સીવાય માનવાને કશો અટકાવ નથી કે આપણી ઇંદ્રિઓ બીજી જીંદગાનીમાં વધુ સૂક્ષ્મ તથા ચઢતા પ્રકારની બનીને, તથા એક વૃદ્ધિ પામેલી સંપૂર્ણતાના નાજુક સંજોગોને લાયક થઇને, ઝાઝી અચરતી વગર જોશે કે જુના સંજોગોમાંથી, પણ તેઓના કરતાં ચઢયાતી સ્થિતિમાં, મીઠી અને મિત્રાઇ ભરી સંગતો ઉભી થશે; હુન્નર, ખુદાઇ ઇચ્છાનુસાર, ચઢતી હાલત પામશે; વિદ્યા ખુશનુમા રીતે પ્રફુલ્લિત બનશે; ગુજર પામેલી મમતાઓ તથા દીલસોજીઓ ખુલાસો કરી પોતાની મુરાદો મેળવતી થશે; સકળ જગતની વધારે મહા સેવાઓ વાસ્તે ચપળતાઓ છુટી થશે, નિરાશ થયલી આશાઓ તથા યત્નો આખરે સારી રીતે ફળશે; આશા તજેલી ખુશાલીઓ જાણે જાદુઇ તદબીરથી પાછી હાથમાં આવશે; મનસંતાપો તથા પસ્તાવાઓ વધારે પૂખ્ત બનેલા જ્ઞાને કરીને, વધારે ચોકસ બનેલી દિર્ઘદ્રષ્ટિથી, તથા એ વિષેનાં નિરૂપણથી, નરમ પડશે કે કદાપિ આએ જગતમાં કોઇ પણ ચીજ એમની એમ માફ ન થાય તોય દરેક ચીજનો બદલો અપાઈ શકાશે યા તો તેની દુરસ્તી થઇ શકશે. એવા તબક્કામાં, જો કે તે આપણા હવડાના તબકકાથી પ્રમાણ અનુસાર ( relatively ) ઝાઝો દૂર નથી, ઈતબાર, હરખ અને પ્રેમ, અને તે ભેગી એઓના ઉપર આધાર રાખનારી નેકી, વધારે મોહોટા પાયા ઉપર પ્રફુલ્લિત થશે. સુંદરતા, સુખ, તથા હદ વગરનાં

ઉપયોગીપણું તરફ હયાતી ભોગવનારી હરએક વસ્તુમાં નિરંતરજારીપણું, પ્રકટિકરણ, તથા અનંત પ્રવૃતિનો જો પુરો ભેદ નહી તો પણ ખરી બીના સર્વે જગ્યાએ જાહેર પડશે. આવાં જીવનને બેહેશ્ત કેહેવું કે હવે પછીની હાલત (Hereafter) કેહેવી એ વચન અને વિચારના પ્રપંચોનો કામચલાઉ સ્વીકાર છે, કારણકે આ શબ્દો (Heaven and Hereafter) ચોકસ સ્થળ અને કાળ દરશાવે છે જે માત્ર કામચલાઉ કલ્પનાઓ છે. ઝાઝું ખરૂં એ એક હાલત હશે, એક તબકકો હશે કે જયાંથી બીજી અને ત્રીજી હાલતો યા તબક્કામા જ્ઞાન શક્તિઓ ફરીથી ખીલતી જશે. જીંદગીની શરતમાં જે સહુથી ધીમાં અને ઉતરતી હાલતનાં તે સહુથી છેલ્લા આવવાનાં, પણ આખરે હરએક છેવટની નેમે આવી પોહોંચવાનાં. ”

બેહેશ્તની બાબતમાં ખ્રીસ્ટીઓની ધર્મપોથી તથા તેઓના કેટલાક આચાર્યો ઇત્યાદિ શું કહે છે તે કાંઇક વિસ્તારથી ઉપર જણાવ્યું છે. હવે જરથોશ્તી દીનમાં આ બાબત શું જણાવેલું છે તેનો ખ્યાલ લઈશું, જેમ કરતાં સ્પષ્ટ માલમ પડશે કે બેહેશ્તમાં જવા લાયક કોણ અને દોજખમાં પડવા લાયક કોણ તે બાબતમાં બાઇબલમાં, અને તે પુસ્તકનો આધાર લઈને સર રૉબર્ટ એન્ડરસન, ડૉ. વ્હાઇટલૉ, કે હૅરૉલ્ડ બાર્કર જેવા સાંકડા મનના વિદ્વાનોએ, જે ઉદ્દેશ બતાવ્યો છે, તે કરતા આપણી દીનના ફતવાઓ અને શિક્ષણો ઘણાં વધારે વિજ્ઞાન તેમજ નીતિને અનુકુળ છે.

કૅનન ફરરાર અને પ્રોફેસર આરનોલ્ડના બેહેશ્તને લગતા ખ્યાલો જરથોશ્તી દીનના ખ્યાલો સાથે અનુરાગમાં જણાય છે.

અંગ્રેજી શબ્દ Heaven ધાતુ heave, એટલે ઉંચે ઉપાડવુ, ઉપરથી નીકળ્યો છે, અને એનો મૂળ અર્થ ઉંચેનો મુલક (Upper region) થાય છે. આના કરતાં એ માટેના આપણા ફારસી અને અવસ્તા શબ્દો વધારે અર્થસુચક છે. ફારસી શબ્દ બેહેશ્તનો અર્થ સર્વોત્કૃષ્ટ, best, થાય છે. ફારસીમાં બેહ એટલે સારૂ, અને તેનો ઉત્કર્ષવાચક શબ્દ બેહેશ્ત. ફારસી બેહને મળતો પેહેલવી શબ્દ વેહ છે, અને બેહેશ્તને મળતો અવસ્તા શબ્દ વહિશ્ત છે. અંગ્રેજી best, ફારસી બેહેશ્ત, સંસ્કૃત વસિષ્ટ, અવસ્તા વહિશ્ત, એ સઘળાંનો અર્થ સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ, થાય છે. અવસ્તામાં બેહેશ્ત અથવા સ્વર્ગને માટે વહિશ્ત અહૂ એવા શબ્દો આવે છે, અને આફ્રીને પેગમ્બર જરથોશ્તમાં એને રોશન તથા તમામ સુખવાળું (રોચંઘહેમ વીસ્પોખાથ્રેમ) એવી ઉપમા આપેલી છે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં બેહેશ્ત માટે નીચે મુજબ આવે છે.—

નિજબયેમિ વહિશ્તેમ અહૂમ અષઓનામ રઓચંઘહેમ વીસ્પો ખાથ્રેમ, યાને, અશો લોકોની રોશન તમામ સુખવાળી સર્વથી સરસ જીંદગી (અથવા દુન્યા) ને હું વખાણું છું.

નિજબયેમિ ગરો—ન્માનેમ મએથનેમ અહુરહે મજદાઓ, મએથનેમ અમેષનામ સ્પેન્તનામ, મએથનેમ અન્ય

એષામ અષઓનામ, યાને, ગરોન્માન (ગરોથમાન) જે અહુરમજદનું મકાન, જે અમેષાસ્પંદોનું મકાન, જે બીજા અશો લોકોનું મકાન, તેને હું વખાણું છું.

યજશનેના હા. ૧૯, ફ. ૬, માં દાદાર હોરમજદના મુખમાં આ શબ્દો મુકયા છે કે અએ સૌથી પવિત્ર જરથોશ્ત ! આએ હાડમંદ દુન્યામા જે કોઈ માહારા હોનવરના ભાગને મનમાં યાદ કરે, અથવા મનમાં યાદ કરીને આસ્તેથી ભણે, અથવા આસ્તેથી ભણીને ગાય, અથવા ગાઇને વખાણે, તો હું હોરમજદ તેનાં રવાનને ચિન્વત પુલ ઉપરથી ત્રણ વખત બેહેશ્ત પાર કરાઉં છું: બેહેશ્ત તરફ, સૌથી સરસ અશોાઇ તરફ, સૌથી સરસ રોશનીઓ તરફ.

દીનકર્દમા જણાવવા મુજબ આપણી અસલ ૨૧ નસ્કો માહેલી વસ્ત–માનસર નસ્કની પાંચમી પરગરદમા ગરોદેમાન માટે એવું કહ્યુ છે કે એ સ્થિતિમાં જેણે જન્મ લીધો (યાને જે શખ્સ એ બેહેશ્તે પોહોચ્યો) તે ત્યાર પછી મરતો નથી. એવું ઉશ્તવદ ગાથા, ૪૫મા હાના ૭મા ફકરા ઉપરથી પણ જણાય છે જ્યાં કહ્યુ છે કે અશોનું રવાન અમરપણામાં ખાહેશ રાખે છે (અમેરેતાઇતી અષાઉનો ઉર્વા અએષો). આએ મીસાલેનું હિંદુ શાસ્ત્રોમાં પણ કહેલું જણાય છે. ભૃગુ રૂષિએ લખ્યું છે કે ઇશ્વરજ્ઞાન મેળવવા પછી માનવી પાછો જન્મ લેતો નથી, તથા ઉપનિશદોમાં જણાવ્યું છે કે સર્વેથી ઉંચી દુન્યામાં જવાનો રસ્તો જે માણસ શોધી કાઢે છે તે માણસ આ દુન્યામાં ફરી જન્મ લેતો નથી (જુઓ મી. કેકોબાદ ભીખાજી દસ્તુર, બારીસ્ટર, નું ૧૩–૯–૨૫નાં કએસરે હીંદમાં ૩૬મા પાને લખાણ).

આ ધરતિ ઉપરનાં પોતાના જીવન દરમ્યાન જે ધણીએ પોતાનાં તમામ વિચાર, સુખન અને કામમાં બસ અશોઇ અને અશોઇજ પાળી તે બેહેસ્તને પાત્ર થયો એમ વીસ્પ હુમતવાળી બંદગી આપણને જણાવે છે એ આપણે ઉપર જોઇ ગયા. અને જેણે એકવાર બેહસ્ત મેળવ્યું તેનું પાછુ મરણ હોય નહી. પણ આપણે હવડાં કલ્પી ન શકીએ એવા ઉત્કૃષ્ટ સુખોમાં તે અમર જીંદગાની ભોગવ્યા કરે તે ઝટ સમજી શકાય એવું છે.

અરદીબેહેસ્ત યશ્તમાં કહ્યું છે કે "ગરોન્માનેમ અહુરે હેહવાયઓનેમ ગરોન્માનેમ નેરેયો અસ્તિ અષાવઓયો. નઅર્ચીશ દ્રવતામ અયેને પઇતિશ ગરોન્માનેમ. રવોહુ અપા યઓનેમ ચિથ્રેમ અહુરેમ મજદામ," યાને ગરોથ્માન હોરમજદનું મુકામ છે, ગરોથ્માન અશો માણસોને માટે છે અશોનું મુકામ ગરોથ્માન તે તરફ જવામાં, કુશાદગીમા જાહેર રીતે હોરમજદ તરફ (જવામા), દુષ્ટ માણસોમાનો કોઇબી નથી. અહુનવદ ગાથા, હા ૩૦, ફ. ૧૧,માં કહ્યું છે કે હોરમજદે આ નિયમ મુકરર કીધો છે તે જાણો કે દુષ્ટ પાપી માણસોને માટે લાંબા વખતનું દુઃખ ખમવું, રાસ્ત માણસોને માટે ફાયદા જેને લીધે તેઓને સુખ હોય છે.

હા ૩૪, ફ. ૧, પ્રમાણે બેહેસ્તનું અખંડ સુખ ફરજનાં કામો બજા લાવવાથી, ભલાં વચનો બોલવાથી, અને ધ્યાન આપીને બંદગી કરવાથી, બીજી જહાનમાં રવાનને હાસલ થાય છે.

મીનોખેરદના બાબ ૩૭ માં સવાલ આવે છે કે મનુષ્ય

સવાબના કેટલા માર્ગે અને કારણે બેહેશ્તમા વધારે પોહોચે છે? તેના જવાબમાં કહ્યુ છે કે 'આઇગ ફરદુમ કેરફે રાદીઅ, વ દેદીગર રાસ્તીઅ, વ સેદીગર સેપાસદારીઅ, ચહારૂમ ખુરસન્દીઅ, પન્જુમ નીઓકી કરદન આવા યસ્તન પવન શપીરાન વ દુસ્ત યેહવુન્તન વળ કોળા અઇશ", એટલે, પેહેલો સખાવતનો સવાબ, બીજો રાસ્તી, ત્રીજો ઉપકાર, ચોથો સંતોષ, પાંચમો ભલાં સાથે નેકી કરવાની જરૂર તથા બધાં સાથે મિત્રાઇ રાખવી. હાદોખ્ત નસ્ક (બાબ બીજો, ફ. ૫) માં અલંકાર રૂપે જણાવ્યુ છે કે અશો માણસનાં મરણ બાદ તેનું રવાન સુખનો આવાજ પોકારતું અને ઉશ્તવઇતી ગાથા ગાતું જાય છે અને કહે છે કે જેનેથી બીજાંઓને સુખ મળે છે તે ધણીને પોતાની મરજી પ્રમાણે હકુમત કરનાર અહુરમજ્દ સુખ આપે છે. આ બતાવે છે કે જે શખ્સ એકલપેટાઇ ન રાખતાં બીજાંઓનાં સુખો શોધે છે તેને બીજાંઓની ભલી દુઆથી બેહેશ્તનું સુખ મળી શકે છે. "ઉશ્તા અહમાઇ યહમાઇ ઉશ્તા કહમાઇ-ચીત" (સુખ તેને છે જેનાથી સુખ બીજાંઓને). તેમ વળી દસ્તુર આદરબાદ મારેસ્પંદના બોલોમાં, "કોલા મેમન પવન લક લા નીઓક લકચ પવન અઇશ અલ વાહુનીઅ" (જે તારા માટે ભલું નહી તે તું બીજાઓ માટે કરતો મા).

દીનકર્દના છથાં પુસ્તકના ૧૬મા ફકરામાં કહ્યું છે કે જે સંજોગો વચ્ચે આસાની, નેકી અને રામશ્ની એક શખ્સને પોહાંચી હોય ત્યારે તેણે એવો દરયાફત કરવો કે જ્યારે અહિંઆં આટલું નેક છે ત્યારે ખચ્ચીત બહેશ્તમાં પણ

નેકજ હોવું જોઇએ; અને જે સંજોગો વચ્ચે તંગી, નુકસાન, હલાકી તથા દુઃખ દર્દ તેને ઘણું પોહોંચ્યું હોય ત્યારે તેણે એવોજ અંદેશો કરવો કે જ્યારે અહિંઆ આટલી બધી હલાકી છે ત્યારે ખચ્ચીત દોજખમાં હલાકીજ હોવી જોઇએ; તે છતાં હોરમઅદની જે ઘણા પ્રકારની બક્ષેશો છે તે જેને મળેલી હોય છે તેને પેલી જીંદગીમાં હલાકી હાતી નથી, જો કે અહિંઆ તો આટલી બધી હલાકી ખમવી પડે છે. આની ઉપર દસ્તુર દારાબ પે. સનજાણા શરેહ કરે છે કે આએ છેલ્લો વાકય અત્રે એટલા વાસ્તે લખાયલો લાગે છે કે ઉપલાં લખાણ પરથી કોઇ કંઇ ગેરસરજ્જુતીમાં ઉતરી પડે નહી. જ્યારે એમ લખવામાં આવ્યું છે કે અત્રે હલાકીનો અનુભવ મેળવ્યાથી હવે પછીની જીંદગીમાં પણ હલાકી હોય એવું નિચારવું, તે પરથી એવું સમજાવવાની મતલબ રાખી નથી કે જો કોઇ અત્રે હલાકી ખમે તો તેને હવે પછીની જીંદગીમાં પણ હલાકી મળવીજ જોઇએ; ખચીતજ કોઇ ગમે એટલો પણ અત્રે હલાક થયો હોય તો પણ જો તે ખોદાના આશીર્વાદ મેળવવા લાયકનો થયો હોય તો પછી મરણ પછીની જીંદગીમાં તે કોઇ પણ જાતની હલાકી વગરનો અને બહેશ્તનું સુખ ભોગવનારો થાય.

દસ્તુર દારાબે આપેલી આએ સમજણ વાજબી છે, અને તેને પેહેલવી દાદેસ્તાને દીનીમાં પાંચમી પુરસેશમાં જણાવેલી બીનાથી ટેકો મળે છે, જેમાં એવો સવાલ આવે છે કે આ દુન્યામાં એક ભુંડા શખ્સ કરતાં ભલા શખ્સ ઉપર શા માટે વધારે જફા આવી પડે છે, અને એનો

જવાબ એવો કહ્યો છે કે ભલાંઓએ આએ દુન્યામાં જે સંકટ વેઠયું હશે તેનો બદલો તેઓને પેલી જહાનમાં બચીત મળશે, અને ભુંડાંઓએ પોતાની ભુંડાઈ છતાં આએ જહાનમાં જે કાંઇ ખુશાલી યા સુખ ભોગવ્યું હશે તે જે ગમી અને દુઃખ તેઓને હવે પછી ખમવાં પડશે તેની સાથ સરખાવતાં ફકત પળવારનાં ગણાશે.

નેક દયાનતથી ગરોથમાનનું હમેશ સુધીનું સુખ પ્રાપ્ત થાય છે એમ વહિશ્તોઇશ્ત ગાથા હા ૫૩ ના ચોથા ફકરા ઉપરથી જણાય છે. એ ફકરામાં જરથોશ્ત સાહેબની પુત્રી પોઉરૂચિસ્ત પોતાની બેહનપણીઓને નસીહત કરે છે કે જે અશો રહી પોતાના પિતાને, ખાવિંદને, પોતાનાં માણસોને, ખેશીઓને, તથા રાસ્તીવાળા આસામીઓને, વફાદાર હશે, તેની ભલી નેયતની મુરાદો પુરેપુરી પાર પડશે, અને સારી દયાનતને લીધે દાદાર હમેશ સુધી ગરોથમાન બખશશે.

ગરીબમાં ગરીબ માણસ પણ અશો જીંદગી પાળશે તો તેને બેહેસ્તનો બુલંદ દરજજો મળશે એવું હા ૫૩ ના નવમા ફકરામાં ચોખ્ખું વચન છે. એમાં કહ્યું છે કે ઓ હોરમજદ તારી પાદશાહી બચીત એવી છે કે જેથી નેક જીંદગી ગુજારનાર ગરીબ માણસને તું બેહેતરી (બુલંદ દરજજો) બખશે છે.* રંક કે રાય પરમેશ્વરની નજરમાં સરખાં

---

*ક્રાઇસ્ટે કહ્યું છે કે એક તવંગર પુરૂષ બેહેસ્તની પાદશાહાતમા કદાચજ દાખલ થશેઃ એક તવંગર પુરૂષને પરમેશ્વરની પાદશાહાતમાં દાખલ થવા કરતાં સોયના નાકામાથી એક ઉંટને પસાર થવું વધારે સહેલુ છે (મેથ્યુ ૧૯, ૨૩–૨૪,)

છે. હરેકની તેની અશોઇનાં પ્રમાણમાં તે બેહેશ્તનાં સુખ ભખ્શે છે.

રામ ઝરૂખે બેઠકે સબકા મજરા લેત,
જૈસી જીનકી નોકરી, અએસા ઉનકો દેત.

બહમન યશ્તમાં એક દ્રષ્ટાંત રૂપ કથા છે કે "ખદી-તુન્ત હુમનમ ખુનીદ કબદ ખાસ્તે મુન પવન તન દુસ્રુબ વ રોબાન કુર્સ નજાર પવન દુજખુ ચેહવુન્ત. અવમ લા બર્જશનીક મદમ મુનેસ્ત. અવમ ખદીતુન્ત દરયુશ ઇ લોઇત ચેબુનીઅ અ-ચારે અવશ રોબાન ફ્ર્બીઅ પવન વહીશ્ત. અવમ બર્જશનીક મદમ મુનેસ્ત," જેનો અર્થ એ છે કે "મેં એક તવંગર માણસને જોયો કે જે શરીરે કદરૂપો હતો અને જેનું રવાન ભુખું (અને) નબળું દોજખમા હતું. તે મને બુલંદ મરતબાનો માલમ પડયો નહી. મેં એક દરવિશ જોયો જેની પાસે પૈસા નહી હતા અને જે નાચાર હતો. તેનું ફ્રબે રવાન બેહેશ્તમા હતું. તે મને બુલંદ મરતબાનો માલમ પડયો." (બાબ ૨, ફ. ૧૨.)

પુરાનાં બુદ્ધીસ્ત ધર્મપુસ્તક ધમ્મપાદનાં ૧૯મા પ્રકરણમાં ઠીક બોધ કહ્યો છે કે એક આસામી જે બીજાઓ પાસે ભિક્ષા માગે છે તે કારણે તે ભિક્ષુ નથી; જે માત્ર ભીખ માગે છે તે નહી પણ જે આખો ધર્મ પાળે છે તેજ ભિક્ષુ. શેખસાદીએ આવો જ કાંઇક ઉદ્દેશ ગુલીસ્તાનમાં એક જગોએ જણાવ્યો છે, જેનો ઇસ્ટવીકે નીચે પ્રમાણે તરજુમો કીધો છે:-

Of what avail is frock, or rosary,
Or clouted garment? Keep thyself but free

From evil deeds, it will not need for thee
To wear the cap of felt· a dervish be
In heart, and wear the cap of Tartary.

ખ્રીસ્ટી ધર્મ કહે છે કે જે કોઈ જીજસ ક્રાઈસ્ટના ઉપર વિશ્વાસ રાખશે તેનેજ, જીજસને ખાતર, પરમેશ્વર બેહેશ્તમા દાખલ કરશે. પણ આપણા ખાલેસ જરથોશ્તી ધર્મ પ્રમાણે ઇશ્વરના પ્યારા થવાને માટે કોઈની દખલગીરી જોઇતી નથી, તેમજ બેહેશ્તમાં અમુક ધર્મના અનુયાયીઓને દાખલ કરી બીજાઓને બાતલ કરવામાં આવશે એવુંય નથી. જે પણ કાળનાં અને જે પણ ધર્મનાં અશો લોકો હોય તે સર્વે પરમેશ્વરનાં પ્યારાં હોવાં જોઇએ. હોશબામમાં આપણે પઢીએ છીએ કે વંઘહુચ વંઘહુયાઓસચ આક્રિનામી વીસ્પયાઓ અષઓનો સ્તોઈશ હઇથ્યાઇચ બવાંઇથ્યાંઇચ બુષ્યાંઇથ્યાઇચ ( અશો હોરમજદની તમામ પેદાયશનાં નેક માણસો તથા નેક બાયડીઓ જેઓ હૈયાત છે, તથા આગળ થઈ ગયા, તથા હવે પછી થશે, તેઓને હું વખાણું છું ). અન્ય ધર્મનાં લોક પણ પોતાની અશોઇના સબબે બેહેશ્તને પાત્ર હોત નહી તો એક જરથોશ્તી તેની આમ સ્તુતિ કરી શકત નહી.

વળી ગુજરેલાંની યાદને માટે ભણવાનો કરદો છે તેમાં આવે છે કે વીસ્પનાંમ નરાંમ અષઓનાંમ ફ્રવષયો યજમઇદે વીસ્પનાંમ નાઇરિનાંમ અષઓનિનાંમ ફ્રવષયો યજમઇદે, યાને, તમામ નરોમાંના અશો નરોના ફરોહરો સાથે અમો એકતાન થઇએ છીએ, તમામ નારીઓમાંની અશો નારીઓ સાથે અમો એકતાન થઇએ છીએ. તથા દરેક આક્રિન્ગા-

નની ક્રિયામાં ફુલ ઉચકતી વખતે ખાસ આમ ભણવામાં આવે છે કે હુમતનાંમ હુખ્તનાંમ હવરશ્તનાંમ યદચા અન્યદચા વેરેજયમ્નાંમચા વાવરેજનનામચા મહી અઈબી–જરેતારે નએનએસ્તારો યથના વોહુનાંમ મહી, જેનો અર્થ એવો થાય છે કે આ દુન્યાને માટે તેમજ પેલી દુન્યાને માટે ભલી મનશની, ભલી ગવશની, તથા ભલી કુનશની મુજબ અમલ કરનારાઓની તથા અમલ કરી ગયલાઓની વખાણ કરનારા તથા તેઓ ઉપર ધ્યાન આપનારા અમો છીએ, જેથી કરીને અમો ભલાંઓમાંના થઇએ છીએ.

આ બતાવે છે કે આ નીચલી પૃથ્વી તેમજ બીજી જહાન માટે મનુષ્યે પાક મનશ્ની ગવશ્ની તથા કુનશ્ની રાખવી જોઇએ, તથા જેઓ જેઓએ એ પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું હોય, અથવા જેઓ જેઓ એ પ્રમાણે હાલમાં પોતાની જીંદગી કાઢતા હોય, તે સર્વેની એક જરથોશ્ની વખાણ કરે છે, અને તેઓમાંનો એક થવા, તેઓ સાથે અનુરાગી થવા, તે ખાહેશ કરે છે.

અહુનવદ ગાથાના ૨૮મા હામાં જરથોશ્ત સાહેબના આ સખુન છે કે અએ હોરમજદ ! હરેક રવાનને ભલાં પવિત્ર અને સાચાં અંતઃકરણની મદદથી તથા સવાબનાં કામોની બરકતથી તું બેહેશ્ત બખ્શનાર છે. હા ૨૯, ફ. ૫ તથા ૬ માં જણાવ્યું છે કે રાસ્તીના ચાલનાર, સવાબકાર તથા નેક કરણીનાઓજ બેહેશ્ત હાંસલ કરશે; તે લોકોનો નાબુદી ભરેલાં દોજખથી છુટકારો તેઓની ખુદ નેકી તથા કરણીજ કરશે; એ પ્રમાણે સર્વજ્ઞાની અને આબાદી કરનાર

હોરમજદે જાતી દાનેશથી કહ્યું. હા ૩૧, ફ. ૧૯, જાહેર કરે છે કે હરેક શખ્સને બેહસ્ત મળવું તેની પોતાની સાચવટ ઉપર છે; તથા એ હાનો ૧૧ મો ફકરો જાહેર કરે છે કે હોરમજદે ખાકી બંદાઓને જાન તથા અકલ બખ્શી છે તે એવાં કારણથી કે તેની મદદથી તેઓ નેક કામો કરી, નેકી શિખી, તે જેહાનની ખુબી હાંસલ કરે.

યજશ્નેના હા ૩૫, ફ. ૮ માં ફરમાવ્યું છે કે રાસ્તીની સરદારીમાં, રાસ્તીના અમલમાં, હયાતી ભોગવનારાઓમાંનો કોઇ શખ્સ બેહુ દુન્યામાં સર્વોત્તમ જીવન ભોગવવાને ખાહેશમંદ હોય તેને સખાવત કરવી.*

ગાથા સ્પેન્તોમદ, હા ૪૭, ફ. ૪ મા જાહેર થયલું છે કે. જબાન તથા મોહોડાં મારફતે ( બોલેલા નેક ) સખુનોને લીધે, ભલી મનશ્નીના, સભ્યતાના, બન્ને હાથથી ( કીધેલાં ) કામને લીધે ( કોઇબી શખ્સ ) સોથી આબાદી કરનાર મીનોની સર્વોત્તમ (ચીજ) ( યાને બેહેશ્ત ) મેળવી શકે છે.

ગાથા ઉશ્તવદ, હા ૪૬, ફ. ૧૦ માં જરથોશ્ત સાહેબનો આ કોલ છે કે જે કોઈ રાસ્તીને ખાતર રાસ્તી અમલ કરે તથા ભલી મનશ્નીથી સત્તા ચલાવે તેને એઓ હોરમજદની આરાધનાનો માર્ગ બતલાવશે અને ચિન્વત પુલ પસાર કરાવી લઈ જશે.

---

* આ જોડે સરખાવો બુદ્ધીસ્ટ ધર્મપોથી ધમ્મપાદના ૧૩ મા પ્રકરણમાનો નીચલો ફકરો:-

કૃપણો દેવોની દુન્યામા જઈ શકતા નથી; મૂર્ખા હોય તેઓજ ઉદારતાની સ્તુતિ કરતા નથી; ડાહ્યો પુરૂષ ઉદારતામાં મોજ માને છે, અને તે મારફત બીજી જહાનમાં તે આશીશ પામેલો થાય છે.

ગાથા વહિશ્તોઇશ્ત, હા ૫૩, ફ. ૧ માં જરથોશ્ત સાહેબ જાહેર કરે છે કે "હું સ્પિતમાન જરથોસ્ત સર્વે ઉત્તમ દોલત ધરાવું છું, કાંય જે અહુરમઝદે મને જે બી કાંઈ ખરી બંદગીની મદદથી ન્યામતો મળી શકે છે તે સર્વે ન્યામતો બખ્શી છે, જે હંમેશાં સુધી ટકી રહેનાર છે. જે બી કોઇ તે સાહેબની તાબેદારી, દીનનાં ફરમાનો તથા વચનો મુજબ, કરે તેને કાંઇ બી ચીજની કમી થનાર નથી." ( આ સાથ જીજસના શબ્દો સરખાવો. "Seek ye first the kingdom of God and all these things shall be added unto you" ).

યજશ્નેના ૫૫ મા હામાં જાહેર કરવામાં આવ્યું છે કે ગાથા રક્ષણ કરનારા તથા મીનોઈ ખોરાક જેવા છે, તથા રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બેહુ છે, અને શરીરનું તથા બુદ્ધિનું એક બીજાથી છુટું પડયા પછી ( એટલે મરણ બાદ ) ગાથા બીજી જેહાનમાં સારો બદલો આપનારા, પુરતો બદલો આપનારા, તથા અશોઇનો બદલો આપનારા છે; દુન્યાઓની પવિત્રાઇ જાળવવા માટે અને તમામ અશો પેદાયશની અશોઇનાં રક્ષણ માટે દાદાર હોરમજદે સ્તઓત યેસન્ય રચ્યો. વળી આવા અરદ્વીસુરની નીઆએશના ૮ મા ફકરામાં એક જરથોશ્તી પઢે છે કે "સારી રીતે રાગ કહાડીને સ્તઓત યેસન્ય તથા અહુનવર હું ગાઉં, અષવહિશ્ત (અશેમ વોહુ) હું ગાઉં, તથા ભલાં પાણીઓને હું પાક કરૂં; આએ ગાથીક કલામો (ભણ્યા) થી (ભણનાર) હોરમજદનાં ગરોથ્માન ( બેહેસ્ત ) માં પોહોચે. આમાંથી હોરમજદે તેને આ ફાયદો આપ્યો."

આવી બરકકત વાળો સ્તઓત યેસન્ય શું છે તે બાબત થોડો ખોલાસો અત્રે જણાવવો અસ્થાને ન કેહેવાશે.

સ્તઓત યસન્ય (પેહેલવી, 'સતુદ યશ્ત') આપણી ૨૧ નસ્કોમાંની એક હતી. એમાં ૩૩ બાબ હતા, જેમાંનો સાથી અગતનો ભાગ તે ગાથાઓ. સ્તઓતનો મૂળ અર્થ સ્તૂતિ અથવા ભક્તિ થાય છે; પરંતુ એમાં બહુ ઉંડો અને શાસ્ત્રાનુસાર (સાયન્તીફીક) ભાવાર્થ સમાયો છે. યજશ્નેના ૫૮મા હાના ફ. ૮માં કહ્યું છે કે સ્તઓત યેસ્નયનું તમામ લખાણ જે સૌથી સરસ એબારતમાં છે તેને હમો વખાણીએ છીએ; સ્તઓત યેસન્ય જે પેહેલી જીંદગીના કાયદા છે (અથવા, શેઠ મેહેરજીભાઈ પા. માદનના તરજુમા પ્રમાણે, જે શરૂઆતની દુન્યા માટે અને દુન્યાની શરૂઆતમાં પેદા કરેલા છે) તેને હમો વખાણીએ છીએ. વળી હા ૫૫, ફ. ૬ માં કહ્યું છે કે સ્તઓત યેસન્ય જે પેહેલી દુન્યાના કાયદા તેને હમો વખાણીએ છીએ; યાદ કરવા લાયક, અસરકારક, શિખવા લાયક, શિખાડવા લાયક, મનમાં ગોખવા લાયક, પસંદ કરવા લાયક, અભ્યાસ કરવા લાયક, આરાધનાને લાયક, મરજી પ્રમાણે દુન્યાને તાજગી આપવા લાયક, (સ્તઓત યેસન્યને હમો વખાણી છીએ). એરવદ ફીરોઝ શા. મસાનીએ ધી રૅશનેલ ઑાફ ઝોરોસ્ટ્રીઅન રીચ્યુઅલ્સ નામનાં એક નાનકડાં ચોપાનીયાંમાં સમજાવ્યું છે કે સઘળી જરથોસ્તી ક્રિયાઓમાં ધ્રુજનીઓ તથા સુસ્વર રંગોનો આ કાયદો, સ્તઓત યેસન્ય, મૂળથી કામ કરે છે, જગતમાંની દરેક દેખાઇતી તેમજ અદૃષ્ટ વસ્તુમાં ધ્રુજની શામેલ છેજ, અને ધ્રુજની સીવાય તે વસ્તુ તેની હયાતી કે પ્રકટતા

મેળવી શકતે નહી; યસ્નની ક્રિયામાં હાવનીમ (ધાતુનું ટંબ્લર) વગાડવાનું, તથા દહાડામાં પાંચ વખત આતશ બેહેરામમાં ઘંટ વગાડવાનું, એ બધું સ્તઓતના કાયદાને અનુસાર છે, બીજી જગોએ એજ લેખક જાણાવે છે કે જરથોસ્ત સાહેબ પોતાની સર્વોત્તમ અને પ્રૌઢ સમજ શક્તિથી (આસ્ની વીરનાં અંતરજ્ઞાનથી) સ્તઓતના બધા કાયદાઓ ગ્રહી શકયા હતા અને તેમની મદદથી અહુનવરની દીવ્ય ધ્વનીની તમામ અનુરૂપતામાં એઓએ પ્રથમ શબ્દ યથા અહુવઇરયો રચ્યો, અને એ એક શબ્દ યથા અહુવઇરયોમાંથી, એજ સ્તઓતની મદદ વડે, એઓએ ગાથાઓ, હફતંઘ હાઇતી, યસ્ન, વંદીદાદ, વીસ્પરદ, તથા એકવીશ નસ્કોમાંના જે અવસ્તાઓ ગુમ થયા છે તે બધા રચ્યા.

ઉપર જણાવેલી ધ્રુજનીઓ કે સુસ્વર રંગોની બાબતમાં મને કશું જાતી જ્ઞાન કે અનુભવ નથી. ઘણાઓ એ વાત બીલકુલ હસી કાઢે છે. જેમ કે અશો જરથુશ્ત સાહેબે ગાથામાં માંગેલી બક્ષેસો વાળા પોતાના નિબંધમાં શેઠ નવરોજી દો. ખંડાલાવાળા અવસ્તાના શબ્દોના માત્ર ઉચ્ચારથી ધ્રુજનીઓ અને ચમત્કારો પેદા થાય છે એવું શિખનારાઓ સાંમે ગંભીર ચેતવણી આપે છે અને કહે છે કે જયારે ફકત ભણતર ખોટેખરે ઉચ્ચારે બબડી જવાથી ચમત્કારી અસરો થાય છે એવું શિખવવામાં આવે ત્યારે તે ભણતરના વાકયોમા શો અર્થ સમાયલો છે તે જાણવાની જરૂર રહેજ નહી; અવસ્તાના શબ્દો ઉચ્ચાર્યાથી ચોકસ ધ્રુજની અને ધ્રુજરીઓ ઉત્પન્ન થાય છે એવું બીલકુલ વગર આધારે અને ખોટી રીતે કહેવામાં આવે છે, અને તે ધ્રુજની અને ધ્રુજ-

રીઓથી દએવોની કતલ અને યજદ્દોને આપણી તરફ ખેંચી લાવવાનું થાય છે એવું શિક્ષણ આપણાં છોકરાંઓને આપવામાં આવે છે તે નુકશાનકારક છે.

પરંતુ શેઠ બહમન સોરાબજી બનાજીએ ૨૮ મી નવેમ્બર ૧૯૨૫ ના જામે જમશેદમાં ગુજરેલાં માટે બુલંદ જરથોશ્તી ક્રિયાકામની સમજણની બાબતમાં જે લેખ લખ્યો છે તે તો બતાવી આપે છે કે અવસ્તાનાં ભણતરથી ઉમદા આકૃતિઓ અને રંગો તેમજ ચમ્તકારીક અસરો બનવા પામે છે. જાણીતા રસાયણ શાસ્ત્રી પ્રોફેસર ટી. કે. ગજ્જરે એક કાચની સ્ક્રીન બનાવી તેના ઉપર એક અંધારી રાત્રીએ મુંબઈથી થોડે છેટે આવેલાં મલાડ ગામમાં અવાજની અસરના અખતરા કીધા હતા તેનું વર્ણન આપતાં મી. બનાજી કહે છે કે એક ઓરડાને તદન અંધારો બનાવવામાં આવ્યો અને તેની એક બારી ઉપર પેલી કાચની સ્ક્રીન ગોઠવવામા આવી. આ સ્ક્રીનને થોડે છેટે મેગેફોનમાંથી કાંઈબી બોલવામા આવતું તો સ્ક્રીનના ઉપર તરેહવાર આકૃતિઓ દેખાતી અને રંગો જણાતા, અને જેવું બોલવું બંધ કરવામાં આવતું કે કાચ તદન સાફ માલમ પડતો. મી. ગજ્જરના શિષ્યો પહેલાં કેટલીક કવિતા અને ગાયનો બોલ્યા, કેટલાકો સંસ્કૃત શ્લોકો બોલ્યા, અને દરેકની આકૃતિ તથા રંગોની નોધ લીધી. છેવટે એક પારસી શિષ્ય મી. એન. ડી. પોસ્ટ માસ્તરની વારી આવી. મી. પોસ્ટમાસ્તર, જેઓ અવસ્તા ભાષાની બેદી અસરો જાણતા હતા, તેઓએ પહેલેથી મી. ગજ્જરને જણાવી દીધું હતું કે અમારી અવસ્તા બંદગીની અસરથી કાચ ભાગીને ટુકડે ટુકડા થઇ જશે. પ્રોફેસર હસ્યા

અને કહ્યું કે તમારી અવસ્તા બંદગીની શું અસર થશે તે જોઇશું. મી. પોસ્ટમાસ્તરે આપણી કુસ્તીની બંદગી શરૂ કીધી. આપણા યથા અને અશેમના અને ભણતરના રંગો એટલા સુંદર અને રોશનીદાર માલમ પડયા કે પ્રોફેસર અજાયબીમાં પડયા. પણ જ્યારે તરોએદીતે અંશેમઇન્યુશવાળો વાકય (જેનો અર્થ મી. બનાજીના કહેવા પ્રમાણે "પુરતી સમજણ સાથે બુરી શકિતનો નાશ કરૂં છું" થાય છે) મી. પોસ્ટ માસ્તર બોલ્યા કે તરત પેલો સ્ક્રીન ભાગીને ટુકડે ટુકડા થઈ ગયો. મી. બનાજીના કહેવા મુજબ આ અખતરાથી અવસ્તા ભાષાની બુલંદી પુરતી રીતે માલમ પડે છે, તેમજ અવસ્તાના શબ્દોથી ઉમદા આકૃતીઓ તથા રંગો થાય છે તે પણ પુરવાર થાય છે. . .

જો બેહેશ્ત એક મકાન હોય તો બેહેશ્તથી ઉલટું જે દોજખ તે પણ એક મકાન હોવું જોઇએ. અગર બેહેશ્ત એક હાલત યા અવસ્થા હોય, તો દોજખ પણ તેમ હોવું જોઈએ. ગરો-દેમાને (ગરોથમાન)થી ઉલટું દ્રુજો-દેમાને (દરૂજનું મકાન) છે.

બેહેશ્તમાં ગયલાંઓની જેમ જાવેદાનની ખુશાલીની જીંદગી હોય છે, તેમ, જીજસના કેહેવા પ્રમાણે, દોજખની શિક્ષા પણ સદા કાળ પર્યંતની છે (સેંટ મેથ્યુ, ૨૫, ૪૬), અને એ શિક્ષા વળી કમકમાટવાળી હોય છે. જીજસના જણાવ્યા પ્રમાણે પાપીઓને દોજખમાં એવાં બળતાંમાં ફેંકવામાં આવે છે જે સદા બળ્યા કરી તેઓને સદા બાળ્યા કરે છે, તથા તેઓને કીડાઓની પિડા હોય છે જે કિડાઓ મરતા નથી (માર્ક ૯, ૪૩થી ૪૮). એ બળતી ભઠ્ઠીમાં

તેઓ ભુંજાયા કરશે, અને દાંત કચકચાવી હાય અફસોસ મારતા રહેશે (મેથ્યુ, ૧૩, ૫૦). પાણી વગર તરસથી તેઓ તલખ્યા કરશે તથા તેઓ તીવ્ર વેદનાઓથી રીબાશે અને તેજ વેળા તેઓની યાદદાસ્તો તાજી રહેશે અને તેઓએ ધરતિ ઉપર કરેલાં ભૂડાં કામોનું ચાલુ તેઓને સ્મરણ થતું રહી, તેઓની વેદનાઓ, તેઓનું મનનું દુઃખ, તેઓને ચાલુ ભોકાતાં રહેશે (લ્યુક ૧૬, ૨૩-૨૫.)

ગાથા અહુનવદ, ફ. ૯, ૧૦ ને ૧૪ માં જાહેર કરવામાં આવ્યું છે કે જે શખ્સ ઉદ્યોગથી પોતાની જીંદગી ગુજારે અથવા જે ઉદ્યોગી નહી હોય તેને માટે (ઘટતો બદલો આપવાનો) માર્ગ હોરમજદે મુકરર કીધો છે, આબાદી કરનારા વાસ્ત્રીઓશને હોરમજદે ભલી મનશનીનો વધારો કરનાર તરીકે પસંદ કીધો છે, ઠગારો અવાસ્ત્રીઓશ (આળસુ માણસ) દીનના સારા કાનુનનો ફાયદો મેળવનાર હોતો નથી, અશોને તથા પાપીને સેવટે કરણી મુજબ ફળ મળે છે. ઉશ્તવદ ગાથા હા ૪૩, ફ. ૬ માં જણાવ્યું છે કે હોરમજદ તેની ઇનસાફની રીતિ મુજબ મનુષ્યને તેનાં કરતુક તથા વચન પ્રમાણે પેદાયશના સૌથી સેવટના અંત સુધી બદલો આપશે, બુરાને બુરૂં, ભલાને રૂડા આશીર્વાદ; તથા સ્પેન્તોમદ ગાથા હા ૪૭, ફ. ૫ માં જણાવ્યું છે કે પાપીઓ તેઓનાં દુષ્ટ કામોને લીધે, તેનાં ફળ તરીકે, હોરમજદના પ્યારથી દૂર અને અકેમન (ખરાબ મન) સાથે રહેનારા થાય છે, જ્યારે અશોઓને હોરમજદ જે સર્વોત્તમ (વહિશ્ત) તે ખચીત આપે છે.

અકોમન કોઇ એક વ્યકિત નથી; અકોમન તે નથી કે જેને ખ્રીસ્તીઓ સેતન, ખોદાનો વિરોધી, ખોદાના સામે બળવો ઉઠાવનાર લ્યુસીફર ફિરેશ્તા, તરીકે ઓળખે છે. અવસ્તા તથા પહેલવી પુસ્તકોમાં અંગ્રમઇન્યુના અર્થે અને અંગ્રમઇન્યુને બદલેજ અકોમન શબ્દ વપરાયલો છે. જગતમાં કાર્ય કરતા પોઝીટીવ પોલ–ભલા નિયમ (The Good Principle, The Good Mind, સ્પેન્ત મઇન્યુ )–થી ઉલટું કાર્ય કરતો નેગેટીવ પોલ–બુરો નિયમ ( The Evil Principle, The Evil Mind, અંગ્રમઇન્યુ) તેજ અકોમન.

મારા મિત્ર શેઠ કેકોબાદ બ. દસ્તુર, બી. એ., એલ એલ. બી, બારીસ્ટર,નો તા. ૧૨–૭–૧૯૨૨ ના જામે જમશેદમાં " ડીવાઈન જસ્ટીસ " (ખોદાઇ ન્યાય) ના મથાળા તળે એક પત્ર આવ્યો છે તેમાં તેવણ નીચે પ્રમાણે લખે છે જે સાથે ઘણા વિચારવંત પુરૂષો મળતા થયા વીના રેહે એમ નથીઃ—

"મને કેહેવા દેઓ કે જગતમાં કેથેય શેતાન હસ્તિમાં નથી, અને કેથે એની પાદશાહત નથી. બધે ખોદાનું રાજ છે. દોજખ એક ખ્યાલી વાત છે. પોતાનાં પ્રાણીઓ માટે ખોદાનો પ્રેમ એટલો મોહોટો છે કે, તેના સાંભે કોઇ નર યા નારીએ ગમે એવો ગુનોહ કીધો હોય, તે છતાં તેમાંના કોઇનો બી ફેજ આ કલ્પિત ચંડાળ (શેતાન)ને હસ્તક તે નજ સોંપે. આપણાંથી થયલા ખોટાં કામોની સજાઓ આપોઆપ મળે એવી ખોદાએ બેશક રચના રચેલી છે, પરંતુ આ સજાઓ એના આપણા તરફના અખંડ પ્રેમનાં સ્વાભાવિક

અને જરૂરી ફળો છે. કોઇના પણ સંબંધમાં આ સજાઓ ખારીલી નથી, પણ બધાંના સંબંધમાં આપણા સુધારાનો હેતુ ધરાવે છે, કે જેથી કરી કોઇ દિવસે આપણે નજદીક ખોદા જેવા મહાન અને અશો બની શકીએ....ખોદા કોઇને માફી આપતો નથી, કારણ કે કોઇને એ ' કન્ડેમ ' કરતો નથી. 'કોન્ડેમ્નેશન'નો ( દોષી ઠરાવતો ) ચુકાદો આપણે પોતે આપણા ઉપર પસાર કરીએ છીએ. ખોદાની આપણે મદદ માગીશું તો આપણા સુધારા માટે તે હજાર રસ્તે આપણને મદદ આપશે, પરંતુ આપણને માફી આપી તે આપણને અપૂર્ણ કરવાનો નથી....બુરાં કામો કીધેલા હોય અને ભલાં કામો કીધા વગરના રાખ્યાં હોય તો રદ કરવાનું અને કરી નાખવાનું આપણને છે."

એક લેખક* જણાવે છે કે આત્મિક કારણ અને અસરનું શિક્ષણ જે મહા સત્ય ઉપર રચાયલું છે તે સત્ય એ છે કે ઇશ્વરના કાયદા પ્રમાણે દરેક આસામી વેહેવારૂ રીતે પોતાની સરજતનો માલીક, પોતાનો ન્યાય તોલનાર, પોતાને સારો બદલો આપનાર, પોતાને શિક્ષા દેનાર છે; જીંદગી તે જ્ઞાનનું એકઠું થવું, અનુભવોનાં પરિણામનું જમા કરવું છે, અને આપણે જે વાવીએ તે લણીએ છીએ, સજા તરીકે નહી, પણ એક કારણની પૂઠે આવતી અસર તરીકેઃ થીયોસોફી શિખવે છે કે આપણને આપણાં પાપો માટે સજા થાય છે, પણ વધુ ઉંચ જ્ઞાન આપણને બતાવે છે કે આપણે

---

* યોગી રામચરક તે " Fourteen lessons in Yogi Philosophy and Oriental Occultism "નો કર્તા.

આપણી ભૂલો થકી, ના કે ભૂલોને વાસ્તે, શિક્ષા ભોગવીએ છીએ. પાપ મોહોટે ભાગે અજ્ઞાન તથા ભૂલની બાબત છે. એ લેખક કહે છે કે આત્મિક પ્રકટિકરણના આપણા હાલના તબકકાની નેમ આ છે કે ખોદા તે છે તેવો તેને પિછાનવો, બીજાંઓ સાથનો આપણો સંબંધ જાણવો, તથા આપણે કોણ છીએ તે સમજવું. આપણી પેલી પારે વધારે મોહોટી શાળાઓ, પાઠ શાળાઓ, તથા યુનીવર્સીટીઓ છે, પણ આપણા હાલના તબકકાએ જે પાઠો આપણને ભણવાના છે તે ઉપર જણાવ્યા છે તે છે. અજ્ઞાન સહુથી દુષ્ટતર લાંછન છે તે બાબત બુદ્ધીસ્ટોનાં ધમ્મપાદના ૧૮ મા પ્રકરણમાં નીચલાં ઉત્તમ વાકયો છે:—

"સ્ત્રીનું લાંછન દુરાચરણ છે, પરહિતેચ્છુ પુરૂષનું લાંછન બખીલપણું છે, લાંછનવાળી છે બધી બુરાઇની રીતો, આ જગતમાં તેમ પેલી જગતમાં. પરંતુ એક લાંછન તમામ લાછનોથી દુષ્ટતર છે—અજ્ઞાન સહુથી મોહોટું દૂષણ છે. હે ભિક્ષુઓ! આ લાંછન કાહાડી નાખો અને વગર લાંછનના બનો."

વંદીદાદની ૧૯ મી પરગરદના ફ. ૨૭ માં જરથોસ્ત સવાલ કરે છે કે અએ હોરમજદ! હાડમંદ દુન્યામાં કોઇ શખ્સ પોતાનાં રવાનને માટે પારકાઓને આપે તે બક્ષેશો કયાં થાય છે, કયાં પાર પડે છે, કયાં આસપાસ થાય છે, કયાં જમાવ થાય છે? એના જવાબમાં ફ. ૨૮–૩૨ માં જણાવ્યું છે કે એક શખ્સનાં મરણ પછી ત્રીજી રાતની બામદાદે તેનું રવાન ચિન્વત પુલ આગળ જાય છે, જે પુલ

ઉપર સઘળાં નેક તેમજ પાપી માણસોનાં રવાનોનું આવવું થાય છે. તે શખ્સે આએ જીંદગાનીમાં જે કામો કીધાં હોય તેનું તોલ મેહેર, સરોશ તથા રશ્નુ યજદો કરે છે, અને તેનાં રવાનને કરતુક મુજબ સારી યા નરસ જગો આપવામાં આવે છે. સવાબકાર શખ્સોના રવાનોને બેહેસ્તની જગો મળે છે અને તેઓને બહમન અમેશાસ્પંદ મુબારક-બાદી આપે છે. ગુનેહગારોનાં રવાનોને વિજરેષ દેવ દોજખી મુકામમાં લઈ જાય છે. વિજરેષ દએવેનો મુળ અર્થ ગમ-ગીની ઉપજાવનારો દેવ થાય છે આ જો અલંકારી વર્ણન તરીકે ગણીએ તો એમ થાય છે કે અશો ગુજરેલાનું રવાન બહુ ખુશાલ રહે છે અને તેનાં મનને સ્વાભાવિક સંતોષ ઉપજે છે; જ્યારે બુરાં માણસનુ રવાન બીલકુલ અસંતોષી, અશાંત, અને ગમગીનીભર્યું રહે છે અને તેની તમામ બુરી કરણીઓની તેને યાદ આવતાં તેને દુઃખનો ડંખ ચાલુ સતાવતો રહે છે.

વંદીદાદમાં તેમજ હાદોખ્ત નસ્કમાં એવું વર્ણન છે કે મરણની ત્રીજી રાત પુરી થઈને બામદાદ થતી વેળા અશો શખ્સનું રવાન મીઠા સુગંધનાં ઝાડોની ઘટા હેઠળથી પસાર થાય છે અને દક્ષિણ ભણીથી સુગંધદાર પવન તેની તરફ ફુંકે છે. આગળ ચાલતાં એક અતિ ખુબસુરત, પ્રકાશિત, ઉંચા કદ અને મજબૂટ બાંધાની, સનોબર સમાન સીધી, નવ-જવાન કન્યા તેની નજરે પડે છે, જેને તે રવાન પુછે છે કે મેં કદી દીઠેલી નહી એવી અતિ ખુબસુરત કન્યા તું કોણ છે ? ત્યારે તે સુંદરી ઉત્તર આપે છે કે ઓ ભલા વિચારોના, ભલા સુખનોના, ભલાં કામોના, અને ભલા ધર્મના જવાન !

હું તારી કેરદાર છું, તારી ખુબી તથા તારાં નેક કામોને લીધે હું આવા સારા દેખાવની થઇ. (આ દુન્યામાં હરેક શખ્સે કીધેલાં કામો, વિચારેલા વિચારો, અને ઉચ્ચારેલા સખુનોની એક આકૃતિ યાને thought-form અણદીઠ ભુવનમાં બંધાતી જતી હશે એમ આ ઉપરથી અટકળી શકાય છે). એ પછી તે રવાન આગળ વધીને પેહેલું પગલું હુમત બેહેશતમાં મેલે છે, બીજું પગલું હુખ્ત બેહેશતમાં મેલે છે, હજી આગળ વધી ત્રીજું પગલું હવર્સ્ત બેહેસ્તમાં મેલે છે, અને પછી ચોથે તબક્કે બેહદ રોશની તરફ યાને ગરોથમાનમાં જાય છે. હવે એક પાપી માણસનાં રવાનને આથી બધો ઉલટો અને કડવો અનુભવ થાય છે. તેની કેરદાર તેની નજરે પડે છે તે અતિ ભયંકર અને દુ:ખી દેખાવની હોય છે. પછી તે રવાન પેહેલું પગલું દુસ્મત ઉપર, બીજું દુજુખ્ત ઉપર, અને ત્રીજું દુજવરસ્ત ઉપર મેલે છે, અને પછી અંધકારમાં (દ્રુજો-દેમાનેમાં) જાય છે.

ખુબસુરત કેરદાર અને બદસુરત કેરદારવાળી બાબત કેટલાંઓને એક વિચિત્ર કથા લાગતી હશે, વાસ્તે એ વિશે થોડો ખુલાસો આપવો અસ્થાને ન કેહેવાશે.

પેહેલવી શબ્દ કેરદાર અને અવસ્તા શબ્દ કેરેતનો અર્થ 'જે કીધું છે તે' થાય છે. એક જીવે તેની આ હાડમંદ દુન્યામાંની જીંદગાની દરમ્યાન જે વિચારો વિચાર્યા હોય, સુખુનો ઉચ્ચાર્યા હોય તથા કામો કીધાં હોય તેની ટકી રહે એવી ધ્રુજનીઓનો સ્વરૂપ દર્શક જથ્થો, તે કેરદાર એમ મી. ફીરોઝ મસાની એમનાં "ઝોરોસ્ટ્રીએનીઝમ એન્શીઅંટ એન્ડ મૉડર્ન" નાં ૧૩૯મા પાને કહે છે, અને

એઓ સમજાવે છે કે જીંદગી દરમ્યાન કીધેલાં કામોના સારા કે બદ ગુણનાં પ્રમાણ મુજબ તેની પ્રવૃદ્ધિમાં અણદીઠ દુન્યામાં એક જીવ જે તબકકો વધ્યો હાય તે તબક્કા ઉપર પણ એ પ્રુજનીઓના ભેગા થયેલા જથ્થાનો છાપ પડે છે.

ઇ. સ ૧૯૨૦ના બીબીઝ ઍન્યુઅલમાં થૅાટ-ફૅર્મ્ઝ (વિચારની આકૃતિઓ)ની બાબતમાં લખતાં મી. ડબલ્યુ. જે રૅાસ જણાવે છે કે દરેક કાર્ય સ્થૂળ ભુવન ઉપર સ્થૂળ પ્રકૃતિમાં જેમ પ્રુજનીઓ ઉત્પન્ન કરે છે, તેમ દરેક વિચાર માનસિક શરીરમા પ્રુજનીઓ ઉત્પન્ન કરે છે, કારણ કે વિચાર માનસિક ભુવન ઉપરનું કાર્ય છે. માનસિક શરીર આ પ્રુજનીની અસર હેથળ. પોતાનો એક પ્રુજતો અંશ બાહાર કાહાડે છે. જે તે વિચારના ગુણ અનુસાર આકૃતિ લે છે. જે થૅાટ-ફૅાર્મ તે બીલકુલ અને કેવળ આ છે.

કોરાને શરીફના ૬ થા બાબમાં કહ્યુ છે કે "આવતી જેહાનમાં અલ્લાહને મળવાનું છે એ એક જુઠાણું ગણી જેઓ તુચ્છકારી કાહે છે તેઓ ગુમરાહ છે કયા સુધી કે કાળ ઓચીંતો આવી લાગે છે, અને તે વેળા તેઓ કહેશે કે અફસોસ કે અમારી જીંદગી દરમ્યાન અમોએ અમારૂં વર્તન ગાફેલ્યતમાં રાખ્યું ! અને તેઓને પોતાની પીઠો ઉપર પોતાના બોજાઓ ઉઠાવેલા રાખવા પડશે. તે શું બુરાઇ નહી હશે કે જેથી તેઓ લદાયલા રહેશે ?". આના સંબંજયોર્જ સેલ તેનાં કોરાનનાં અંગ્રેજી ભાષાંતરમાં નોધ કરે છે કે જલાલુદીને કહ્યું છે કે એક કાફર જયારે તેની ઘોરમાંથી ઉઠે છે ત્યારે તેણે કદી જોયલી નહી એવી અતિશય કદરૂપી

આકૃતિમાં તેનાં કરતુકો તેને નજરે પડશે, જેનો ચેહેરો અતિ ઘણો બદસુરત, જેનો વાસ દુર્ગંધવાળો, તથા સાદ અણગમતો; જેથી તે ચીચીયારી પાડી ઉઠશે કે "અલ્લાહ તુંથી બચાવે, અરે તું છે કોણ? તારેથી વધારે ધિક્કારને પાત્ર મેં કદી અગાઉ દીઠું નથી." ત્યારે તે આકાર જવાબ આપશે કે "મારાં કદરૂપીપણાંથી તું શાનો અચરત થાય છે? હું તારાં બુરાં કર્તુકો છું. તું પૃથ્વી ઉપર હતો ત્યારે તું મારા ઉપર સ્વારી કરતો હતો, પણ હવે હું તારા ઉપર સવાર બનીશ, અને તુંએ મને ઉપાડી રાખવી પડશે." આ પછી તાબડતોબ તેના ઉપર તે આકાર અસ્વાર બનશેઃ અને તેને જે જે બી મળશે તે તેને ગભરાવ્યા કરશે.*

બુદ્ધીસ્ટોનાં ધમ્મપાદના પેહેલાં પ્રકરણમાં જણાવ્યું છે કે "બુરાઇ કરનારો આ દુન્યામાં વિલાપ કરે છે, અને પેલી દુન્યામાં વિલાપ કરે છેઃ બેઉ દુન્યામાં તે વિલાપ કરે છે. જ્યારે પોતાનાં કાર્યનું બુરૂં પરિણામ તે જોય છે ત્યારે તે વિલાપ કરે છે અને દુઃખી થાય છે. નીતિમાન પુરૂષ આ દુન્યામાં મગ્ન રહે છે, અને પેલી દુન્યામાં મગ્ન રહે છે; તે બેઉ દુન્યામાં મગ્ન રહે છે. જ્યારે પોતાનાં કામની

* કોરાને શરીફ તથા જલાલુદ્દીનના અત્રે ટાંકેલા શબ્દો એક ગવાહી આપે છે કે જરથોસ્તી દીને મોસલીમ આચાર વિચારો ઉપર અસર કરેલી હોવી જોઇએ. કોલમ્બીઆ યુનીવર્સીટીના ઇંડો-ઇરાનીયન ભાષાઓનો પ્રોફેસર, મી. જેકસન, "કદીમ ઇરાનનો પેગમ્બર જરથોસ્ત" નામનાં પુસ્તકને છેડે લખે છે કે કોરાનનાં પાનાં અને હ૦ મહમ્મદના શિક્ષણો જે ધર્મનો એઓએ તરવાર વડે પરાજય કીધો તેની અસરથી નિરાળા નથી.

નિષ્પાપતા તે જુએ છે ત્યારે તે આનંદી અને મગ્ન બને છે." વળી ૧૫ મા પ્રકરણમાં કહ્યુ છે કે "સગાંઓ સ્નેહીઓ, તથા પ્રેમીઓ જ્યારે એક શખ્સ જે બહુ વખતનો ગયલો હોય છે અને તે દૂર દરાજથી પાછો આવે છે ત્યારે તેને આવકાર આપે છે, તેજ મીસાલ એક શખ્સ કે જેણે નેકી કીધી હોય છે અને તે આ જહાનમાંથી પેલી જહાનમાં જાય છે ત્યારે તેનાં નેક કામો તેને આવકાર આપે છે."

અવસ્તામાંથી જે ઉતારાઓ ઉપર આપ્યા છે તે સાફ સાફ બતાવી આપે છે કે જરથોશ્તી ધર્મ પ્રમાણે બેહેસ્તનાં સુખ કે દોજખનાં દુઃખ હરેક માણસને તેની રેહેણી કરણીનાં ફળ તરીકે પ્રાપ્ત થાય છે.

બેહેશ્તમાં પોહોચવા માટે કોઇની દખલગીરી, મારફત, કે ભલામણ કાર્યગત લાગવાની નથી. જરથોશ્તે કેઠે એમ નથી કહ્યું કે મારા ઉપર શ્રદ્ધા રાખો એટલે બસ હું તમને મરણ બાદ લાગલો સ્વર્ગમાં દાખલ કરાવી દઇશ; કે નથી હોરમજદે કહ્યું કે મારા મોકલેલા દૂત અશો જરથોશ્તનાં નામને ખાતર, અને તેનો પ્રતાપ વધારવા વાસ્તે, દરેક જરથોશ્તીને હું ગરોથમાનમા દાખલ કરીશ. વળી અવસ્તામાં એવો ફતવો નથી કે અવ્વલ પેદા થયલા આદમે એક મના કીધેલું ફળ ખાઈ ખોદાના એક હોકમનો અનાદર કીધો તેથી તેનો સંઘો વંશ વેળો સદાકાળ માટે દોજખની લ્યાનતને સજાવાર બન્યો છે. ના, એથી ઉલટું જરથોશ્તી દીન ફરમાવે છે કે હરેક શખ્સનું સ્વર્ગમાં કે દોજખમાં જવું, યાને સદાને માટે સુખી ભવ યા દુઃખી ભવ પામવો, એ તેના પોતાના ઉપર, તેનાં પોતાનાં નીતિ

રીતિ અને કામો ઉપર, લટકે છે. આપણે ઉપર જોઇ ગયા તેમ ઉશ્તવદ ગાથાના ૪૬ મા હામાં જરથોશ્ત સાહેબે જે કોલ આપ્યો છે તે આ છે કે જે કોઈ રાસ્તીને ખાતર અમલ કરે તેને એઓ ચિન્વત પુલ પસાર કરાવી લઇ જશે; તેમજ હા ૧૯ અને ૨૯ પ્રમાણે દાદાર હોરમજદનો આ કોલ છે કે જે કોઇ ધર્મના પવિત્ર કલામો ગાઇને વખાણે, એટલે કે પોતાની રેહેણી કરણીથી તે સાથે યજમઇદે યાને એકરાગ થાય, તેને એ બેહેશ્ત પાર કરાવશે, અને દોજખમાં જતા છુટવાનું હર એકની નેકી કરણી ઉપર આધાર રાખે છે.

દોજખમાં દુઃખો કેવાં અને બેહેશ્તમાં સુખો કેવાં હશે તેનો ખરો ખ્યાલ તો જયારે આપણે આ ખાકી દેહ છોડીને જઈશું ત્યારેજ પામી શકીશુ, છતાં આટલુ તો આપણે ખાતરી સાથે કહી શકીશું કે એ દુઃખો તેમજ સુખો શારીરિક ન જ હોય. કારણ શું કે મરણ થતા જડ શરીર ખાલી ખોખુ થઇને પડે છે અને આત્માને વધુ વાર તે કામ લાગતું નથી. તેથી એ દુઃખો સુખો માનસિક (mental), કિંવા આત્મીક (spiritual) હોવાં જોઇએ.

માનસિક બેહેશ્ત અને દોજખ જે જ માત્ર ભવિષ્યની ( એટલે મરણ પછીની ) હાલતો તરીકે બુદ્ધિમાન આસામીઓ હવે સમજવાં અને સ્વીકારવાં લાગ્યાં છે, તથા બીજા ફીલસુફી ભર્યા ઉમદા વિચારો જે હવે સામાન્ય જાહેર મત્તા છે, તે જરથોશ્ત સાહેબના ગાથાઓમાં બધા પ્રગટ થયલા છે; અને જયાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી એ

પવિત્ર ગાથાઓમાં જ દુન્યામાં પેહેલ વહેલા ખુલ્લા કરવામાં આવ્યા છે, એવું ખુલ્લા દીલથી કબુલ કરતાં પ્રોફેસર એલ. એચ. મીલ્સ નીચલા સુભાષિત સુખુનો ઓચરે છેઃ–

"To say that the future rewards held out in the Gathas were largely, if not chiefly, spiritual, and in the man himself, would be almost a slur upon the truth. The truth is, that the mental heaven and hell with which we are now familiar as the only states recognised by intelligent people, and thoughts which, in spite of their familiarity, can never lose their importance, are not only used and expressed in the Gathas, but expressed there, so far as we are aware, for the first time. While mankind were delivered up to the childish terrors replete with horrors visited upon them from without, the early Iranian sage announced the eternal truth that the rewards of Heaven, and the punishments of Hell, can only be from within. He gave us, we may fairly say, through the systems which he has influenced, that great doctrine of subjective recompense, which must work an essential change in the mental habits of every one who receives it."

વળી એજ મિસાલના રેવરંડ પ્રોફેસર જેમ્સ હોપ મોલ્ટનના સુંદર સુખુનો જુઓઃ—

"Zarathushtra preached a full doctrine of a

future life upon an ethical basis, at a time when the great hope had yet to dawn on every other nation which was destined to receive its inspiration. The 'House of song' was for him no more reward of punctilious sacrifices and duly performed ritual. Humata, Hukhta, Huvarshta-Good Thoughts, Good Words, Good Deeds—made earth the promise and heaven the fulfilment of the good man's destiny".

ધારવા મેળે શરીરવાળી એક વ્યક્તિ કરતાં વિદેહી આત્મા યા રવાનની લાગણીઓ વધુ તીવ્ર હોવી જોઇએ. એક બેહેસ્તી રવાનને જ્યારે સંતોષની સુખી લાગણી રહેતી હશે, ત્યારે એક પાપી રવાનને ચાલુ અસંતોષ દુઃખી કરતો હશે, જે અસંતોષ આપણે ખ્યાલ કરી શકીએ તે કરતાં વિદેહી હાલતમાં વધારે તીવ્રતા ધરાવતો હશે. ફિકર, બિહિક, ધુજરાપણું, શરમિંદગી, નિરાશા, એવી એવી લાગણીઓ એક પાપી રવાનને ચાલુ પિડતી રહેતી હશે. જે જે બુરાં કામો તેણે કીધેલાં તે તે તેના હેયામાં યાદ આવી આવીને તેને ત્રાહે પોકરાવતાં હશે. એક બેહેસ્તી રવાન ખોદાને તે પ્યારૂં છે એવાં ભાનનું સુખ ભોગવતું હોય, ત્યારે એક દોજખી રવાન શરમિંદગી સાથ એવાં ભાનથી પિડાતું હશે કે ખોદાથી, ખોદાના પ્યારથી, તે દૂર છે, બાતલ છે. આ ભાનથી ઉત્પન્ન થતું માનસિક દુઃખ કંઇ જેવી તેવી વેદનાવાળું ન હોય. આગળ ૪૭ મા હામાંથી ઉતારો આપ્યો છે તે પ્રમાણે દુષ્ટ કામોનાં પરિણામમાં એક પાપી શખ્સ હોરમજદના પ્યારથી

દૂર રહે છે અને અકોમનની સાથે રહેનારો થાય છે. આ ઉપરથી હું એમ સમજું છું કે એક બુરાં માણસનાં રવાનને તેનું પોતાનું દુ:ખી મન ચાલુ સતાવણી કરતું રહેતું હશે. આપણે જાણીએ છીએ કે એક દારૂડિયો જ્યારે ડીલીરીયમ ટ્રીમેન્સની ઘેલચ્છાના તળકકે આવે છે ત્યારે કંઇએક દૈત્યો (દિવો) તેના ઉપર સીતમ પાડતા, અજાબ ગુજારતા, તેના ચેષ્ટા કરતા હોય, એવું તેને ભાન યા ધખારો થાય છે અને તે દુ:ખની કિકિયારીઓ ઉપર કિકિયારીઓ પાડે છે. બનવા જોગ છે કે એક પાપીનું રવાન આવા કલ્પિત ડરામણા દેખાવો જોતું અને તેથી તીવ્ર વેદનાઓથી પિડાતું રહેતું હશે.

હાદોખ્ત નસ્કમાં જણાવ્યું છે કે એક પાપી માણસ મંરણ પામે છે ત્યારે, 'કાંમ ને મોઇ જાંમ' (અરે હું કઇ જગોએ જાઉં?) ગાથાનો હા ભણતું, સંજોગીને મુકેલા પોતાનાં કાલબુદનાં માથાં આગળ ત્રણ દહાડા સુધી બેસે છે, અને એ બધો વખત પોતાના કરતુકની શિક્ષા ખમવાની ધાસ્તીમાં તેને અતિશય બેચેની તથા દુ:ખ થાય છે.

આ ધરતિ ઉપરની તેની હસ્તિ દરમ્યાન એક પાપીએ જેને જેને સતાવ્યાં હોય, જેનાં ખુન કીધાં કે કરાવ્યાં હોય, કે જેને દુરવ્યસનમાં ફસાવ્યાં હોય, તેવાંઓ એના તરફ આળોની આંગળી બતાવતાં, એના ભણી તિરસ્કારથી જોતાં, એનાં બુરાં કરતુકોની એને દુ:ખભરી યાદ આપતાં. એની પૂઠે પડતા, હવે જાણે એનું રવાન જોય છે, અને તેઓ એના આગળા સીતમોના બદલામાં હવે એની અવસ્થા કેવી બનાવશે તેની ધાસ્તીમાં તે ધ્રુજી રહે છે.

લેડી મેકબેથે તેને ત્યાં પહરોણા તરીકે ઉતરેલા રાજા ડન્કનને તે નિર્દોશ ઉંઘમાં પડેલો હતો ત્યારે તેને કટારી મારીને તેનું ખુન કરવા પોતાના ખાવીંદ મેકબેથને ઉશકેર્યો. પોતાની લોભી ધણિયાણીને વશ થઇ મેકબેથ પોતાના મેહેરબાન રાજપતિ, નજદીકના ખેશી, તથા વળી પરોણા તરીકે પુર વિશ્વાસથી તેના મહેલમાં ઉતરેલા ડન્કનનું ખુન કરવા તૈયાર થાય છે. પરંતુ અંતઃકરણ માણસને હિચકારો બનાવે છે. એનું દોષી હૈયું હવામાં એક કટારી જોય છે જેનાં ઉપર લોહીનાં ટીપાંઓ છે. તે કટારીનો હાથો એના તરફ છે. તે ઝાલવા એ તડાપ મારે છે પણ તે હાથમા આવે શાની, તે તો એનાં ગરમ ભેજાં અને ડંખ મારતાં જીગરનો માત્ર એક ખ્યાલી પડછાયો છે. શેકસપીઅર મેક-બેથના મુખમાં નીચલા સુખનો મેલે છેઃ—

Is this a dagger which I see before me,
The handle toward my hand ! Come let me
clutch thee:

I have thee not, and yet I see thee still.
Art thou not, fatal vision, sensible
To feeling, as to sight ? or art thou but
A dagger of the mind, a false creation,
Proceeding from the heat-oppressed brain ?
I see thee yet, in form as palpable
As this, which now I draw.

Thou marshall'st me the way that I was going;
And such an instrument I was to use.

Mine eyes are made the fools o'the other senses,
Or else worth all the rest· I see thee still,
And on thy blade, and dudgeon. gouts of blood,
Which was not so before.–There's no such thing:
It is the bloody business, which informs
Thus to mine eyes.

વળી લેડી મેકબેથની હાલત જુઓ. એ સ્કૉટલંડની રાણી બની છે. જર જવેરાત, નોકર નફર, સત્તા, કશાંની ખામી નથી, સર્વ પ્રકારે એ જાહોજલાલ છે. પણ એનાં હૈયાંનો કાતીલ ડંખ એને છોડતો નથી. રાજા ડન્કનનાં ખુન થયાને મુદ્દત નીકળી ગઇ છે. છતાં એ ઝબકી ઝબકી ઉઠે છે. ઉંઘમાં ચાલે છે. કકલાટ કરે છે. હાથો ધસ્યા કરે છે, કાંય કે લોહીના દાઘો તાજા ને તાજા હજુ એના હાથો ઉપર છે એવો એને ધખારો થયા કરે છે. એનું પાપ ચિત્ર વિચિત્ર દેખાવ એની નજરે પાડે છે. ગમે એવા હાથ મસળે છે, પણ પેલા ખ્યાલી દાઘા ભુસાતા નથી, તેની ગંધ જતી નથી. એ પોકાર મારે છે:—

Out, damned spot! out, I say!

Here's the smell of the blood still· all the perfumes of Arabia will not sweeten this little hand. Oh! oh! oh!

પાપી માણસનું મન તેણે આ જહાનમાં રંજીદા કરે છે, તે કરતાં વધારે તીવ્ર રાતે તેનું રવાન બીજી જહાનમાં પિડાતું હશે, વિલાપ કરતું રહેતું હશે, ચિત્ર વિચિત્ર

ભયાનક દેખાવો એનું પાપી અંતઃકરણ એને બતાવતું રેહેતું હશે, પોતાનાં આગળાં બુરાં કામોની ન ખમાય એવી ગંધ અને પિડતી હશે, હવે એનું દૈયું એને ચાબકાઓ ઉપર ચાબકાઓ લગાવતું હશે. શું દોજખ અને દોજખની શિક્ષા તે આ નહી ?

જીંદગાની અને મૃત્યુ એકમેકથી ઉલટાં નથી, તે બાબત દીનકર્દમાં એક અચ્છી મીસાલ આપી છે. એના ૨૦૭મા ફકરામાં કહ્યું છે કે એક ઝાડને રોપવાનું તથા તેનાં ડાળડાંખળાં છાંટવાનું કામ ( pruning ) એક બીજાંથી ઉલટું નથી, પણ એક બીજાંને બંધબેસ્તું છે. બલકે તે કામો એક બીજાંનો સુધારો કરનારાં છે. કારણ કે પેલાં રોપાએલાં ઝાડને છાંટવાથી તે સારી રીતે ઉગવાને લાયક બને છે, અને એ છાંટવાનું કામ તે ઝાડને સંપૂર્ણ ડાળદાર બનવાનું કારણ બને છે. તેમ મોતને જીંદગીનું કારણ કહેવું આ સબબથી છે કે મોત મારફતે જીંદગીને ( બીજી જહાનમાં સુખને માટે ) લાયક થવાનું બને છે, યાને મોત જીંદગીની સંપૂર્ણતા માટે છે.

દાનાવ દસ્તુર આદરબાદ માહરેસ્પન્દની આ શિખામણ છે કે કરએક જને આબાદી, પુશ્કળ અશોઇ, તથા સવાબનાં કામો માટે મશગુલ રહેવું જોઇએ, કારણ કે " હ્યાં " ને " ત્યા " ની સાથે સંબંધ છે, અને " ત્યાં " ને હજી વધુ દૂરનાં " ત્યાં " ની સાથે સંબંધ છે.

પચીસ સદી ઉપર થઇ ગયલા યુનાની ફીલસુફ એનેકસેગોરાસે કહ્યું છે કે બેહેશ્ત આપણું પોતાનું ઘર છે, અને

મરવું તે આપણાં ઘરે જવાનું છે. એક વખત આપણાં એ ઘરે ( બેહેશ્તમાં ) આપણે પધારયા પછી, વરસ્તમાનસર નસ્કમાં જણાવ્યું છે તેમ, મરણ પાછું આવનાર નથી. એટલે, આપણી બેહેશ્તી જીંદગી અમર હોય છે.

એ અમર જીંદગાની આપણે કેવી રીતે ગુજારીશું ? શું આળસાઇમાં અળોટાઇશું ? શું બેહેશ્તની નહી કલ્પી શકાય એવી સુંદર લીલા આખો વખત જોયા કરી મનરંજન કરતા રહીશું ? સુખી, છતાં શું એકની એક અવસ્થા ભોગવ્યા કરીશું ?

ના, એમ હોય નહી. એકની એક અવસ્થા તો મંદતા ઉત્પન્ન કરે, અને મંદતા મરણનો જોડીઓ ભાઇ કહેવાય. બેહેશ્તમાં આળસ કે મંદતા ન હોય. અંગ્રેજ પ્રધાન મી. ચેમ્બરલને ૧૯૦૪ મા કહ્યું હતું તેમ પ્રવૃદ્ધિ એક એ અસ્તિત્વનો કાયદો છે. ( progress is the law of life ). ફિલસુફ હરબર્ટ સ્પેન્સરે કહ્યું છે કે પ્રવૃદ્ધિ એક જરૂરિયાત છે, માત્ર સંજોગ નથી. પ્રોફેસર ફીસ્કે કહ્યું છે કે માણસમાંના વિદેહ આત્મિક ભાગ ( the spiritual element in man ) ને નિરંતર ચાલુ વધારો ના પાડવો તે પ્રકતિકરણની આખી ક્રિયાનો અર્થ છીનવી લીધા બરાબર છે. સુપ્રસિદ્ધ યુનાની ફિલસુફ પ્લેટોએ સાચું કહ્યું છે કે ભવિષ્યના જીવનનો જો ખરો ખ્યાલ કરીએ તો તે ઉન્નતિ કિંવા કેળવણીની એક સ્થિતિ જણાય છે–ઉન્નતિ બદીથી નેકી તરફ, અજ્ઞાનથી જ્ઞાન ભણી.

કેનન ડૉ. ફ્રેડ્રીક ફરરારના અગાડી ટાંકેલા શબ્દોમાં,

પરમેશ્વરે બેહેશ્તી રવાનોને માટે "કેવી પ્રકાશિત સેવાઓ. કેવી અનંત ચપળતાઓ, કેવી અણહદ વૃદ્ધિ, કેવી અમાપ નિવૃતિ" નિર્માણ કીધી હશે કે જેનો ભાગ્યે આપણે ખ્યાલ કરી શકીએ.

અવસ્તામાં જાહેર કીધેલા બે કાયદા, ઉસ્તા અહમાઇ યહમાઇ ઉસ્તા કહમાઇચીત (સુખ તેને કે જેનાથી સુખ બીજાંઓને, હા ૪૩, ફ. ૧) અને દક્ષત ઉષ્યા તુષ્ના મઇતિશ વહિશ્તા (એક સંતોષી વિચાર સૌથી સરસ ચીજ છે, હા ૪૩. ફ. ૧૫), જે આપણી આ હાદમંદ દુન્યામાં ઉંચ જીવન માટે કાર્યગત છે, તે બે કાયદાઓ બેહેશ્તી આલમમાં પુર જોસથી અમલમાં હશે એમ આપણે સેહેજે સમજી શકીએ છીએ. બેહેશ્ત ભોગવતાં શાંત અને સુખી રવાનોનું એક કામ, એક ઉત્તમ સેવા, આપણે આ કલ્પી શકીએ કે દોજખી સ્થિતિમાં પડેલાં, ગભરાટ, નાઉમેદી, અશાતિ, ને શરમિંદગીમાં ઉતરેલા, કે બુરી વાસનાઓ અને જનુની વૃત્તિઓની અંદર હજી વિંટલાયલાં, રવાનોને ધીરે ધીરે તેઓને તેમની ખરી હાલતનું ભાન આપી, બોધ અને દાખલાથી તેઓને શાંતિ અને સમજ આપી, ધીમે ધીમે તેઓની બુરી વાસનાઓ તોડાવી, તેઓને દોજખી હાલતમાંથી પે દર પે બેહેશ્ત ભણી દોરવવાની હશે. આત્મિક દુન્યા જડ દુન્યા કરતાં એટલી બધી વધારે વિશાળ છે કે ત્યાના જીવો માટે કામનાં કેવાં કેવાં બીજાં ખેતરો હશે તેની આપણે અટકળ કરી શકીએ એમ નથી. શમ્સુલઓલમા ડૉ. જીવણજી જ. મોદીએ સમજાવ્યું છે કે

જરથોશ્તી ધર્મના ભાવાર્થ પ્રમાણે ગુજરેલાંઓ તેઓનાં જીવતાં એશીઓની મદદે અને યારીએ આવવાને તૈયાર હોય છે, તેઓના ઉપર ચાલુ રેહેમ ભરી નજર રાખે છે, તથા તેઓના હકમાં આશીશ અને દુઆ દે છે; પણ એઓની આશીશ અને યારી માટે લાયક થવા સારૂ જીવતાંઓએ એઓને ઘટતી રીતે યાદ કરવાં જોઇએ તથા એઓની યાદદાસ્ત લાયક રીતે પોતાનાં મનમાં તાજી રાખી પોતે સદગુણી નિવડવું જોઇએ. આ દેખાડે છે કે આત્મિક દુન્યામાંના જીવો માટે એક કામ જીવતાંઓની પણ યારી અને રહેબરી કરવાનું છે.*

* માણસના આત્મિક ભાગમા રવાન અને ફરોહર એ બે જુદા સમાયલા છે આ દુન્યામા એક શખ્સ જે કામો કીધા હોય તે માટે તેનુ રવાન જવાબદાર છે ફરોહરનુ કામ તે રવાનને હમેશા સારે માર્ગે સુચવવાનુ હતું સારા નરસા કામોનો બદલો પામવો યા શિક્ષા ખમવી પડે છે તે તે રવાનને છે મરણ બાદ તેનુ ફરોહર જેવુ નિષ્કલંક ખોદાએ પેદા કીધું હતું તેવુંજ નિષ્કલંક, સુદ્ધ અને સંપૂર્ણ સઘળા અશો ફરોહરોની માફક રહે છે. ગુજરેલાઓ અને જીવતાઓ વચ્ચે જે મોહોબત ભર્યો સંબંધ રહે છે તે એ ફરોહરો મારફતે છે મરણ પછીના પેહેલા ત્રણ દિવસમાં ત્રીજી બામદાદે રવાન પુલગુજાર થાય ત્યા સુધી કરવામા આવતી ક્રિયા તે રવાનનાં ભલા માટે કરવામા આવે છે. ચોથે દીનથી મરનારના અશો ફરોહરની ક્રિયા કરવામાં આવે છે જે મરનારની બેહેસ્ત યા દોજખ સંબંધી હાલતના ફેરફારમા ભાગ લેતી નથી. (જુઓ ડૉ. મોદીનું "અનાહીત અને ફરોહર").

મરહુમ એરવદ શેહરીયારજી ભરૂચાએ રાહનુમાય સભાના ૭

પ્રવૃદ્ધિ યાને સુધારો વધારો જો કુદરતનો કાયદો હોય તો તે કાયદો જેમ બેહેશ્તમાં તેમ દોજખમાં પણ કાર્ય કરતો હોવો જોઇએ. જો બેહેશ્તી રવાનોની વૃદ્ધિ થતી રહે છે, તો દોજખી રવાનોની પણ કાંય ન થતી રહે? આ પૃથ્વી ઉપરની પચીસ, પચાસ કે પોણોસો વર્ષની હસ્તિ દરમ્યાન એક મનુષ્યે ગુનાહો કીધા હોય તો શું તેની સજા પરમેશ્વર તેને લાખો લાખ વર્ષો તલક કર્યા કરશે? શું તેને માટે બોખ્તગી છેજ નહી? ના, એમ હોય નહી. ખચીત, ખચીતજ નહી હોય. પરમેશ્વર પ્રેમનો સાગર છે, પ્રેમ પાતે છે. એ ખારીલો કે અન્યાયી નજ હોય. એનો કાયદો છે કે કરે તેવું ભરે. વાસ્તે એક આસામીએ જે ભૂલો, તકસીરો, યા પાપો, જાણ યા અજાણ, કીધાં હોય તેના ફળ તો તેને, કારણ અને પરિણામના કાયદા અનુસાર, મળ્યા વગર નજ રહે. પણ ભૂલ કહો કે પાપ કહો તે એક જાતનું અજ્ઞાન છે, યા અજ્ઞાનના કારણે છે; દુશમત, દુજુખ્ત, દુજવરશ્ત નોઇત બઓધો વરશત. માટે જેમ જેમ અજ્ઞાન નાશ પામતું જઇ જ્ઞાન આવતું જાય, તેમ તેમ તે અજ્ઞાનનાં સબબે થયલી ભૂલો કે તકસીરોનાં ફળ પણ નાબુદ થતાં

---

આ અંકમા પા. ૧૯ મે કહ્યું છે કે ઇન્સાનની અંદર જે હું, મને, મારૂં, એમ પ્રથમ પુરૂષમા વિચારે છે, બોલે છે, ચાહે છે, અને કરે છે તે રવાન છે; ફરોહર ઇન્સાનમા એક બલો મીનોઇ ભાગ છે કે જે તેના રવાનનો સોબતી અને પાસ્બાન છે, અને જેની પ્રેરણા મુજબ કુદરતના કાયદે અને નેક રાહે ચાલવાથી રવાન અશો થઇ શકે છે.

ફરોહરની બાબતનો થોડો વધુ ખોલાસો માહારા "જરથોસ્તી ધર્મમા આવેલો સ્પેન્તોમઇન્યુ અને અગ્રેમઇન્યુનો અપૂર્વ ઉપદેશવાળા વિષયમા આપેલો છે તે જુઓ.

જવાં જોઇએ. મતલબ કે જે દુ:ખભરી સીઆહ સ્થિતિ જેને આપણે દોજખ, નર્ક, કે hell નાં નામથી કહીએ છીએ તે સ્થિતિમાં પડેલાં એક રવાનને પણ જેમ જેમ ખરૂં શું અને ખોટું શું તેનું ભાન આવતું જાય અને સચાઈ તરફ તેનું મન વધુને વધુ વળણ લેતું બને, તેમ તેમ તે આપોઆપ પોતાની મેળે અંધકાર યાને દુ:ખ, નાસીપાસી, અને શરમિંદગીની હાલતમાંથી ફારગ બનતું જઇ, રોશની, યાને સુખ, સંતોષ, શાંતિ, ને ખુશાલીની હાલત, યાને બેહેશ્ત, તરફ વધવું જોઈએ, એવું માહારૂં માનવું અને સમજવું છે. જ્યાં સુધી હું જોઉં છું ત્યાં સુધી આ માન્યતા અને સમજને અવસ્તાનો ટેકો છે. કારણકે અવસ્તામાં કહ્યું છે કે સારા વિચારો, સારા બોલો અને સારાં કામો બુદ્ધિથી થાય છે, અને તમામ સારા વિચારો, સારા બોલો અને સારા કામો બેહેશ્ત તરફ લઇ જાય છે. વળી એમ પણ કહ્યું છે કે એક આદમીને તેનાં કરતુક તથા વચન પ્રમાણે દાદાર હોરમજદ પોતાની અદલ રીતિ મુજબ સેવટના અંત સુધી બદલો આપશે, બુરાંને બુરૂં તથા ભલાંને રૂડા આશીર્વાદ. વાસ્તે, એક પાપી શખ્સનું રવાન પણ જેમ જેમ પાપી વાસનાઓ છોડી સવાબી વાસનાઓ પકડતું જાય તે પ્રમાણમાં તે ઈનસાફી હોરમજદના અદલ અને અચળ કાયદા મુજબ આશીર્વાદ પામતું થવું જોઇએ.

જેમ સ્થુળ દુન્યામા તેમ સૂક્ષ્મ દુન્યામાં; જેમ આ જહાનમાં તેમ પેલી જહાનમાં. આ ધરતિ ઉપરનાં જીવનમાં જેમ અનુભવો મેળવતાં તથા સમજ શક્તિનો વધારો થતાં

વાસનાઓની ગુલામીમાંથી ખલાસી મેળવાય છે, તેમ મરણ પછીનાં જીવનમાં પણ થતું હોવું જોઇએ.

વૉશીંગટનના એક લેખક મી. વેબ શેપર્ડ એવરેટે કહ્યું છે કે કુદરતનાં માયાવંત પ્રવૃદ્ધિ વાળાં અવસ્થાન્તરમાં, દોજખ બેહેસ્તમાં જવા પહેલાંની સ્થિતિ છે, અને જ્યારે દોજખમાં શુદ્ધતાનો ખયાલ પુરતી રીતે ચંચલ થાય છે ત્યારે, તેમ થયેથી, દોજખ બહેસ્તમાં ફેરવાઇ જાય છે.

જરથોસ્તી ધર્મ આશાવાદી છે, અને આપણને માનવાને તથા આશા રાખવાને પુરતો સબબ છે કે ગમે તેવાં પાપી માણસનાં રવાનને વતીક મોડે યા વેહેલે દોજખની દુખયારી અવસ્થામાંથી છુટી બેહેસ્તની સુખી અવસ્થાએ પહોચવાની તક તથા સરજત હોવી જોઇએ. માહારી આ માન્યતાને દીનકર્દથી ટેકો મળે છે એમ હું સમજું છું. તેમાં કહ્યું છે કે મરણાધીન મનુષ્યો માટેના છુટકારાનાં સ્થાને તેઓનું રવાન ત્યારે જઇ પુગે છે કે જ્યારે સવાબ મારફતે સ્વચ્છ થઇ તથા દોજખથી ઉદ્ધાર પામી તે હમેસ્તગાનમાં પોહોચે છે; એથી ચડતે તબકકે રવાન પોહોચે છે જ્યારે તે મીનોઇ યજદોની મદદથી હમેસ્તગાનમાંથી બેહેશ્તમાં જઈ પુગે છે, ત્રીજું અને સર્વેથી ઉચું સ્થાન અમેશાસ્પંદોની મદદથી ગરોથ્માનમાં દાખલ થવાથી રવાનને મળે છે.

છેલ્લાં, રેવરંડ ડૉ. જે. એચ. મોલ્ટને બેહેસ્તની બાબતમાં જરથોસ્ત સાહેબના ઉંચ આદર્શની સ્તુતિમાં જે સખુનો "Early religious poetry of Persia" નાં પાંચમાં પ્રકરણમાં લખ્યા છે તે ટાંકી આ વિષય સમાપ્ત કરીશું.

એઓ લખે છે કે "ઈશાન દેશના આ ગુરૂજનની આગમચ બીજાઓએ એક ફીરદુસ યાને આનંદભૂવન, એક બીલકુલ માયીક આનંદભૂવન, ની કલ્પના કીધી હતી. સઘળાથી આદ્ય ચિંતક જેણે બેહેશ્ત નીતિમય (ethical) ચિતાર્યું તે જરથોશ્ત હતો. આ પરમસુખનાં સ્થાનમાં એ હુરીઓ કે શરાબની જામ જોતો નથી. એણે 'એક નવીન સ્વર્ગ અને એક નવીન પૃથ્વી જેમાં અશોઇએ વાસો કીધો છે તેનો વિચાર બાંધ્યો.' ખ્રીસ્ટી ધર્મપોથીમાંના સૌથી છેલ્લા લખાયલા શબ્દો અમોએ એના (જરથોશ્ત સાહેબના) આદર્શના મુખ્તેસર સાર તરીકે ટાંકયા છે; અને તેમ કરીને અમોએ પુરાતન ભૂતકાળમાં થઇ ગએલા એ નરની નીતિમય શ્રેષ્ટતાની ફકત વાજબી કદર કીધી છે, કે જે ખુદામાં માન્યતા ધરાવતો હતો તથા તે કારણે ખુદાની ફતેહમાં માનતો હતો અને જેણે મનુષ્યોને શિખાડયું કે આ મહા આકાંક્ષા (યા આસ્થા) થી તેઓએ પોતાનું રોજીંદુ જીવન દોરવવું જોઇએ."



### વિષય સાતમો.

## શું પરકોમમાં જરથોશ્તી દીન ફેલાવવાનું કામ અવસ્તામાં નારવા ગણ્યું છે? ખચીત નહી.





જરથોશ્તી માજદયસ્નની દીન માત્ર એકાદ જમાનાને માટે નહી પણ સર્વ કાળ માટે છે, એમ આપણે સચાઇથી કહી શકીશું. એ દીનના કલ્મા પ્રમાણે હાલની હયાત દીનો તથા હવે પછીની જે દીનો થશે તે સર્વેમાં એ સહુથી મોહોટી, સરસ અને શ્રેષ્ટ છે (યા હાઇતિ નામચા, બુષ્યેન્તિ નામચા, મજીશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા યા આહૂરિશ જરથુશ્ત્રિશ).

અશો પેગમ્બર જરથોશ્તનાં અગાધ જ્ઞાન, ઉંડી અંતરદ્રષ્ટિ, તથા કુદરતના ભેદોની એઓની જબરી માહીતીની યુરોપ અને અમેરીકા ખંડોનાં બાહોશ ભેજાંઓ પિછાન અને પ્રશંસા કરી રહ્યાં છે. વળી એ પશ્ચિમના મુલકોમાં ઘણાંઓએ પોતાને માજદયસ્નાન કેહેવાડી મજદયસ્નની દીનનાં મૂળ કાનુનો અંગીકાર કીધા છે, અને તે આપમેળે અને નહી કે પારસીઓ તરફના કોઇ મીશનરીઓની સમજાવતથી. પશ્ચિમના એ માજદયસ્નાનોના વડાએ પોતાનાં નામમાં જરથોસ્તનું નામ શામેલ કીધું છે, તથા એઓના પંથનું જે ચોપાન્યું નીકળે છે તેનું નામ ધી માજદયસ્નાન છે. એ વડા, ડૉ. ઓટોમન જરાદુસ્ત હનીશ, જેઓને ૧૯૧૧ ના

સાલમાં મેં લન્ડનમાં જોયા હતા અને જેઓનો ઉપદેશ મેં સાંભળ્યો હતો, તેવણુ હાલમાં એહેંસી વર્ષની ઉમરે પુગ્યા છે. બ્રીટીશ શહેનશાહત માટે એ પંથના પ્રતિનિધિ તરીકે કર્નલ ગોલ્ટ નામના ગ્રહસ્થ નેમાયલા છે. અમેરીકામાં એ પંથમાં હજારો આસામીઓ જોડાયાં છે અને યુરોપમાં નજદીક એક લાખ આસામીઓ એ પંથમાં દાખલ થઇ ચુકયાં છે. લન્ડનની જાણીતી રીજન્ટ સ્ટ્રીટમાં એઓએ પોતાના ધર્મનું મકાન ઉઘાડયુ છે. એ મંદીરમાં બંદગી કરતી વેળા એઓ એવી મતલબનો એકરાર કરે છે કે "હું દવા દારૂનો તેમજ વૈદક વહાડકાપનો લાભ લઇશ નહી, પણ તેને બદલે બંદગીના પવિત્ર મંત્રનો લાભ લઇને આ ધરતી ઉપર ઉતરેલાં ઇશ્વરી રૂપની સંપૂર્ણ જીંદગીનો પુરાવો આપીશ." (જુઓ જામે જમશેદ, તા. ૨૪–૪–૨૫)

હાલની સ્થિતિ તથા સંજોગો જોતાં જે મુલકમાં આપણે હવડાં વસીએ છીએ ત્યાં જરથોશ્તી માજદયસ્ની દીનનો ફેલાવો કરવાનો સાહસ ઉપાડી લેવાનું અશકય કિંવા ગેરડહાપણભર્યું છે. પણ જો થોડાક વાકચાતુર પારસી જીજ્ઞાસુઓ જેઓએ જરથોશ્તી દીનનો પાકો અભ્યાસ કીધો હોય તેમ વળી બીજા ધર્મોની અચ્છી માહીતી મેળવેલી હોય, તેઓ જો શરૂઆત તરીકે પશ્ચિમનાં શહેરોમાં જ્યાં ઉપલા માજદયસ્નાનો છે ત્યાં આપણા ધર્મનો ઉપદેશ કરતા રહે તો તેનાં રૂડાં ફળ નીપજ્યા વીના ન રહે. જમીન રસાળ છે, ખેડવાની તથા બીજ વાવવાની ખોટી છે. ખરૂં જોઈએ તો વાવેતર પણ થઇ ચુકયું છે. સંભાળથી ઉછેરી પાક ઉતા-

રવાની ખોટી છે.*

યજશ્નેના હા ૮ના ફકરા ૭માં જરથોશ્ત સાહેબ કહે છે કે હું જે જરથોશ્ત છું તે ઘેરોના, મોહલ્લાઓના, કસ્બાઓના, તથા મુલ્કોના આગેવાનોને આએ દીન જે હોરમજદી જરથોશ્તી છે તેના વિચારો પ્રમાણે, તેનાં વચન પ્રમાણે, તથા તેના (યાને તે દીનમાં તારીફ કીધેલાં) કામો પ્રમાણે ચલાવીશ. આના ઉપર શરેહ કરતાં મરહુમ મી. ખ. રૂ. કામા કહે છે કે અહિંયાં જરથોશ્તે તમામ મુલ્કોમાં પોતાનો ધર્મ ફેલાવવાનો એરાદો કીધેલો જણાય છે અને તે આએ દુન્યામાં માત્ર ઇરાનીઓનેજ વાસ્તે નહી પણ દુન્યાનાં બીજાં સર્વે જાતનાં લોકોને વાસ્તે લાવ્યો હતો. શેઠ કામાનાં આ અનુમાનને દીનકર્દથી પુરો ટેકો મળે છે, જેમાં એવું જણાવેલું છે કે પાક પરવરદેગારે ભલી પેદાયશોને ખુશી આપવા માટે સ્વચ્છ નુરની અંદર અશો જરથોશ્તને અમેશાસ્પંદો બરોબરની નેક ચાલચલણવાળો સાથી, વિચારવંત, અને પુરતું ધ્યાન આપનાર તરીકે દુન્યાની શરૂથી પેદા કરેલો હતો, અને એનાં જોહર (essence) ને દીન કબુલ કરાવવાનાં કામ (proselytism) માટે તથા દુન્યામાં તે દીન ફેલાવવાને વાસ્તે (for the work of propagating the reli-

* માહારાં આ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી તેના એક પુરાવામાં હું જણાવીશ કે ત્રીશેક વર્ષ પર ડૉ. જીવનજી જ. મોદી ઉપર બે અમેરીકનો તરફથી પત્રો આવ્યાં હતાં કે તેઓને જરથોસ્તી દીનમાં લેવા. ડૉ મોદીએ તેઓને જણાવ્યું હતું કે આ એક મોહોટો કોમી સવાલ છે, જેનો કોમના વડીલોથી ચુકાદો થવો જોઇએ. (જુઓ જામે જમશેદ, તા. ૨૬-૯-૨૫, પાનું ૧૯)

gion throughout the world) મીનોઈ દુન્યામાં બનાવ્યું હતું, અને તેને મીટીની કાયામાં આ દુન્યામાં ઘટતે વખતે મનુષ્ય તરીકે મોકલી આપ્યો હતો.*

અસલ દીનકર્દનું ચોથું દફતર આદરબાદ મારસ્પંદની ઓલાદના ભલી દીનના પેશવા* આતર ફરોબગ એબ્ને ફરોખજાદે આઇનીને આમોક વજીન નામની કેતાબમાંથી ચુંટી કાઢેલા કલામો ઉપરથી રચ્યું છે, તેમાં જણાવ્યું છે કે જે દીનદાર પાદશાહો દીન ઉપર એતેકાદ રાખનારા હોય તેઓને લોકોએ દીનના ભલા પાદશાહો તરીકે હિમતવાન ગણવા, અને તે દીનના તરીકાવાળા પાદશાહોએ મજદયસ્નની દીનની સર્વેથી સરસ કાયદાવાળી દાનાઇનો દુન્યામાં ફેલાવો કરવાની કોશેશ કરવી. આ બતાવી આપે છે કે જહાન અંદર

* ફરજાંને બેહેરામ એબ્ને ફરહાદ ઇજદાનીએ બનાવેલી શારેસ્તાન કેતાબમા લખેલુ છે કે કાબેલ બેહેદીન લોકો કેહે છે કે હક્તાલાએ હજરત જરથોસ્ત પેગમ્બરના રવાનને એક ઝાડ સાથે લટકતું પેદા કીધેલું હતું કે તે ઝાડ પરવરદેગારની પેદાયશમાં સર્વેથી પહેલું બેહેસ્તમાં ઉગેલું હતું. કેહે છે જે એ વાત ભેદમા લખેલી છે, અને એ ભેદનો ખોલાસો એ છે જે ઝાડથી મુરાદ (અલંકાર) પહેલી અકલ યાને બહમન અમશાસ્પંદ છે અને તે પહેલી અકલ યાને બહમન અમશાસ્પંદને ગોયા એક ઝાડ મુકરર કીધું અને આએ તમામ પેદાયશ તે ઝાડ યાને બહમન અમશાસ્પંદનાં ફળ તથા મેવો છે અને કહ્યું છે જે હજરત જરથોસ્ત પેગમ્બરનું રવાન પેહેલી અકલ યાને બહમન અમશાસ્પંદનો પરછવ છે. શા વાસ્તે જે હજરત જરથોસ્તની અકલ બી અકલ ભરેલાં ઝાડ યાને બહમન અમશાસ્પંદની અકલમાંથી પેદા થયલી છે.

જરથોશ્તી દીનનો ફેલાવો કરવો એ જરથોશ્તી પાદશાહોની એક ખરી ફરજ ગણાતી હતી. આ અનુમાન નીચેનો હકીકતો ખરૂં ઠેરવે છે.

જ્યારે કયાની પાદશાહ ગુશતાસ્પ તુરાંનના પાદશાહ અરજાસ્પ સાથની લડાઇથી પરવાર્યો ત્યારે તેણે બીજા રાજ કર્તાઓ ઉપર મજદયસ્ની દીન કબુલ કરવાના પેગામો મોકલ્યા હતા, તથા એ દીનનાં લખાણોનો ફેલાવો કરવા વાસ્તે સ્પીતિ અને અરેજરાસ્પ† તથા બીજા મોબેદો જેઓએ જરથોશ્ત સાહેબના ચેલા ફ્રેશોસ્તરના હાથ હેઠળ દીનને લગતાં જ્ઞાનનો અભ્યાસ ખોનેરસ બામીમાં કીધો હતો તેઓને મોકલી આપ્યા હતા.

ખોનેરસ બામી શેહેર શાહ ગુશ્તાસ્પના વખતથી જરથોશ્તી દીનની કેળવણી આપનારા મુખ્ય દસ્તુરોનું મથક હતું. ફ્રેશોસ્ત્ર, મઇદીઓમાહ અને ઇસદવાસ્તરનું રહેઠાણ ત્યાં હતું. આદરબાદ મારસ્પંદનો વસવાટ પણ અહીં હતો, અને નોશેરવાન આદેલના રાજઅમલ દરમ્યાન પણ જરથોશ્તી કેળવણી આપવાનું મથક અહીં હતું.

શાહોના શાહ શાહપુર એબ્ને હોરમજદે બીજા દેશોના રાજાઓ સાથે લડાઇ કરી તેઓને દાદાર હોરમજદના પરેસ્તાર

---

* ભલી દીનનો પેશવા એ અશો પેગમ્બર જરથોસ્તની ઓલાદના જરથોસ્તી ટોલાના દસ્તુરાન દસ્તુરને કહે છે, જેને અવસ્તામાં જરથુસ્ત્રોતેમોના એલકાબથી જણાવેલા છે.

† ઉસ્પાસ્નુના બેટાઓ સ્પીતિ અને અરેજરાસ્પનાં અશો ફરોહરોને ફરવરદીન યશ્તના ૧૨૧ મા ફકરામા માન સાથે યાદ કીધેલા છે.

કીધા હતા; અને દસ્તુરાન દસ્તુર આદરબાદ મારેસ્પંદે સઘળા અજરથોશતી જુદદીનોને અવસ્તાની જુદી જુદી નસ્કોની સમજણ આપી હતી, જે ઉપરથી તેમાના કેટલાકોએ દીન કબુલ કીધી તથા એકરાર કીધો કે અમોએ આ દીનને લગતું જ્ઞાન જાતે મેળવ્યું છે અને અમો દરેક જન અમારી બુરી દીન છોડી દઇ આ ભલી દીન વાસ્તે ઘણી કોશેશો કરતા રહીશું.

શહેનશાહ નોશેરવાન આદેલે મોબેદોને ફરમાવ્યું હતું કે તમોએ નવી નવી ઉલટથી લોકોને અવસ્તા અને તેની સમજણ સારૂ શીખવંતાં કરવાં અને તેનાં જ્ઞાનની હાંસલથી દુન્યાનાં લાયક લોકોને ચડતી કીસમનાં બનાવવાં, તથા આ દુન્યાનાં જે લોકો પોતાના પેદા કરનારને તથા તેની એજમતી મીનોઇ પેદાયશની હકીકતને નહી સમજતાં હોય તેમાંના સમજી શકનારાં લોકોને તેઓએ તેને લગતી સઘળી સમજ આપવી.

વળી આતર ફરોબગ ફરોખજાદના જણાવવા મુજબ દરેક ઠેકાણેના બુદ્ધિશાળી ઉલટમંદ બેગાના શખ્સો હોરમજદને માનવાની ખોદાઈ દીનને સારૂં ઇરાન દેશમાં આવતા હતા અને તેઓને મજદયસ્ની દીનને લગતા ખોલાસાઓ આપવામાં આવતા હતા, તથા જેઓ દીનનો ફાયદો મેળવવાનાં કામને સારૂં ઇરાનમાં આવી નહી શકતા હતા તેઓને દસ્તુરો ત્યાં જઇને ઉલટથી સમજ આપતા રહેતા હતા.

યસ્ન હપ્તંગ હાઈતી (હા ૪૨, ફ. ૬)માં છે કે "અથઉરૂનામચા પઇતિ અજાંથેમ યજમઇદે ચોઇ ચેયંહૂરાત

અષો ઇષો દખ્યુનાંમ,"* એટલે કે અથોરનાનોનાં પાછાં આવી પોહોંચવાને અમે વખાણીએ છીએ, જેઓ દેશોમાં સચાઇ (ધર્મ) ફેલાવવાની ઇચ્છા રાખતા દૂર સુધી જાય છે. મી. મીલ્સ આ વાકયનો અર્થ આ પ્રમાણે આપે છેઃ—"We sacrifice to the approaches of the Fire-priests, as they approach us from afar, and seek to gain the provinces and spread the ritual lore."+ એરવદ ફીરોઝશા મસાની આ પ્રમાણે અર્થ આપે છેઃ—"W

---

* રાહે જરથુસ્ત્રના અધિપતિ શેઠ ફરેદુન કે. દાદાચાનજી આ વાકયનો અર્થ કરે છે કે "જે અથોર્નાનો દેશોને વધારવા કાજે દૂર સુધી જાય છે, તેમના પાછા ફરવાની ક્રિયાને અમે માન સાથે યાદ કરીએ છીએ," અને એઓ શરેહ કરે છે કે બહારના પંખેરૂએ ઉડે છે, તે કેવી સુંદર અને સ્વતંત્ર ક્રિયા છે કે તે નિહાળવામાં પણ મોજ અને સુખ છેઃ વળી તેના કરતાં વધુ મોજ ઉરવન, બઓધંગ અને ફ્રવષી જે શરીરમાના પક્ષી સમાન લેખાય છે તેઓ જ્યારે 'ખલે બદન' કરી શરીર છોડીને બહાર નીકળી જાય છે ત્યારે ખરૂં જ્ઞાન સંપાદન કરે છે; આથ્રવનનું દૂર દેશમા વૃદ્ધિ કરવા જઇને પાછું આવવું, તે આ ઉડી ગયલાં 'ઉરવન, બઓધંગ, અને ફ્રવષી'ને શરીરમાં પાછા આવીને દાખલ થવાની ક્રિયાને પણ સહેલાઇથી લાગુ પાડી શકાય.

\+ મી. મોલ્ટન કહે છે કે "આગલા કાળોમાં મુસાફરી કરતા મોબેદો હતા જેઓ જગે જગ જઇને વાઅઝો કરતા હતા. એઓ વિષે હપ્તંગ હાદ્બતી ગાથાઓમાં જણાવેલું છે; અને આ ચોખ્ખું છે કે ઝોરાસ્ટ્રીએનીઝમના પેહેલા અને સૌથી શૂરા ( virile ) અરસાના એ દીનના ફેલાવા ( propagandism ) કાજે એ સફરી મોબેદોની ઉત્પત્તિ થઇ હતી."

attune ourselves with the great knowledge of the priests who come from afar desiring the holiness of countries."

આના ઉપરથી દસ્તુર ડૉ. ધાલા, એરવદ ખુ. એ. આવરી, વિગેરે, ધર્માભ્યાસીઓ એવો સાર કાહાડે છે કે આગલા વખતમા અથોરનાનો માજદઅસ્ની જરથોશ્તી ધર્મનો ફેલાવો કરવા દૂર દેશોમાં જતા હતા, અને એ ઉત્તમ કામમાં ફતેહ મેળવી તેઓ વેળાસર સુખરૂ પોતાના સ્વદેશે પાછા ફરે એવી દુઆ દીનદારો ચાહતા હતા. એરવદ ફીરોઝ મસાની આ સારથી બીલકુલ વેગળા પડે છે, અને કહે છે કે સદરહુ ફકરાની મતલબ એવી નથી કે જરથોશ્તી મીશનરીઓ બીજા મુલ્કોમાં પરાઇ દીનવાળાઓને વટલાવવાની મકસદથી જરથોશ્તી ધર્મ સમજાવવા સારૂ સફરે જતા હતા, પરંતુ દૂરના ભાગોમાં વસતા હમદીનોને દીનનાં ફરમાનોની વાએજ કરવાની પોતાની ફરજ બજાવવા અથોરનાનો જતા હતા જેથી કરી તે હમદીનોનો એતેકાદ સાથે જ્ઞાનનો ઉમેરો થતાં તેઓ અશોઇની તરીકતો સમજીને પાળતા રહે. મગર દસ્તુરાન દસ્તુર આતર ફરોબગ ફરોખજાદે જે બીના જણાવી છે અને જે હું ઉપર આપી ગયો છું તે એરવદ મસાનીએ આપેલા સારને નહી પણ દસ્તુર ધાલા વિગેરેએ આપેલા સારને ખરો ઠેરવે છે.

દસાતીર તથા દબેસ્તાનમાં જણાવેલું છે કે ગ્રીસ (યુનાન)ના દાનાવ હકીમોએ તીઆનુર યા તુત્યાનુશ યા નીઆનુશ નામના પોતાના મંડળના એક વિદ્વાનને જરથોશ્ત

ખરો ખોદાનો પેગમ્બર છે કે કેમ તેની અજમાયશ કરવા બલ્ખ શેહેરે મોકલાવી આપ્યો હતો, જેણે જરથોશ્ત સાહેબ સાથે ઘણાએક પ્રશ્નોત્તર કરતાં એ રાસ્ત પેગમ્બર વિષે પોતાની ખાતરજમા થતાં જરથોશ્તી દીન કબુલ કીધી અને હોરમજદના એ પ્યારા પેગમ્બરના હાથ તળે ઘણોએક અભ્યાસ કીધો, જયાર બાદ શાહ ગુશ્તાસ્પે તેને યુનાન દેશના હેરબદો અને મોબેદોના વડાની પદવી બખ્શી, અને એ યુનાની વિદવાન જ્યારે પોતાના દેશે પાછો ફર્યો ત્યારે ત્યાંનાં લોકોને જરથોશ્તી દીન ભણી લઇ આવ્યો.

ઇસવી સનની ૧૧ મી સદીમાં થઇ ગયલા હમઝા અલ ઇસ્ફાનીએ લખેલી તવારીખમાં એવું જણાવેલું છે કે શાહ ગુશ્તાસ્પે જરથોશ્તની દીન પોતે અખત્યાર કીધી હતી અને કેટલાએક જનોને મોકલી આપ્યા હતા કે જેઓ યુનાનીઓને એ દીનથી વાકેફ કરે અને તે અખત્યાર કરવા સમજાવે ( જુઓ પ્રોફેસર જૅકસનનું પુસ્તક " ઝોરોઍસ્ટર ધી પ્રૉફેટ ઑફ ઇરાન, " પાનું ૧૯૯).

મોબેદ જરતોશ્ત બેહેરામે જરતોશ્તનામું બનાવ્યું છે અને જે દબેસ્તાનની ૧૪ મી નજરમાં આપેલું છે તેમાં જણાવેલી હકીકતથી જણાય છે કે હિંદુસ્થાનના બે દાનાત્ર હિંદુઓએ જરથોસ્ત સાહેબથી જરથોશ્તી દીનની અવસ્તાની ખુબી પીછાની એ ભલી દીન કબુલ કીધી હતી. આ બાબતમાં એ કેતાબનાં અસલ ગુજરાતી ભાષાંતરમાંથી ભાષાંતર કર્ત્તાની અસલ એબારતમાં હું અત્રે ઉતારાઓ ટાંકું છું:—

"જરાતોશત બેહેરામ જરાતોશત નામાંનો જોડનારો

લખે છે જે જેહેવારે શ્રી જરતોશતની ભલી દીન ઈરાંનમાં જાહેર પડી તેહેવારે હીનદોશતાંનમાં એક હકીમ ચીંગરઘાચ નામનો ઘણો એક કાબેલ અને દાનાવ હતો અને જામાશપ હકીમ ઘણુંએક વરશ સુધી તેહનો શાગેરદ થાએઓ હતો અને તેહેની શાગેરદીનાં શબબથી હકીમ જાંમાશપ ઘણીએક મોટાઇ રાખતો હતો તે ચીંગરઘાચે જેહેવારે પાદશાહ ગુશતાશપને શ્રી જરતોશતની દીનમાં ગએલો શાંભલેઓ તેહેવારે પાદશાહ ગુશતાશપ ઉપર એક નાંમું લખીઉં અને તે મધે શ્રી જરતોશતની દીન કબુલ કરવાને વાશતે મને કીધો, તેહેવારે પાદશાહ ગુશતાશપે નાંમું વાંચીને ચીંગરઘાચને પોતાની પાસે તેડાવેઓ. તેહેવારે હકીમ ચીંગરઘાચ શ્રી જરતોશતની સાથે જવાબ સવાલ કરવાને વાસતે હીનદોશતાંનથી નીકળીને ઇરાન ગીઓ, તેહેવારે શ્રી જરતોશતે ચીંગરઘાચને કહીઉં જે આએ જે કાંઇ અવશતા હું ખોદાએતાલા પાસેથી શીખી આવેલો છેઉં તેહેમાંથી તું એક કેતાબ શાંભલ અને તેહેની હકીકતને તું શમજ. તેહેવારે ચીંગરઘાચે શાભલવું કબુલ કીધું. પછે શ્રી જરતોશતે પોતીકા શાગેરદ પાસે એક કેતાબ જંદ અવશતાની વંચાવી. અને તે કેતાબમાં ખોદાએતાલાએ શ્રી જરતોશતને એમ કહીઉં હતું જે જેહવારે તાહરી ભલી દીન જાહેર થાશે તેહેવારે એક શખસ ચીંગરઘાચ નાંમનો હીનદોશતાંનનાં મોલોકથી આવશે અને તાહારેથી ઘણા એક શવાલ કરશે અને તે શવાલ આએ રીતનાં કરશે અને તે શવાલનો જવાબ આએ પરમાંણે છે. એ પરમાંણે જે કાંઇ ચીંગરઘાચનાં શવાલ તથા જવાબ હતા તે શરવે તે કેતાબ મધે લખેલા હતા.

તે વારે ચીંગરઘાચ પોતીકા જવાબ તથા શવાલ વગર બોલવે અને વગર કેવે શાંભલીને ઘણો એક અજબ અને બેહોશ થાઇને કુરશી ઉપરથી નીચે ટુટી પડેઓ. પછે જેહે વારે પાછો હોશમા આએઓ તેહેવારે તુરત શ્રી જરતોશતની ભલી દીન કબુલ કીધી. * * *

"દશાતીર કેતાબ મધ્યે શાશાંને પંજુમે કેહેલું છે જે જેહેવારે ચીંગરઘાચને શ્રી જરતોશતની દીન કબુલ કીધાની ખબર આલમમાં જાહેર થાઇ તેહેવારે બએઆશ નાંમનો એક બરાંમણ ઘણો એક કાબેલ અને દાનાવ હતો તે શ્રી જરતોશને મલવાને વાશતે હીનદોશતાંન શેહેરથી ઇરાંન ગીઓ તેહેવારે પાદશાહ ગુશતાશપે તમાંમ શેહેરનાં દાનાવોને એકઠા કરીને મજલેશ કીધી અને બએઆશને આબરૂથી તેડીને મજલેશમાં બેશાડેઓ. તેહેવારે બએઆશે ખોદાનાં પેગમબરને કહીઉં જે એ જરતોશત તાહરા જવાબ શવાલથી અને ચીંગરઘાચનાં દેલનાં ભેદ કહેઆથી લોકોએ તુંને ઘણો એક શાચો અને કાબેલ જાંણેઓ અને મેં હીનદોસ્તાનમાં તાહારા મોજીજા ઘણાંએક શાભલેઆ છે અને હું એલમ તથા અમલમાં હીનદોશતાંનનાં લોકમાં એકો અને બેમીશાલ છેઉં. તે વાશતે હું તાહારેથી એ ઉમેદ રાખું છું જે માહારા દેલની વાત મેં કોઇની આગલ કહી પી નથી. શા વાશતે જે કેટલા એક લોકો કેહે છે જે અગર કોઇ શખશે કોઇની નજદીક જાઇને હરૂશે એક વાત કીધી હોએ તો તે વાતને ભુત શાંભલીને એહેરેમનપરશત લોકોની નજદીક જાઇને કેહે તેહેવારે તે પેલા એહેરેમનપરશતને

શરવે માલુમ થાએ. તે વાશતે મેં હરગેજ થાઇને એ વાત કોઇની આગલ કીધી નથી. અગર તું તે માહરા દેલની વાતને ખુલી કરીને કેહે તો હું તાહારી ભલી દીનને કબુલ કરૂં. તેહેવારે શ્રી જરતોશતે કહીઉં જે તાહારા આએઆ અગાઉ તાહારા દેલનાં ભેદની ખબર મહને ખોદાએતાલાએ આપી છે. પછે ખોદાના પેગમબર ઉપર જે કાઈ દાનાવ બએઆશનાં દેલના ભેદનો એક કરદો આશમાનથી આવેલો હતો તે પઢીને જે કાંઇ તેહનો ભેદ તથા તે ભેદનો જવાબ લખેલો હતો તે સરવે પહઢી સંભલાવેઓ. તેહેવારે પેલા બએઆશે પોતીકા દેલનાં ભેદ ચોકશ શાંભલીને ઘણોએક અજબ અને ખુશી થાએઓ અને શ્રી જરતોશતની ભલી દીન કબુલ કરીને હીનદોશતાંનમાં પાછો ફરેઓ."

વિશેશમાં દબેસ્તાનનો ભાષાંતર કરનાર જણાવે છે કે "વાંચનારા દાનાવોને છુપુ નહી રેહ કે હજરત જરતોશત પેગમબર સાહેબે શ્રી હીનદોશતાંનનાં રાજાઓ ઉપર તથા બીજા પાદશાહો ઉપર પોતાની દીન કબુલ કરવા થકી કાગજો લખેઆં હતાં તે કાગજોની નકલો ધારેઆ મુજબ ઇરાંનમો અશકાંનીઓનાં વકતમો લશકર ગરદી થાએઆથી બારેવાટ થાઇ હશે તેથી ઇરાંનમો રહી નહી હશે. પણ પાદશાહ નોશરવાન આદેલનાં વકતમો હીનદોશતાંનનાં એક રાજાએ પેગંમબર સાહેબનું એક નામું કદીમ ફારશી જોબાંનમાં લખેલું પાદશાહ નોશરવાંન ઉપર મોકલું હતું."

ઉપલા ઉતારાઓમાં જણાવેલી બીનાઓ અગર ખરી ઐતિહાસીક બીનાઓ તરીકે તકરાર ખાતર નહી કબુલ

કરીએ અને માત્ર દંતકથાઓ હશે એમ માની લઇએ, તોય એના ઉપરથી આટલું તો ચોખ્ખું અનુમાન નીકળે છે કે જરથોસ્તી દીનમાં જુદદીનોને દાખલ કરવાનું નારવા નથી પણ વાજબી અને કાયદાસર છે, કેમજે જો એ કામ અસલથી નારવા ગણાતું હોત તો આએ પ્રમાણેની દંતકથાઓ હસ્તિમાં આવતજ કેમ અને પુરાણાં પુસ્તકોમાં તે બનેલા બનાવો તરીકે જણાવવામાં આવતજ કેમ !

બુખ્તમસરેહ નામે એક ખ્રીસ્ટી જે ધર્મ સંબંધી જ્ઞાનને માટે બહુ આતુર હતો તેણે જરથોશ્તી દીન આઇનની બાબતમાં કેટલાક સવાલો ઉઠાડયા હતા જેના ખોલાસાઓ સદરહુ દસ્તુર આતર ફરોબગે આપ્યા હતા. એ શખ્સનો ચૌદમો સવાલ આએ હતો:—શા માટે ખોદાએ આ ધર્મ માત્ર ઇરાન દેશમાંજ મોકલ્યો અને તેમ કરીને બીજાઓને દેવોનું શિક્ષણ માનવાને તજી કેમ દીધા, અને શું એમ છે કે બીજાઓ ખોદાને લાયક નથી ધારતા તથા તેને તે રીતે તેઓ ઓળખાવી શકતા નથી ? આતર ફરોબગે આ સવાલના જવાબમાં ખોલાસો કીધો કે **દાદાર હોરમજદે આએ ધર્મ ફક્ત ઇરાન દેશમાં નહી પણ આખી દુન્યામાં અને સઘળી પ્રજાઓમાં તે જાહેર કરવાને મોકલ્યો**, અને આખી દુન્યામાં જ્યાં પવિત્રાઈ હતી ત્યાં અને જ્યા પવિત્રાઈ નહીં હતી ત્યાં પણ, મીનોઈ રીતે તેની ફીલસુફી અને સચાઇથી ભરપુર વિચારો અને સચાઇથી ભરપુર વચનો મારફતે, અને દુન્યવી રીતે સચાઇથી ભરપુર કામોની મારફતે, તેનો ફેલાવો કરાવ્યો છે: આ દેશો અને

પ્રજાઓ માહેલાં દરેકની અંદર એ ધર્મ એટલો તો ફેલાવો પામ્યો કે જે માણસ સર્વેથી શકમંદ વિચાર ધરાવનાર બુરી દીનવાળો હતો તેના સંબંધમાં પણ આ ધર્મ, જે તેની સઘળી પવિત્રાઇથી બહુ અગત્યનો છે, તે તેવી બગડેલી જીંદગીને ચમત્કારી રીતે સુધારવામાં ફેલાવો પામ્યોઃ વળી એ દીનને માટે જોર જુલમની જરૂર નથી; આ ધર્મ હંમેશાં આગળ વધતો રહ્યો છે, જેને લીધે જે ખરાબ મીનો છે તે દુર્બળ થશે, અને તેથી એ ધર્મ સંપૂર્ણ રીતે ફેલાવો પામશે, અને તેથી કરીને આખી દુન્યા પવિત્રાઇની ટોંચે પુગશે, અને ખોદા કોઇને પણ દેવોનાં શિક્ષણ ઉપર નાખી મુકે નહી.

દીનકર્દનાં ચોથાં દફતરમાં ફરમાવેલું છે કે નેક દાનાઇવાંળા યજદાંપરસ્તોને (યાને મજદયસ્ની દીનવાળાઓને) મદદ કરનાર રૂમીઓ તથા બીજા તેવીજ (સારી) જીંદગી ગુજારનારાઓને ગંજેશપીગાનમાંનાં અસલ લખાણની સમજ આપવી (યાને જે યાહુદી તથા યુનાનીઓ મજદયસ્ની દીન ઉપર ઇમાન લાવવા માંગતા હોય) અને તેઓમાંના જે કોઇ (પોતાની) દીન ઉપર વગર ઇમાનવાળા હોય તથા સુધારવાની મતલબ ધરાવનારા હોય તેઓને દીનને લગતી સઘળી સમજ આપવી.

વળી આપણે જો ફીરદોસીનાં શાહનામાંની અંદર નજર કરીએ છીએ તો તેમાંથી બેશક ખાતરી થાય છે કે જુદદીન અને બુતપરસ્ત મુલકોમાં શાહજાદા અસફંદિયાર મારફતે શાહ ગુસ્તાસ્પે જરથોસ્તી દીનનો ફેલાવો કીધો હતો. શાહનામામાં બ્યાન આપ્યું છે કે એક દહાડે નામનો ઉઠાવનાર

અને બુલંદ સેતારાનો બહાદુર ગુશતાસ્પ પાદશાહ નામદારી ભરેલાં કયાની તખ્ત ઉપર બીરાજ્યો અને પોતાના મુલ્કના ચુનન્દા બુજરોગો તથા ઉંચ બુન્યાદના રાજાઓને દરબારમાં દાખલ કીધા. શાહજાદો રૂઇન્તન અસફંદિયાર પણ ગોર્ઝે ગાવસાર (ગાયની સુરતનો ગુરજ) હાથમાં પકડીને દરબારમાં આવ્યો. સર ઉપર તેણે કયાની કોલાહ પેહેડેલી હતી, જેની હેઠળ તેનો ચેહેરો માહતાબ મીસાલ ચળકતો હતો. સર નમાવી, હાથોની અદબ વાળી, પાદશાહની નજદીક તે ઉભો રહ્યો. જ્યારે પાદશાહે તેને દીઠો ત્યારે જાન અને જેહાન કરતાં તેને વધારે પસંદ કીધો, અને હસીને પુછયું કે ઓ પેહેલવાન અસફંદિયાર ! શું તને જંગની આરજુ નથી થતી ? તે તલવારના મારનાર પહેલવાને ઉત્તર આપ્યો કે તું શાહ છે અને જહાન તાહારી છે, વાસ્તે જેમ તાહાંરો હોકમ. નામવર કયાની શાહે તેને એક જરરીન તાજ બખ્શાયુ તથા તેને વાસ્તે ગંજોના દરવાજા ખુલ્લા કીધા અને ઈરાનનો બધો કારભાર તેને સપોર્દ કીધો કારણકે એનામાં પેહલવાની કાવત હતું. કાવ્યાની ઝુંડો, ખજાનો, તથા સેના તેના હસ્તકમાં સોંપ્યાં, અને કહ્યું કે તખ્તનશીન થવાનો તાહારો વખત હજી આવ્યો નથી. પછી પાદશાહ એમ બોલ્યો કે ઘોડાનાં જીન ઉપર સવાર થા અને તમામ કેશ્વરોને દીનમાં લાવ, અને તે શેહેરોમાંથી બુતપરસ્તોનો અંત લાવ અને દીન આંઇન તથા સમજ પ્રમાણે આતશકદેહ પરથાવ. તે શમશેરનો ફેરવનાર અને બહાદુરોને મારનાર શાહજાદો સેના સાથે બધા દેશોમાં ફરી વળ્યો. રૂમ અને હિંદુસ્થાનમાં તે પોહોચી ગયો, નદીઓ પસાર કરીને ઉત્તર દિશાએ ફરી

વળ્યો. રૂમ, હિંદુસ્થાન અને યમનના રાજપતિઓએ એ પીલતનના ઉપર પત્રો લખ્યાં અને દીને બેહ (ભલી દીન) સ્વીકારવા તૈયાર થયા તથા એ દીનની સમજ માગી, જે સમજ યજદાન પરવરદેગારનાં ફરમાનથી અસફંદિયારે આપી. જયારે તેઓ એની નેક દીનથી વાકેફ બન્યા ત્યારે એનાથી તેઓએ એની રાહો રસમ અખત્યાર કીધી અને મૂર્તિઓની જગોએ આતશને રોશન કીધો. પાદશાહ ગુશતાસ્પ ઉપર બધાઓએ નામાં લખી મોકલ્યાં કે અસફંદિયારની મારફતે અમોએ દીન કબુલ કીધી છે, અને એ સરફરાજ પહેલવાને બુતપરસ્તીની રાહ તોડી છે; અમો તને યાદ કર્યા કરીએ છીએ અને અમો ઝંદ અવસ્તા માગીએ છીએ વાસ્તે ઓ બુલંદ પાદશાહ! તે અમારી તરફ મોકલી આપ, અમો કુશ્તી બાંધીને તાહરા જેવા થયા છીએ અને હવે તાહારે અમારી પાસેથી ખંડણી લેવી નહી જોઇએ, કેમકે અમો રાસ્ત માર્ગે આવ્યા છીએ અને તાહરા હમદીન બન્યા છીએ, હવે તું જરથોશ્ત સાહેબની ઝંદ અવસ્તા અમારી તરફ મોકલી આપ. આ ઉપરથી ગુશતાસ્પે દરેક દેશમાં દરેક નામદાર અને સરદાર ઉપર ઝંદ અવસ્તા મોકલી આપી.

શાહનામામાં એક જગોએ જરથોશ્તી દીન અખત્યાર કરવા સારૂ નીચલો ઉપદેશ આવે છેઃ—

સુયે ગુમ્બદે આઝર આરીદ; રૂય
બફર્માને પયગમ્બરે રાસ્ત ગુય
બયજદાન કે હરગેજ ન બીનદ બેહેશ્ત
કસી કૂ ન દારદ રહે જરદોહેશ્ત.

(અર્થ: સત્ય બોલનાર પયગમ્બર જરથોશ્તના ફરમાન અનુસાર આતશકદેહના ગુમ્બજ તરફ તમારાં મહોં ફેરવો. ખોદાનું નામ લઇને હું કહું છું કે જે કોઇ શખ્સ જરથોશ્તની રાહ અખત્યાર નહી કરશે તે કદી પણ બેહેશ્ત જોશે નહી).

અને જરથોશ્તી દીનના ફેલાવાથી કેવી સ્થિતિ ઉત્પન્ન થવા પામી તે બાબત શાહનામામાં એકગમ આવે છે કે:—

રહે બુતપરસ્તી પરાગન્દહ શુદ
બયજદાન પરસ્તી પુર આગન્દહ શુદ.
પુર અજ નુરે ઈજદ બેબુદ દખમહા
વઝ આલૂદગી પાક શુદ તખમહા.

( અર્થ: બુતપરસ્તીની રાહનો નાશ થયો; યજદાંનપરસ્તીની રાહ ઉપર સઘળા તત્પર બન્યા; દખ્માંઓ ખોદાના નુરથી પુર થયાં; લોકોની ઓલાદ ગુનાહની નાપાકીમાથી પાક થવા લાગી ).

વળી એ પુસ્તકમા પારસી પાદશાહ બેહેરામ ગુર વિષે કહ્યું છે કે તે હિંદુસ્થાનમાં આવ્યો હતો અને એક હિંદુ રાજાની સપીનુદ નામની રાણી વેરે પરણ્યો હતો, જેને પોતાની હકદાર સ્ત્રી બનાવવા માટે તે આતશકદેહમાં લઇ ગયો હતો, જયાંનો જરથોશ્તના આતશનો પરસ્તન્દે (ધર્મગુરૂ) બાજ સાથે તથા હાથમાં બરસમ પકડી આગળ ગયો, અને બેહેરામ ગુર સપીનુદને તેની પાસે લઇ ગયો, જેણીને તે ધર્મગુરૂએ નવી દીન આઈન અને રાહ શિખવી, તથા ભલી દીનના ફરમાન મુજબ અને પવિત્ર પાણીથી

તેણીને નહ્વડાવી અને તેણીથી (જુદદીનની) ગેરદ, કાટ, અને ધૂળ દુર કીધાં.

"ઝોરાસ્ટ્રીએનીઝમ એન્શીઅન્ટ ઍન્ડ મૅાડર્ન"માં મી. મસાની જણાવે છે કે જરથોશ્તી દએન તમામ જગતનો (universal) અને છેવટનો (final) કાયદો છે, પણ એક ચોકસ તબકકે પહોંચેલા યાને જરથોસ્તી માબાપનાં પેટે અવતરેલાંઓ સીવાય કોઇ બીજાને વાસ્તે એ દીન નથી, અને એ દીનમાં બીજાંઓને દાખલ કરવાં કે વટલાવવાં જોઇએ નહી અને તેમ કરવું અવસ્તાનાં ફરમાનોને પ્રતિકુળ છે. એઓ કહે છે કે "જરથોશ્તે શિખવ્યું છે કે એઓનો શિખવેલો ધર્મ, દએના જરથોશ્ત્રી, તમામ જગતનો, નહી કે તેના એકાદ અંશનો, કાયદો છે. જગતનાં સર્વે ભુવનો, મીનોઇ, સૂક્ષ્મ, તેમજ ખાકી. ઉપરના સત્તાવાન બધા કાયદાઓ એકવીસ નસ્કોમાં સમાવેલા હતા. જરથોશ્તી કાયદો વિશ્વમય છે તે એ પ્રકારે કે આત્મા જેને તેનું ખાકી વસ્ત્ર બંદીવાન કરે છે તથા તેની શક્તિઓને ઓછી કરે છે તેમાંથી તેને મૂક્ત કરવા માટેના જીવનના તમામ નિયમો એ શિખાડે છે, તથા આત્માના પ્રકટિકરણની બાબતમાં જે પણ કાયદાઓએ કોઇપણ વખતે શિખવ્યું છે તે સઘળામાં એ (જરથોશ્તી કાયદો) સર્વેથી સઘન, શ્રેષ્ઠ, અને સર્વોત્તમ છે." એઓ વળી જણાવે છે કે "એકવીસ નસ્કમાં જરથોશ્ત સાહેબે પ્રકટ કીધેલા કાયદા કુદરતના મૂળ ધારાઓ છે જેને આધીન રહી કુદરતની અનેક ચપળતાઓ જારી છે; અને એક જરથોશ્તી કુદરતની સાથે પોતાને અનુરાગી બનાવે છે, કિંવા કુદરતની વૃત્તિઓ સાથ સમાંતર રહે છે,

જ્યારે તે પોતાના ધર્મના સર્વે કાયદાઓનું પાલણ કરે છે. આ સમાંતરપણાંની અસર કુદરતમાં અદૃષ્ટ રીતે જમા થાય છે, અનેપૃથ્વી તેની ધરી ઉપર ચક્રગતિ કરે છે તથા આકાશમાં પ્રદક્ષિણા કરે છે ત્યારે તમામ તેની ઉપર આ અસરનો પ્રસાર થાય છે. તેમજ આ સ્થુળ ભુવન ઉપરાંત વખતો વખત કુદરતના બીજાં ભુવનો ઉપર પણ એ અસર ફેલાય છે, અને આવી રીતે પૃથ્વી ઉપર પ્રાણી માત્ર (મનુષ્યો સુધાં), વનસ્પતિ માત્ર, તથા ખનીજ માત્રનાં હરએક અંગને પોહોચે છે.' પરંતુ એઓના વિચાર પ્રમાણે આના ઉપરથી એવું અનુમાન નથી કહાડવાનું કે પૃથ્વી ઉપરનાં તમામ મનુષ્યોને માટે જરથોશ્તી દીન છે. કુદરતના તમામ કાયદાઓ આએ સર્વોપરી કાયદા (દીન)માં સમાઇ ગયા છે, એવાં એનાં મહત્વને લઇને એ વિશ્વમય ધર્મ કહેવાય, અને છે, એમ એઓનું કહેવું છે. ચુમાલીસમા ગાથામાં કહ્યું છે તેમ એ દીન "હામદ એનામ યા હાતામ વહિશ્તા"*, યાને પ્રકટિકરણ તરફ દોરવનાર સઘળા કાયદાઓમા સર્વોત્તમ છે. પરંતુ મી. નસાનીના મત મુજબ જરથોશ્તી દીનનાં વિશ્વમય લક્ષણનાં કારણે એવો સાર નથી નીકળતો કે એ ધર્મમાં તડાકાબંધ વટલાવવું, સબબ કે જો એવુંજ હોત તો પછી હાલમાં જે આટલી બધી અસંખ્ય અને તરેહ તરેહની મનુષ્યોની જાતો છે તેને બદલે મનુષ્ય માત્રમાં લોકની એકજ જાત હોવી જોઇની હતી, અને માત્ર જરથોશ્તે સ્થાપેલા

---

* નાયબ દસ્તુર રુસ્તમજી એદલજી સનજાણા પ્રમાણે આ વાકયનો અર્થ 'સઘળી હયાતી ધરાવતી ચીજોમા દએન સર્વોત્તમ છે' થાય છે.

ધર્મ સીવાય સ્થાયી ધર્મનો બીજો કોઈ પણ પ્રકાર ન હોવો જોઈતો હતો—ન હીંદુઇઝમ, ન બુદ્ધિઝમ, ન મહોમેદેનીઝમ, ન મોઝીઝનો ધર્મ, ન ક્રીસ્ટી ધર્મ. જરથોસ્તી દીન વિશ્વમય છે તેથી એ હરકોઇ મનુષ્યને માટે છે એમ માનનારાઓ, મી. મસાનીના મત મુજબ, પરમેશ્વર કરતાં પોતાને વધારે ડાહ્યા ગણે છે અને એમ સમજે છે કે મનુષ્યોમાં તેઓની વૃદ્ધિને અનુસરતી જુદી જુદી પાયરીવાળા ધર્મો સાથની નોખી નોખી જાતો પરમેશ્વરે બનાવવી નહી હતી.

મી. મસાની જેવા જ્ઞાની ધર્મગુરૂ પુર ગંભીરાઇથી આવી તકરાર આગળ પાડે છે તે જોઇ આપણે વિસ્મય પામીએ છીએ. આ તકરાર તો મનુષ્ય માત્રના અંતઃકરણનું છુટાપણું છીનવી લે છે, કારણ કે એનો અર્થ એવો થાય છે કે જે ધર્મમાં એક જનનો જન્મ થયો હોય તેજ ધર્મ તેને માટે લાયક છે. પણ આપણે પુછીશું કે જો તેણે મૂર્તિપુજક ધર્મમાં જન્મ લીધો હોય તો શું તેણે જન્મપર્યંત મૂર્તિપૂજક રહેવું. અગર તે પોતાનાં જ્ઞાન વડે, પોતાના અવલોકનથી, પોતાના અનુભવથી, એવી માન્યતા ઉપર આવ્યો હોય કે એક પત્થરની પૂજા કરવી ખોટું કામ છે, અને પુજા કરવી તો માત્ર પરમેશ્વરની કે જે એક છે, હંમેશનો છે અને સર્વ જગતનો સરજનાર છે, તો તે એવી માન્યતા ઉપર આવીને પરમેશ્વર કરતા શુ પોતાને વધારે ડાહ્યો ઠરાવે છે? જો એમજ હોય તો પછી માણસને અકલની બક્ષેશનું કામ શું રહ્યું, અને તેનાં અંતઃકરણનું છુટાપણું કયાં રહ્યું? આ તો એમ પણ થયુ કે એક શખ્સે જો મોચીને ઘરે જન્મ લીધો તો તેણે મોચીજ થવું અને

મોચી તરીકેજ જીવન ગાળવું, અને તે કરતાં વધારે ઉંચ સ્થિતિએ ચડવાની કોશેશ તેણે કરવી નહી, કેમકે જો તે તેમ કરે છે તો તે પરમેશ્વર કરતાં પોતાને વધારે ડાહ્યો ઠરાવે છે!! પરમેશ્વરે તે જે વૃદ્ધિની પંકિતએ આણ્યો હતો તે અનુસાર તેણે મુર્તિપૂજક તરીકે કે મોચી તરીકે જન્મ આપ્યો છે તો તેણે એજ સ્થિતિએ રહેવું જોઇએ, નહી તો પરમેશ્વરે ભુલ કીધી છે એમ ઠરે. શું આવી તકરાર વાજબી કહેવાય ?

વળી જેઓ જેઓ જરથોશ્તીઓ તરીકે જનમેલાં હતાં તથા છે તે શું બધા વૃદ્ધિની એવડી પાયરીએ ચઢેલાં કે તેઓ જરથોશ્તી જેવા ગૂઢ અને મહાન ધર્મ સમજવા તથા પાળવાને બીજાં બધાંઓ કરતાં વધારે લાયક થયલાં? એવો કોણ હિમતવાન હશે કે જે આ સવાલનો જવાબ છાતી ઠોકીને હામાં આપશે? આમ છતાં મી. મસાની યસ્ન ૮ ના ફકરા ૭ નો મુખ્ય આધાર લઇને જણાવે છે કે

" The Zoroastrian law is meant only for the advanced souls—souls that are standing near the goal of spiritual progress, and it is the Law which helps such souls to unfold their spiritual powers and to reach their destination with a full consciousness of these spiritual powers. "

(અર્થઃ—જરથોશ્તી દએન માત્ર આગળ વધી ગયલા જીવોના વાસ્તે ધારેલી છે-જીવો જે આત્મિક વૃદ્ધિની નેમની નજદીકમાં ઉભેલા છે; એ દએન એવા જીવોને તેઓની

આત્મિક શકિતઓ ખુલ્લી કરવામાં તથા એવી આત્મિક શકિતઓનાં સંપુર્ણ સ્વમાન સાથે તેઓનાં ઠેરવેલાં સ્થાને પહોંચવામાં સહાયતા આપે છે). એઓ વળી કહે છે કે

"This passage further teaches that the Zoroastrian Law although a universal and final Law for all human beings at the proper time, is not meant for all people at any time of their being on earth, but is fit for only the advanced souls,-souls that are standing on the culminating point of spiritual progress-of approaching Hormazd."

(અર્થઃ—આ સાતમી યસ્તનો આઠમો ફકરો વિશેશમાં શિખવે છે કે જરશોસ્તી દએન જો કે સઘળાં મનુષ્યોને માટે યોગ્ય વખતે વિશ્વમય અને છેવટની દએન છે, તોય તે સઘળાં લોક માટે, પૃથ્વી ઉપરની તેમની હયાતીના કોઈ પણ વખતે, ધારેલી નથી, પણ ફકત આગળ વધેલા જીવોના માટે એ યોગ્ય છે-જીવો કે જે આત્મિક વૃદ્ધિની, પરમેશ્વરને પહોંચવાની, છેવટની અણી ઉપર ઉભેલા છે.)

જરથોસ્તી દીન ફકત આગળ વધેલા જીવો, કે જેઓ દાદાર હોરમજદને પુગવાના છેવટના તબકકે આવી ઉભા છે, તેઓ એકલાને વાસ્તેજ જો હોય તો પછી વંદીદાદની ૧૯ મી પરગરદના ૨૬ મા ફકરામાં જણાવ્યું છે કે જરથોસ્તે દરવંદો તથા દેવોને પુજનારાઓને ખરા માર્ગે ચલાવવા એવું દાદાર હોરમજદે એને કહ્યું તેનો અર્થ શો કરવો? એ ફકરાનો

તરજુમો ધી સેકરેડ બુકસ ઑફ ધી ઈસ્ટમાં ડારમેસ્ટેટે નીચે મુજબ કરે છેઃ—

26. Zarthustra asked Ahura Mazda " O thou all-knowing Ahura Mazda ! Should I urge upon the godly man, should I urge upon the godly woman, should I urge upon the wicked Daeva-worshipper who lives in sin, that they have once to leave behind them the earth made by Ahura, that they have to leave the water that runs, the corn that grows, and all the rest of their wealth ?" Ahura Mazda answered " Thou shouldst, O holy Zarthustra. "

મરહુમ એરવદ કાવસજી કાંગા એ ફકરાનો તરજુમો હેઠળ પ્રમાણે કરે છેઃ—

" ૨૬. જરથોશ્તે હોરમજદને પુછયું કે અએ તમામ જાણનારા હોરમજદ ! અશો નરને હું ખરે માર્ગે ચલાઉં ? અશો નારીને હું ખરે માર્ગે ચલાઉં ? દરવંદોમાંના (તથા) દેવને ઇજનારા માણસોમાંના પાપી જીંદગીવાળાને ( હું ખરે માર્ગે ચલાઉં ) ? (કે જેઓએ) હોરમજદની પેદા કીધેલી જમીનને ખરાબ કીધી. વેહેતાં (પાણીઓ) માંના પાણીને, જવની વૃદ્ધિને (યાને અનાજના વધારાને) (તથા) બીજી કીમતી ચીજોમાંની (ચીજને) ખરાબ કરી નાખી, (તેઓને) હું ખરે માર્ગે ચલાઉં ? ત્યારે હોરમજદે કહ્યું કે અશો જરથોસ્ત ! તને (તેઓને) ખરે માર્ગે ચલાવવાં જોઇએ.

પ્રોફેસર જેકસન એમનાં પુસ્તક " ઝોરોએસ્ટર ધી

પ્રોફેટ ઑફ એન્શીઅન્ટ ઇરાન" ના ચોથા પરિશિષ્ટમાં લખે છે કે મૂર્તિપુજકો, દરવંદો, દેવના પરેસ્તારો (દએવ યસ્ન), વિષે અવસ્તામાં જાબજા કહેવામાંઆવ્યું છે, તે ઉપરથી અનુમાન થાય છે કે કારપીઅન સમુદ્રની અતરાફના મુલ્કના યઝીદીઓ યાને શેતાનના પરેસ્તારો તરફ જરથોશ્તનો સુધારો મુખ્ય કરીને તાકેલો હતો.

એરવદ ફીરોજ મસાની દીનકર્દના છઠા વૉલ્યુમના ૨૩૦ મા ફકરાનો આધાર લઇને તકરાર કરે છે કે જે માજદયસ્નીઓના ખુનથી ઉતરી આવેલો હોય તેજ માજદયસ્નાન કહેવાય, યાને મજદયસ્ની દીનમાં બીન–માજદયસ્ની કોમમાં જન્મેલાને દાખલ કરી શકાય નહી. એ ફકરાનો એઓ નીચે પ્રમાણે તરજુમો આપે છેઃ—

"You must know that one who is of Mazdayacnian religion is said to be of the Mazdayacnian religion by virtue of one's continuing the thought of the Mazdayacnian religion. This means that just as every species is known by its name on account of the seed within it, in the same way a religious person is said to belong to the Mazdayacnian religion on account of his leading himself by the original connected thought of the religion."

દીનકર્દ કેતાબના ઉપલા ફકરાના તેનાં મથાળાં સાથે મરહુમ વિદ્વાન દસ્તુરજી સાહેબ શમ્સુલ ઓલમા પેશોતન દસ્તુર બેહેરામજી સંજાણાએ અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં હેઠળ પ્રમાણે તરજુમો આપ્યો છેઃ—

230. *Exposition in the good religion regarding the fact that the upholder of the (good) religion is, by virtue of the religion, called by the name of the religion.*

Be it known that whosoever is of the Mazdayasnian Faith is, by reason of his contemplation of the Mazdaysasnian revelation, called a voluntary adherent of the Mazdayasnian religion. The simile is this, that as every organic being, by reason of the blood of its species, is called after that species, so the upholder of the religion by acting in consonance with the religious thought is called a Mazdayasnian [ *lit* an adherent of the Mazdayasuian ].

" ૨૩૦. દીનદાર આદમી દીનના સબબને લીધે તે દીનને નામે આળખાય છે, તે વિષે ભલી દીનનો ખુલાસો.

જાણવું કે જે માણસની અંદર મજદીઅસ્ની દીન હોય છે, તે (આદમી) મજદયસ્નની દીનનો વિચાર રાખવાના સબબથી પોતે મજદયસ્નની દીનવાળું કહેવાય છે. એની મીસલ આએ પ્રમાણે છે કે જેમ દરએક જાત તેની અંદરની બુનીઆદને લીધે તેને નામે ઓળખાય છે, તેજ પ્રમાણે દીનદાર આદમી દીનને લગતા વિચારથી પોતાને ચલાવવાએ મજદીઅસ્ની દીનને લગતો કહેવાય છે. "

પરાઇ કોમનો કોઇ શખ્સ જેનાં દીલમાં મજદયસ્ની દીનની ઉશ્કેરણી જાગી ઉઠી હોય, જેનાં હ્રદયમાં મજદયસ્ની

વિચારોએ ઘર કીધું હોય, તેવા શખ્સ વતીકને પણ મજદ-યસ્ની ધર્મમાં દાખલ કરી ન શકાય એવો ફતવો દીનકર્દનાં ઉપલાં વાક્યમાંથી નીકલતો હોય એમ હું જોઇ શકતો નથી. ઉલટું, ફકરા ૩૩૮થી મને તો એવું જણાય છે કે દીનકર્દના લખનારના મત મુજબ દુન્યામાં આ ભલી દીનનો ફેલાવો કરાવવાની કેળવાયલા દસ્તુરોની ફરજ છે. એ ફકરાનો તર-જુમો દસ્તુર સાહેબ પેશોતન નીચે પ્રમાણે આપે છેઃ-

"જાણવું કે મજદયસ્ની દીનના પેશવાઓ (યાને દસ્તુરો) ધર્મની મકતબમાં તરબીઅત કરનારા પેલા અશો અને સાચા ઉસ્તાદ (પેગમ્બર જરથોશ્ત)ની કેળવણીથી તેના ચેલા તરીકે સલામતીવાળી દીનની સમજ મેળવીને, હોરમજદની ઉપર એતેકાદ રાખવાથી, તેની દીનના વડા (યાને પેગમ્બર)ને દીનના સરદાર તરીકે અંતઃકરણથી માનનારી કૌવત ધરાવનારા (એટલે જે પેગમ્બર જરથોશ્ત ઉપર ખરો વિશ્વાસ રાખનારા) છે. અને તે કેળવણી લેનારા અશો સાગેર્દો (યાને કેળવાયલા દસ્તુરો), નેક હાકમ તથા પાદશાહની સાથની સારી દોસ્તીથી, તેને દીનને લગતા ખવાસ સાથનો બનાવવાએ તથા ભલી દીનનો દુન્યામાં તેની પાસે ફેલાવો કરાવવાએ, આદમીઓને તેને લગતો ફાયદો પોહોચાડનારા અને જીંદગીવાળાં બદનો ઉપર સારો ચાહ રાખીને તે ઉપર દીનને લગતી હાકમી કરનારા તથા તેઓનાં રવાનને છેલ્લા સુધારાને લગતાં સુખને સારૂં જાળવી રાખનારા મજદયસ્ની દીનવાળા અશો પેશવા તરીકે નેકનામી મેળવનારા છે.)"

જેઓ જરથોસ્તી માબાપને પેટે અવતરેલાં હોય તે

સીવાય બીજાં કોઇને માજદયસ્નીની ધર્મમાં દાખલ ન કરાય એવા પોતાના મતની પૂષ્ટિમાં મી. મસાની આ દલીલ વળી રજુ કરે છે કે દીનનો કલ્મો ભણતાં એક બાળક તેની નવજોત વેળા એકરાર કરે છે કે હું જરથોસ્તી ઓલાદનો, જરથોસ્તી ખુનનો, છું, તે (મી. મસાનીના અભિપ્રાય મુજબ) એક પુરાવો છે કે આ ધર્મમાં ફક્ત જરથોસ્તીઓનાં ફરજંદોને દાખલ કરવાનું રવા છે. એઓના પોતાના શબ્દો હું ટાકીશ:

"In the Confession of Faith formula (Yacna Ha 12) the child confesses to be a Mazdayacnian (Mazdayacno ahmi *i. e.* I am a Mazdayacnian *i. e.* born of Parsee Zoroastrian parents, born of the seeds of Zoroastrian origin) and then promises to be a Zoroastrian Mazdayacnian (Mazdayacno Zarathushtrish fravarane astutascha fravaretascha *i. e.* I confess to be a staunch believer and follower as a Zoroastrian Mazdayacnian, *i. e.* having been born a Mazdayacnian and having been made a Zoroastrian by the investiture ceremony) * * * It becomes a very serious question how Zoroastrianism—which teaches clearly in the ancient sacred formula that only a child born of Zoroastrian parents can confess on its investiture to be a Zoroastrian follower of Mazda—can be in favour of proselytism of aliens or of children born of any one alien parent'"

મારી અલ્પ મતિ મુજબ વિદવાન એરવદ મસાનીએ અત્રે ભુલાવો ખાધેલો છે. મજદયસ્નો અહમીનો શબ્દે શબ્દ અર્થ હું મજદયસ્ની છું, યાને મજદા (દાદાર હોરમજદ)ને માનનારો છું, એટલોજ થાય છે. હું પારસી જરથોશ્તી માબાપનો અને જરથોશ્તી બીજ યા ખુનનો છું એવો જે અર્થ મી. મસાની ઉભો કરે છે તેવો એનો અર્થ નથી. મજદ એટલે મહા જ્ઞાની (ઇશ્વર) અને યસ્નીની માએની માનવાની, પરસ્તેશ કરવાની, એવી થાય છે, ત્યારે આપણા ધર્મનાં આખાં નામ મજદયસ્નીનો ખુલ્લો અર્થ, મરહુમ શમ્સુલ ઓલ્મા દસ્તુરજી હોશંગજીએ એક વાએજમાં જણાવ્યું છે તેમ, "મહા જ્ઞાની અહુરમજદને માનવાનો ધર્મ" અથવા "ખુદાપરસ્તી દીન" એમ થાય છે.

મજદયસ્નીથી ઉલટો શબ્દ દેવયસ્ની છે. મજદયસ્ની ધર્મ જ્યારે એક ખોદા, દાદાર હોરમજદ, ને માનવાનો ધર્મ છે, ત્યારે દેવયસ્ની ધર્મ દેવોની પરસ્તેશ કરનારો ધર્મ છે. આપણો ધર્મ દેવના તરીકાથી વેગળો (વીદએવો) અને હોરમજદનો પસંદ કીધેલો (અહુર ત્કએષો) ધર્મ છે.

અગર એક આદમી જન્મે દેવયસ્ની હોય, મગર કભી જો તેનું અંતઃકરણ જાગૃત થતાં તે દેવોની પરસ્તેશનો ત્યાગ કરે અને ઇજશનેના ૧૨મા હાના પેહેલા બે બોલમાં પુકારી ઉઠે કે નાઇસ્મી દએવો (હું દેવોને નાશ પામતા કરૂં છું, I drive the Daevas hence) તથા એક ખોદાનો ખ્યાલ ધરે તથા જરથોશ્તી દીનની ખુબી પીછાની તે દીન અખત્યાર કરવા ચાહે અને તકરાર ખાતર સમજો કે તેની નવજોત

કરવામાં આવે, તો શું તે વેળા દીનનો નીચલો કલ્મો તે ભણે તો તે ખોટો યા અસ્થાને યા વગર અર્થનો થઇ પડે?:-

(નિજબયેમિ) રજીશતયાઓ ચીસ્તયાઓ મજદયાતયાઓ અષઓનયાઓ દએનયાઓ વંઘહુયાઓ માજદયસ્નોઇશ ( અર્થ: સર્વેથી સાચી, દાનાઇ ભરેલી અહુરમજદની પોતાની પાક અને ભલી માજદયસ્ની (જરથોસ્તી યજદાં પરસ્તી) દીનને વખાણું છું અને યકીનથી કબુલ કરૂં છું).

નવજોત વખતે દીનનો કલ્મો ભણાવવામાં આવે છે તેમાં નીચલી ફારસી એબારત પણ આવે છે. :-

દીને બેહ રાસ્ત વ દોરોસ્ત કે ખુદાએ બ ખલક ફરેસ્તાદેહ ઇન હસ્ત કે પેગમબર જરાથોસ્ત આવોર્દેહ અસ્ત દીન દીને અહુરમઝદ દાદે જરથોસ્ત અવિ ગુમાનમ (યાને, ઘણી સારી અને દાનાઇ ભરેલી ભલી દીન જે ખોદાએ એક પેગમબર હઝરત જરથોશ્ત મારફતે ખલકને સારૂ મોકલી છે, જે અહુરમજદી જરથોશ્તી દીન છે તેને બેશક કબુલ રાખું છું.)*

મજદયસ્નો અહમી, મજદયસ્નો જરથુશત્રિશ, ફ્રવરાને આસ્તુતસચા ફ્રવરેતસચા, આ એકરારનો માએનો દસ્તુર હોશંગ જામાસ્પ એવો કરે છે કે હું માજદયસ્ની દીનનો છું અને માજદયસ્ની જરથોસ્તી દીનને તાબે છું અને એ દીનનીજ વખાણ કરૂં તથા લોકોમાં ફેલાઉં.† મી. મીલ્સ

---

* જુઓ મરહુમ દસ્તુરજી સાહેબ હોશંગ જામાસ્પની જરથોસ્તી ધર્મ સંબંધી વાઅઝો, પાનુ ૫૦૬.

†જુઓ ઉપલા પુસ્તકનું પાનું ૫૦૭

એનો તરજુમો આ પ્રમાણે કરે છે,—" A Mazda worshipper I am, of Zarathushtra's order; so do I confess, as a praiser and confessor."

નવજોતની ક્રિયા વખતે જેની નવજોત થાય છે તેની પાસે જે કલ્મો ભણાવવામાં આવે છે તેમાં, તેમજ યસ્નના આખા ૧૨મા હામાં, એવું કશું જણાતું નથી કે જે એક જુદ-દીન ખરા અંતઃકરણથી માજદાયની જરથોસ્તી દીન અખત્યાર કરતાં નહી બોલી શકે. તેમજ એમાં લગારે એવું જણાતું નથી કે જેથી ખરા એતેકાદથી આ ધર્મમાં દાખલ થવા ઇચ્છતા કોઇ પણ લાયક આસામીને એમાં દાખલ કરવાને કશી બાધ હોય.

મજદયસ્નો અહમી મજદયસ્નો જરથુસ્ત્રીશ એનો ભાવાર્થ મી. મસાની સુચવે છે તેમ હું મજદયસ્ની અને જરથોસ્તી માબાપનું ફરજંદ છું એમ નજ હોવો જોઇએ, કારણ શું કે અગર જો એ એનો અર્થ થતો હોય તો જરથોશ્ત સાહેબે ફેલાવેલી દીન પેહેલ વેહેલાં જેઓએ અંગીકાર કીધી તેઓએ કેવી રીતે એકરાર કીધો હોય કે અમો જરથોશ્તી માતપિતાનાં બેટા બેટીઓ છઇએ? તેઓ તો પોતેજ પેહેલાં જરથોશ્તીઓ યાને જરથોશ્ત સાહેબે શિખવેલી દીનનો અખત્યાર કરનારા હતાં, અને તેઓથી એમ બોલાઇ શકાયજ નહી કે અમો જન્મથી જરથોશ્તી છીએ, જરથોશ્તી માબાપને પેટે અવતરેલાં છઇએ. ગાથાઓ સમજવા તથા ગાવ ને માટે જરથોશ્ત સાહેબે પોતાના બધા અનુયાયીઓ ઉપર ફરજ નાખેલી હતી અને છે,

તેથી કરીને એઓનાં સપર પેહેલાં થયલા શિષ્યોએ યશ્નનો ૧૨ મો હા, યાને દીનનો કલ્મો, પઢયો હોવોજ જોઇએ. ત્યારે શું તેઓએ જુઠો એકરાર કીધો હશે કે અમો જરથોશ્તી માબાપનાં ફરજંદ છઇએ ? અલબત નહી. વળી એજ પેહેલાં શિષ્યો રોજ બ રોજ અને વખતે વખત કુશ્તી કરતાં જસમેઅવંઘહે મજદનો કલામ પઢતાં બાપોકાર બોલતાં રહેલાં હોવાંજ જોઇએ કે મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુશ્ત્રિશ; મગર એમ બોલી તેઓ ખચીતજ એમ તો કેહેતાં હોયજ નહી કે અમો જરથોશ્તી માબાપનાં બચ્ચાં છઇએ, કેમ કે જ્યારે પોતેજ પહેલાં જરથોશ્તીઓ બનેલાં ત્યારે જરથોશ્તી માતતાતને પેટે અવતરેલાં તરીકે કોઇ બી રશેશે તેઓ પોતાને જાહેર કરી શકેજ નહી. બીજી દલીલો બાજુએ રાખતાં, આ એકજ બીના સાબુતમા સાબુત પુરાવો પુરો પાડે છે કે એરવદ ફીરોજ મસાની આપણને એવું મનાવવા માગે છે કે "Zoroastrianism teaches in ancient sacred formula that only a child born of Zoroastrian parents can confess on its investiture to be a Zoroastrian follower of Mazda" (ઝોરોએસ્ટ્રીએનીઝમ તેના પુરાતન પાક સૂત્રમાં શિખવે છે કે ફક્ત જરથોશ્તી માબાપથી જન્મેલું બાળક તેની નવજોત વેળા મજદાને માનનારા એક જરથોશ્તી હોવાનો એકરાર કરી શકે) તે બીલકુલ ભુલભરેલું છે.

બીજા મજદયસ્નાન જરથોશ્તીઓનો એકરાર બાજુએ રાખો અને જરથોશ્ત સાહેબે પોતે શો એકરાર કીધો હતો તે જુઓ.

એકવીસ નરક માંહેલી વર્શ્ત–માનસર નસ્કનો સાર દીનકર્દના નવમા પુસ્તકમાં આપ્યો છે તેમાં એવો એહેવાલ આવે છે કે જરથુશ્ત્રના જન્મ વખતે અરેદ્વિસુર, અશિશ-વંધુહિ અને અસલ કયાનીઅન ખોરેહ એ ત્રણેએ જરથુશ્ત્રને એમ કહ્યું કે "તારૂં મન તે ડહાપણવાળા સાહેબને આપ." અને તેના જવાબમાં જરથુશ્ત્રે મીનોઇ રીતે ( spiritually ) કહ્યું કે "હું મજદયસ્ની છું, જરથુશ્ત્રની રીતે અહુરમજદની પરસ્તેશ અને નમાજ કરૂં છું,*—એટલે કે—"અહુરમજ-દનો હું પેગમ્બર છું અને મને તેણે મોકલ્યો છે."

વળી ફ્રરવરદીન યશ્ત (ફ્ર. ૮૯) માં આવે છે કે "યો પઓઇરયો સ્તોઈશ અસ્તવઇઆઓ સ્તઓત અષેમ નાઇસ્ત દઅેવો ફ્રઓરેનત મજદયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર–તકએષો." મરહુમ એરવદ કાવસજી કાંગા પ્રમાણે આનો માએનો એ છે કે જેણે (યાને પેગમ્બર જરથોશ્તે) પેહેલાં હાઉમંદ દુન્યામાં રાસ્તીને વખાણી, દેવને નાશ પામેલા કીધા, હોરમજદની પરસ્તેશ કરનાર, જરથોસ્તની (યાને પોતાની) જાહેર કીધેલી દીન પ્રમાણે ચાલનાર, દેવના તરીકાથી દૂર રહેનાર, (તથા) હોરમજદના તરીકા મુજબ ચાલનાર તરીકે એકરાર કીધો. પ્રોફેસર ડારમેસ્ટેટેએ એનો અર્થ આ પ્રમાણે આપ્યો છેઃ– "Who ( Zarathushtra ) first in the material world pronounced the praise

* પહેલવી શબ્દો આ પ્રમાણે છે—"મજદયેસ્ન હવાઅમ, વ મજદયસ્નીહ ઇ જરથુશ્ત્ર ફ્રનામમ." અવસ્તા શબ્દો "મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુશ્ત્રીશ" નું એ પહેલવી ભાષાતર છે.

of Asha, thus bringing the Daevas to naught, and confessed himself a worshipper of Mazda, a follower of Zarathushtra, one who hates the Daevas and obeys the laws of Ahura." જરથોશ્ત સાહેબ પોતેજ પેહેલ વેહેલા જરથોશ્તી હતા, ના કે જરથોશ્તી માબાપનાં પેટે જન્મેલા; અને એઓ પોતે મજદયસ્નો જરથુશત્રિશ હોવાનો એકરાર કરે છે ત્યારે તેનો અર્થ એજ થાય કે એઓ સાહેબ અહુરમજદની પરસ્તેશ કરનાર તથા પોતે જાહેર કીધેલાં સઘળા દીની ફરમાનોનો અંગીકાર કરીને તેના ઉપર પુરેપુરા અમલ કરનાર હતા. આ બીના પણ માહારાં કેહેવાને ખરૂં ઠેરવે છે કે મજદયસ્નો જરથુશત્રિશનો ભાવાર્થ જે મી. મસાની આપે છે તેમા એઓની ભુલ છે.

ઘણાં પારસીઓ એવી ધાસ્તી રાખે છે કે પરકોમના માણસોને જરથોશ્તી દીનમાં દાખલ થવાનું જો એકવાર મંજુર કરીશું, તો પછી નહી ઇચ્છવા લાયક જુદદીનો મુંબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, વિગેરે, શેહેરોની પારસી અનજુમનોનાં જે લાખો રૂપ્યાનાં ટ્રસ્ટ ફંડો છે તેનો લાભ લેવાને ખાતર આપણી કોમમાં ઘુસી જશે, અને કોમમાં ઘણું હલકું તત્વ દાખલ થઇ જશે અને બધો તાલો બગડી જશે. મગર માહરૂં અદના કેહેવું એ છે કે જો ફક્ત આ કારણથી આપણા ધર્મના દરવાજા બીજી કોમવાળાઓની સાંભે બંધ રાખતા હોવો તો તે વાજબી નથી, કારણ કે અણઘટતું અને નહી ઇચ્છવા જોગ તત્વ દાખલ ન થાય તે બાબે પુરતો બંદોબસ્ત આગમચથી ઘડી રાખવો, કરી રાખવો, એ અનજુમનનું કામ છે, અને જરૂરી ફરજ છે. એક પ્રોબ્લમ

અઘરૂં હોય તો તે છોડી દેવું અને તેનું નિરાકરણ કરવા જોઇતો શ્રમ ન લેવો એ આળસુઓ અને અજ્ઞાનીઓને છાજે, પારસી જેવી ચંચળ અને ચટપટી કોમને ન છાજે. પારસી ધર્મોનાં ફંડોને કહાં હૈયડે ધરીને બેસો છો? કોમ હસ્તિમાં હશે તો ફંડો કારગત લાગશે કની? જુઓ કે એક દૂરઅંદેશ અને દીલસોજ અંગ્રેજ પાદરી પ્રોફેસર મોલ્ટન શું કહે છે. "આ ખુલ્લું છે કે જો કાંઇ નવું લોહી દાખલ ન કરવામાં આવશે તો થોડાજ જમાનામાં પારસીઓનાં સખાવતી ફંડો વેહેચી લેવા કોઇ પારસીઓ રહેવાના નથી. એક કોમ જેનો મોહોટાં શેહેરોમાં બધો વસવાટ હોય અને ખુરસીએ બેસીને ધંધા કરવામાં મશગુલ હોય, તે કોમને હિંદુસ્થાનની સ્થિતિઓમાં શરીરે મજબૂત રહેવાનો સંજોગ નથી, અને દરમ્યાનમાં જે. થોડાક ધંધાઓ તરફ પારસીઓ ખેંચાય છે તે ભરાઇ જવાથી, પરણવાનું વધુને વધુ મોડું લંબાવાનું, અને કબીલો, તે પ્રમાણમાં, નાનો બનવાનો. જો પારસીઓએ કોઈ દરકાર નહી કરે એટલા માત્ર મુઠીભર નહી થવું હોય તો તેઓએ યા તો નવું લોહી કોમમાં લેવું યા કોમનાં જીવનની અવસ્થાઓનો સદંતર ફેરફાર કરી નાખવો. આ બેમાંનો કયો માર્ગ પારસીઓએ લેવો તે સુચવવાનું એક પરકોમનાં આસામીનું કામ નથી, પણ આપણે બધા આગ્રહભરી આશા રાખીશું કે આ સવાલનો અભ્યાસ, પક્ષાપક્ષના ઝઘડાઓમાંથી બચાવી અરસપરસ સહનશીલતા જાળવી માત્ર સર્વેનાં કલ્યાણ તરફ નજર રાખી, નવેસરથી કરવામાં આવશે." (ધી ટ્રેઝર ઑફ ધી મેજાઇ, પાનું ૧૩૦–૧૩૧).

હિંદુસ્થાનના હાલના સંજોગો જોતાં અહિંયાં જરથોસ્તી

દીન પરજાતમાં ફેલાવવાની કોશેશો કરવાનું કામ બીલકુલ સલાહકારક નથી. પણ યુરોપ કે અમેરીકા, જ્યાં હું ઉપર કહી ગયો છું તેમ મજદયસ્નાન નામનો એક પંથ બરપા પણ થયો છે, ત્યાં એ કામ, દાદાર હોરમજદનું નામ જબાન ઉપર લઇને, કોઈ પુર જ્ઞાની દાનેશમંદ અને ઉલટમંદ જરથોશ્તી સજ્જનોએ ઉપાડી લેવું યથાર્થ છે. વળી જેપાનનો મુલક, જ્યાંના લોકો બહુ છુટા વિચારનાં છે, તે પણ હું આ કામ માટે એક સારૂં ક્ષેત્ર ગણું છું.

આ સાહાસને માટે જીજસના શબ્દો લાગુ પાડી હું બોલીશ કે પુષ્કળ પાક તેયાર થઇ રહ્યો છે, લેકીન પાક ઉતારનાર મજુરોની તાણ છે.

પાકના સાહેબ દાદાર હોરમજદને આપણે પ્રાર્થના કરીશું કે આ પાક ઉતારવા માટે મેહેનત કરનારાઓને મોકલી આપે.

યા મજદા અહુરા! શું એક દાદાચાનજી, એક વીમાદલાલ, એક એરચ તારાપોરવાળા, એકાદ વિદ્વાન દસ્તુરજાદા કે કાબેલ બહેદીનનાં જાનો જીગરમાં એવો આતશ ન પ્રકટે કે તે આ મોતેબર કામને પોતાની જીંદગી અર્પણ કરે અને અશો જરથોશ્ત સાહેબની મીસાલ પોકારી ઉઠે કે અએ હોરમજદ! રાસ્તી ફરમાવે છે કે ખરૂં અખત્યાર કરવું, જેથી તારી આએ દીનને આશકારા કરવાને અમો શક્તિમાન થઇએ, તારા પેગામ પોહોચાડનારાઓ (તારી દીનને ફેલાવનારાઓ) હમો થઇએ! (હા ૪૯, ફ. ૮; હા ૩૨, ફ. ૧) ખુદ જરથોશ્તને એઓની દીનને માણસોમાં ફેલાવો કરવાનું

કામ મુશકેલ જણાયું હતું, મગર એ સહુથી ઉત્તમ કામ છે એવું સમજીને એઓએ એ ઉપાડયું હતું (હા ૪૩, ફ. ૧૧). અને હોરમજદને એઓએ આજીજી કીધી કે ઓ મજદા ! તહારાં મુખની જબાનથી તું કહે કે સંધાં જીવતાંઓને (યાને કુલ આદમીઓને) હું દીનને માનતાં બનાવું (યાજવંતો વીસ્પંગ વાઉરયા) (હા ૩૧. ફ. ૩). આ વાકય ઉપર ખાસ ધ્યાન ખેંચી મી. એલ. એચ. મીલ્સ કહે છે કે આ બતાવી આપે છે કે જરથોશ્તી દીન તમામ ખલકને વતલાવવાની નેમ રાખતી હતી.

જરથોશ્તે પોતાનાં તનનો જાન તથા નેક મનશ્નીની ઉત્તમતા હોરમજદને અર્પણ કીધાં હતાં (હા ૩૩, ફ. ૪). તે હાંખેલો હૈયડે ધરીને એઓનો હાલનો કોઈ કાબેલ અને ઉલટમંદ અનુયાયી એવી ફીદાગીરી સાથે શું બહાર નહી પડે?

જાણવું કે મજદયસ્નની દીન એ હોરમજદનું કહેવું છે (is the word of God) તેની ઘણી ઇધાણીઓમાંની આએ ત્રણ મુખ્ય ઇધાણી છે, એક એ કે એ સંપુર્ણ દાનાઇવાળી છે, બીજું સઘળી દીનો કરતાં એમાં સચાઇનું વધારે છે (it contains more of the truth than other faiths), ત્રીજું દીનના ઉમેદવારને દાદારની હયાતીને લગતી સંપૂર્ણ સમજ એ આપનારી છે. (દીનકર્દ, દફ્તર ૭ મું, ફ. ૩૨૫).

આ દીન તે છે કે જે રાસ્તીની પુઠે ચાલવાને લીધે (યાને રાસ્તીની સાથે જોડાયલી) આબાદી લાવે છે તથા જેમાં

બની શકે છે (હા ૪૪, ફ. ૧૦). આ દીન તે છે કે જેનાં શિક્ષણો (માથ્ર) તેની રાસ્તીને લીધે એક ઉત્તમ દોલત છે તથા જેની મારફતે હઉર્વતાત તથા અમેરેતાત (આ દુન્યાનું સુખ તથા પેલી દુન્યામાં અમરપણું) મળે છે (હા ૪૪, ફ. ૧૭), પણ જેનાં ઉપર જેઓ અમલ નથી કરતા તેઓની જીંદગીનો અંત હલાકીમાં આવે છે ( હા ૪૫, ફ. ૩). આ તે દીન છે કે જેનાં પવિત્ર વચન, જે જરથોસ્તે દાદાર હોરમજદથી મેળવીને જાહેર કીધાં છે, તે **આદમીજાતને** સાંભલવા માટે ઉત્તમ છે (હા ૪૫. ફ, ૫).* આ તે ભલી દીન છે જેનું રાસ્તપણું, જેની વાકેફી, જેનો ફેલાવો, તથા જેની પ્રસિદ્ધિ સાતે ખંડોમાં થાઓ (દાદ દીન બેહ મજદયસ્નાન આગહી રવાઇ ગોઆફ્રંગાની બાદ હફ્ત કેશ્વર † જમીન એદુન બાદ) એમ હરએક જરથોશ્તી હરએક ચશ્ત

---

*Thus forth I that word pronounce which Mazda told me,
That sacred word the best to mortals hearing;
Those who herein to me obedience offer
Come to immortal weal through works of goodness
Through their good spirit's deed; so saith the Lord.
(L. H. Mills.)

† મી. બેહેરામશા નવરોજી શરાફ સમજાવે છે કે હફ્ત કેશ્વરો તે પૃથ્વીના સાત ખંડોના અસલી ઇરાનીઓએ પાડેલાં નામો નથી, પણ આપણી પૃથ્વીની માફક સાત એકેકથી અળગ છુટા છુટા ગોળાઓ ચોકસ ચોકસ અંતરે કુદરતમાં પડેલા છે તેનાં નામો છે. આ પૃથ્વીના ગોળાનું અસલ અવસ્તા નામ ખ્નીરથ બામી છે.

કે નીઆએશ પઢતાં હર વખ્ત દુઆ પોકારે છે. વળી રવાનનાં ઉઠમણામાં ધુપ નીરંગ પઢતાં દસ્તુરો અને મોબેદો બાપોકાર દુઆ પઢે છે કે મઝદાની ઉત્તમતા, સત્તા, તથા ભલી પાદશાહીનો ફેલાવો હોજો અને તે તમામ દુન્યાને જાહેર કરવામાં આવે! એમ થજો! દીનની બાબતમાં બેદરકારીને બદલે ચપળતા હોજો, અને તેનાં ફરમાનો કબુલ થજો! જાદુઇ, પાપ, જુઠાઇ, અને બુતપરસ્તી નાબુદ થજો! જેઓ નસીબનાં ખરાબ ઇનામ મારફતે સત્તાવાન હોય તેઓ મજદાની ભલી દીનમાં આવે. જો તેઓ ન આવે તો ઇનસાફનો સત તોલનાર જે મેહેર દાવર તેની સન્મુખ તેઓને (તેઓને ઇનસાફ થવા માટે) બહુ તાકીદે હાજર કરવામાં આવે. વિશેષમાં હા ૩૫, ફ. ૬, માં ફરમાવ્યું છે કે કોઇ મર્દ યા ઓરત કાંઇ સારી બાબદો ખરેખર જાણતાં હોય તો તે જાહેર કરે, તે પ્રમાણે પોતે અમલ કરે, તથા બીજાઓ જે ઘટતી રીતે તે પ્રમાણે ચાલે તેઓને તે શિખવે* શું આએ અને આએ ફરમાન અહોનિશ કેવળ મુખથી ઉચ્ચારીને, મોહોઢેથી પઢીને, બેસી રહેવું યથાર્થ છે? એ દુઆ અને એ ફરમાન કાર્ય–ગતિમાં મેલવાની ફરજ શુરા, વીરા, ધીરા, તથા ધર્મજ્ઞાનમાં પુરા એવા અથેરનાનજાદાઓ કે બેહેદીનોની નથી? ઓ ઉલટમંદો અને હોશમંદો યાદ રાખો કે આવાં કામ ઉઠાવનારને (યાને, જેઓ ઘટતી રીતે આ દીન પ્રમાણે ચાલે

*As thus both man or woman knows (the duty), both thoroughly and truly, so let him or her declare it and fulfil it, and inculcate it upon those who may perform it as it is. (L. H. Mills.)

તેઓને તે શિખવનારને) હોરમજદના આશિર્વાદ મળે છે (હા. ૪૩, ફ. ૧૨). જીજસના શબ્દોમાં, મગ્ન થાઓ અને ખુશી બનો, કેમ કે મીનોઇ જહાનમાં તમારૂં ઇનામ મોહોટું છે.

અસ્તવત અષેમ બ્યાત ઉસ્તાના અઓજોંગહવત (રાસ્તી પુર તેજીથી જોરાવર તથા ગાલેબ બને!) એવી પ્રાર્થના જરથોસ્તની હતી (હા ૪૩, ફ. ૧૭), અને તેજ પ્રાર્થના આપણે પણ કેમ નહી કરીશું, અને કંઈ નહી તો જે ભુમિ જરથોશ્તી માજદયસ્નની દીનનાં બીયાંની વાવણી માટે તૈયાર હોય ત્યાં તે વાવવાનો પ્રયત્ન કેમ નહી કરીશું, કે જેથી કરી તે બીયાંના મુળીયાં તે ભુમીમાં પેવશ થઇ આખરે એક મજબુટ વૃક્ષ આકાશમાં સર ઉઠાવતું થાય?

ખ્રીસ્ટી ધર્મમાં જન્મ પામેલાં ઘણુંએક સ્ત્રી પુરૂષો એ ધર્મથી અસંતોષી થઇ ઇસ્લામ વિગેરે ધર્મમાં દાખલ થાય છે. ઇંગ્લંડના અમીર વર્ગના લૉર્ડ હેડલી ઇસ્લામી બન્યા છે. અમેરીકા અને યુરોપમાં જરથોશ્તી ગાથાઓ વિગેરેનો જાણુવા જોગ હવે અભ્યાસ થાય છે અને ઘણાઓ એની ઉંડી ફીલસુફી સમજવા લાગ્યા છે. એનાં કુદરતી પરિણામ તરીકે અગર એક ઓકસફર્ડનો પ્રોફેસર, એક અંગ્રેજ ઉમરાવ, કે એક અમેરીકન રૉકફેલર આપણી પુરાતન દીનની શ્રેષ્ટ પવિત્રાઈ અને ઉત્કૃષ્ટ દાનાઇની પોતાની ખાતરી થયે એ દીન તરફ પુર જીગરો જાનથી આકર્ષાઇ એ દીન અંગીકાર કરી ચુષ્ટ મજદયસ્નની જરથોશ્તી બને, તો આપણાં ટોળાંનો તે કેવો સ્થંભ થઇ પડે, તથા પુરાણાં

ઈરાનવેજમાં જરથોસ્તી દીનને લગતી તથા આગલી પારસી જાહોજલાલ શેહેનશાહતને લગતી શોધખોળો કરવા કરાવવામાં તે કેવો અસરકારક ભાગ લઇ શકે. તેનો, ઓ માહારા હમદીન ભાઇઓ ! કાંઇ ખ્યાલ તો કરો. અગર આપણો ધર્મ ઘણો ઉત્તમ, ઘણો અશોઇનો, ઘણો સાયન્ટીફીક, મનુષ્ય જાતિની આત્મિક વૃદ્ધિ વાસ્તે ખરો કારગત હોય,–જેમ તે બેશક છે–,તો તેનો જેટલો વધારે પૃથ્વીમાં ફેલાવો થાય તેટલું તમામ મનુષ્ય જાત માટે, અને આખી દુન્યા માટે, સારૂં કે નહી ? ઓ હમદીનો ! વગર તાસુબીથી આ સવાલ ઉપર ગૌર કરો.

દીનચુષ્ટ, ધર્મો, ભાષાઓ, તવારીખ તથા સાયન્સોનો અચ્છો અભ્યાસ કીધેલા, વકતાબાજ, અને સાંભી બોરડુની દલીલોને તડાકાબંધ તોડી શકે અને માહાત કરે એવા હાજર જવાબી અને ચતુર વોલન્ટીઅર જરથોસ્તી મીશનરીઓએ બાહિમત બહાર પડવું જોઇએ, અને જરથોસ્તી દીન અને તરીકતોની ખરી સમજણ ખુદ આપણાં હમદીનોમાં તેમજ બીજાઓમાં અચ્છી રીતે ફેલાવવાનો ઉમદા સાહાસ ઉઠાવવો જોઇએ. દીનકર્દનાં પાંચમાં પુસ્તકમાં બારમા જવાબમાં જણાવ્યું છે તેમ દરેક દીશામાં (યા પ્રાંતમાં) આ ધર્મના એક એવા આત્મિક રહેબરની આવવાની જરૂર છે જે અવસ્તા અને દુન્યાની બીજી વચગાળેની ભાષાઓનો માહિતગાર પ્રોફેસર (આરનાક–ગાસ) હોય, અને જેને અવસ્તા ભાષાનો અર્થ કોઇ પણ ભાષામાં* તદન સરલ રીતે સમજાવવાનાં

---

* 'મીયાનક ગેહાન દૂઝવાનીગ,' દુન્યામાં લોકોથી બોલાતી જુદી જુદી ભાષાઓ જેનો ઉપયોગ અવસ્તા સમજાવવા માટેના વસીલા તરીકે કરવાની જરૂર છે તે ભાષાઓ.

કારણસર ત્યાં મોકલી આપવો જોઇએ.* આવા સાહાસનો એક સારો ફાયદો એ થશે કે જો કે યુરોપ તથા અમેરીકાની પાઠશાળાઓમાં આપણી ધાર્મિક કેતાબોનો અભ્યાસ થાય છે અને ઘણાક વિદ્વાનો આપણા ધર્મની બારીકીઓ સમજતા અને વખાણતા થયા છે, છતાં આપણી દીન અને રાહો રસમની બાબતમાં અદ્યાપિ એ ખંડોની પ્રજાઓમાં જે મોહોટી અજ્ઞાનતા છે, તે અજ્ઞાનતા કેટલે દરજ્જે દૂર કરવાનું બની શકશે. એઓનું એ અજ્ઞાનપણું હજી કેટલું બધું છે તેનો હું એક તાજો દાખલો આપીશ જેની આપણામાંનાં ઘણાં થોડાંઓને ખબર હશે. દક્ષિણ અમેરીકાના બુએનોસ આઇરેસ શેહેરમાં છપાતાં સ્પેનીશ ન્યુસપેપર લા નાશીઓંના ૨૯ ડીસેમ્બર ૧૯૨૪ ના અંકમાં આપણાં એક દોખમાનું ચિત્ર છાપ્યું છે અને તેનું ટુંક વર્ણન આપતાં એવું જણાવ્યું છે કે "હિંદુસ્થાન દેશમાંના જાણીતા ચુપકીદીના મીનારાઓનું ઘણું કરી આ પેહેલવહેલું ચિત્ર છે. એ મીનારાઓને કેવી રીતે બંધ પાડવા તે બાબત અંગ્રેજ સરકાર વિચાર ચલાવી રહી છે. ધર્મના કાનુનોના ભંગ કરનારાઓને જીવતાં જીવત પુરી દેવાની આ ઘોરોનું ઘણું અજાયબ દાસ્તાન રડીઆર્ડ કીપ્લીંગે કીધું છે."

---

* 'શેદુનિસ્નીહ," એટલે કે ધર્મ ફેલાવવા માટે એક દીનના પેશવા (spiritual guide) ને જગે જગે (મીશનરી તરીકે) મોકલવો.

# વિષય સાતમાની પુરવણી.



માહારો ઉપલો વિષય છપાવા આપ્યા બાદ રંગુન બેલા કેસનો પ્રીવીકાઉન્સીલનો ચુકાદો આવી ગયો છે, જે આ બાબતનો અગત્યનો તથા બ્રીટીશ શેહનશાહતની વડામાં વડી અદાલતનો હોવાથી તે અત્રે ( તા૦ ૧૪–૧૨–૧૯૨૫ ના સત્યમિત્ર ઉપરથી )આખો સદાબરો આપવાની હું જરૂર જોઉં છું. એ ચુકાદાનું તાત્પર્ય એ છે કે પરકોમનાંઓને જરથોશ્તી ધર્મમાં લેવાનું મજહબ વિરૂદ્ધનું નથી; છોકરી બેલા, જેનો બાપ ખ્રીસ્તી અને મા પારસણ હતાં, તેની નવજોત કાયદેસરની હતી; અને તેણીને ઘટતી રીતે જરથોશ્તી ધર્મમાં લેવામાં આવી હતી; પણ જે ધર્મ મકાનો તેઓના ટ્રસ્ટો પ્રમાણે જેઓ દીને જરથોશ્તી અને કોમે પારસી હોય તેઓનેજ માટે હોય તેવાં મકાનોમાં તે હક તરીકે દાખલ થઇ શકે નહી, અને ટ્રસ્ટીઓ તેણીને અટકાવવા માગે અથવા બહાર કહાડવા માગે તો તેમ કરી શકે, પણ તેથી એમ નથી ઠરતું કે ટ્રસ્ટીઓ તેણીને અટકાવવા અથવા બહાર કહાડવાને બંધાયલા છે તેમજ એમ પણ નથી ઠરતું કે ટ્રસ્ટીઓની પરવાનગી વગર કોઇ તેણીને દાખલ થતી અટકાવી શકે.

અત્રે એક નોધ કરવી યથાર્થ જણાય છે કે તા. ૨૩–૧૨–૨૫ ના જામે જમશેદમાં ડૉ. જીવણજી જ. મોદીની મુંબઇની બહારની એઓની સેહેલનો એહેવાલ આવેલો છે

તેમાં એ વિદ્વાન સાહેબે જણાવ્યું છે તેમ જ્યારે બાદશાહ નોશેરવાનનો ઈરાની અમલ અરબસ્તાનના યમન ઉપર ચાલતો હતો, ત્યારે પોતાની ઇરાની જરથોશ્તી કોમની નામનાની ખેરખાહીથી તેણે ત્યાંના આરબો સાથે કરાર કીધો હતો કે કદાચ કોઇ ઇરાની જરથોશ્તી આરબ બાયડી પરણે, પણ કોઈ પણ આરબે ઇરાની જરથોશ્તી બાયડી સાથે પરણવું નહી. આ બતાવે છે કે જુદદીન ઓરત સાથે પરણવું એ બાદશાહના કાળમાં નારવા યા ધર્મ વિરૂદ્ધનું કામ ગણાતું ન હતું.



# પ્રીવી કાઉન્સીલનો ચુકાદો.



ડી. આર. કે સકલાત અને બીજાઓ વિરૂદ્ધ બેલાવાળા બેલા કેસને નામે ઓળખાતા મુકદમાની અપીલ કાઉન્સીલમા લોર્ડ ફીલીમોર, લોર્ડ બ્લેન્સ બરઘ અને સર જોન એડજ સનમુખ નીકળી હતી.

લોર્ડ ફીલીમોરે ચુકાદો આપતાં જણાવ્યું હતું કે સને ૧૮૯૯ ના વરસમા જોનસ નામનો એક ગોવાનીસ ખ્રીસ્તી તેની ધણીઆણી સાથે રંગુન આવ્યો હતો. તેઓ નિર્ધન સ્થિતિમા હતાં, અને તેની સ્ત્રીએ રંગુનમાંના સારી સ્થિતિના એક પારસી બમનજી કાવસજીની મદદ માંગી હતી. તેમ કરતા તેણીએ જણાવ્યું હતું કે હું પણ પારસી છુ. બમનજી કાવસજીએ તેઓ સને ૧૯૦૦ મા ઇગ્લંડ ગયા ત્યાસુધી તેણીને મદદ કીધી અને તે પછી તેમણે તેણીની અને તેણીના બાળકની જતન લેવાને પોતાના ભાઇ શાપુરજી કાવસજીને જણાવ્યુ. આ બાળકને ઉપલી સ્ત્રીએ જન્મ આપ્યો હતો, જે હાલની જવાબદાર બેલા છે. આ બેલાનો પિતા મરણ પામ્યો જ્યારે તેણીની માતા પણ થોડા વખત પછી મરણ પામી. શાપુરજી આ મુકદમામાં એક પ્રતીવાદી હતા, પણ આ મુકદમાની અપીલ કરવામાં આવી તેટલામા મરણ પામ્યા હતા. તેમણે બેલાને તેમના પોતાના મકાનમાં રાખી હતી, અને તેઓ તથા તેમનાં ધણીઆણી બેલાને તેમનાં પોતાના બચ્ચાં માફક ચાહતા હતાં. બેલા લગભગ ૧૪ વરસની ઉમ્મરની થઇ ત્યારે એવી ખાહેશ રાખવામાં આવી હતી કે તેણીની નવજોત કરવી, પણ રંગુનના સ્થાનીક વડા ધર્મગુરૂએ નવજોત કરવાની મુખ્ય કરીને એ સબબસર ના પાડી કે તેમને લાગ્યું કે આ નવજોત પારસી કોમમાં અપ્રિય થઈ પડશે. આ ઉપરથી બીજો એક ધર્મગુરૂ કામચલાઉ હાજર હતો, તેની હાજરીનો લાભ લેવામાં આવ્યો હતો. તેણે નવજોતની ક્રીયા કીધી હતી, અને તે પછી વડા ધર્મગુરૂએ બેલાને શુભ દીવસોએ શાપુરજી અને તેમનાં

ધણીઆણી સાથે અગીઆરીમા આવવાનું આમંત્રણ કીધું હતું. વડા ધર્મગુરૂએ જણાવ્યું હતું કે તેમણે એવાં ત્રણ આમંત્રણો મોકલ્યાં હતા જો કે આમંત્રણ મોકલતી વેળાએ તેમણે એવીજ વકી રાખી હતી કે તે સ્વીકારવામાં આવશે નહી, પણ ત્રીજે પ્રસંગે એટલે તા૦ ૨૧ મી માર્ચ ૧૯૧૫ ને દીવસે શાપુરજી તેણીને અગીઆરીમા લાવ્યા અને આતશના પાતરા આગળ જઇ તેણીએ બીજા બધા બંદગી કરનારાઓ મુજબ ભણતર ભણ્યું.

આ કામથી રંગુનના સંખ્યાબંધ પારસીઓને ગુસ્સો ઉપજ્યો અને તા૦ ૩૧ મી માર્ચને દીને આ મુકદમો પારસી કોમના ત્રણ સભાસદો તરફથી માંડવામા આવ્યો હતો. તેઓએ જણાવ્યુ હતુ કે અમો આ મુકદમો બેલા અને શાપુરજીની સામે અમો પોતા તરફથી નહી પણ રંગુનના ઘણા પારસીઓ તરફથી લાવ્યા છીએ. તેઓએ એવી દલીલ રજુ કીધી હતી કે આ અગીઆરી રંગુનના જરથોસ્તી ધર્મ પાળતા પારસીઓના સ્વતત્ર અને વગર અંકુશના ઉપયોગને માટે ત્રસ્ટમા ધરાવવામા આવે છે અને તેઓએ વધુ જણાવ્યું હતું કે એવું કહેવામા આવે છે કે બેલાની માતા પારસી હતી અને બેલાને પારસી ધર્મમા કાયદેસર રીતે લેવામાં આવી હતી, પણ તેણી પારસી ધર્મમા આવી હોય અથવા આવી શકે એ વાતની અમો ના પાડીએ છીએ અને તેઓએ જણાવ્યું હતું કે પ્રતીવાદીઓએ પોતાના કામોથી ધાર્મિક વિચાર ધરાવતા પારસીઓની ધાર્મિક લાગણી દુખાવી છે. એટલુંજ નહી પણ મજકુર પવિત્ર અગીઆરીને પણ અપવિત્ર કીધી છે. શાપુરજીએ પોતાને નામે અને બેલાના વાલી તરીકે તે પછી પોતાનું લેખીત સ્ટેટમેંટ રજુ કીધુ હતું. તે બાદ ચોક્કસ મુદ્દાઓ રજુ કરવામાં આવ્યા હતા, અને નીચલી કોરટના જડજેએ હાલના જવાબદારની તરફેણમાં તે મુદ્દાઓ ચુકવ્યા હતા.

આ ચુકાદા સામે રંગુનની ચીફ કોરટને અપીલ કરવામાં આવતાં તેણે નીચલી કોરટનો ચુકાદો બહાલ રાખી અપીલ કહાડી નાખી હતી જે સામે હાલની અપીલ કરવામા આવી છે.

અત્રે કરવામા આવેલી અપીલમાં બીજા સવાલો ઉપરાંત બેલાને પારસી ધર્મમાં લેવા અને તેણીની નવજોત કરવાનું કામ કાયદેસર થયું છે કે કેમ તે સવાલ ઉઠાવવામાં આવ્યો છે. પણ આ મુદા ઉપર રંગુનની ચીફ કોરટના ચુકાદાથી વેગળા જવાનો અમો કાંઇ સબબ જોતા નથી, હવે અમને જે મુદાઓ ચુકાવવાના છે તે એ છે કે રંગુનની અગીયારીનું ત્રસ્ટ જરથોસ્તી ધરમ પાળતા પોતાને ઓળખાવતા બધાઓ માટે છે કે ફક્ત પારસી જરથોસ્તીઓ માટે છે? અને બેલા જે પારસી જરથોસ્તી નહી હોવાથી તેણીને અગીઆરીમાં જવાનો હક નથી કે? અમો એવું ઠરાવ્યે છીએ કે જવાબદાર બેલાને અગીઆરીમા દાખલ થવાનો હક નથી અને તેથી તેણીને ત્રસ્ટીઓ અગીઆરીમાં દાખલ થતી અટકાવી શકે, અથવા અગીઆરીમાથી બહાર કહાડી શકે. તેઓ તેણીને વગર પરવાને દાખલ થનાર તરીકે ગણશે. પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે ત્રસ્ટીઓ તેણીને અગી-આરીમા દાખલ થતાં અટકાવવાને અથવા તો અગીઆરીમાથી બહાર કહાડવાને બંધાયલા છે તેમજ તેથી એમ નથી ઠરતું કે ત્રસ્ટીઓની પરવાનગી વગર કોઇ બેલાને અગીઆરીમા દાખલ થતી અટકાવી શકે.

બંદગી કરવાની જગ્યાએ પારકા ધર્મનો આસામી દાખલ થાય તો તે કામને બંદગી કરનારાઓના કામમાં ખલલ કરનારૂં તરીકે લેખી શકાય પણ વાદીઓ એવું પુરવાર કરવાને નિષ્ફળ નીવડયા છે કે બેલા જરથોસ્તી નથી, ખરૂં જોતા તેઓએ એવી સુચના કીધી હતી કે તેણીને પારસી ધર્મમાં લેવાનું અશક્ય હતું અથવા તો કોઇ પણ રીતે તેણીને ઘટતી રીતે નવજોત કરી ધર્મમાં લેવામાં આવી નથી. પણ અમો નીચલી કોર્ટના જડજ સાથે મળતા થઇએ છીએ કે વાદીઓ પોતે કીધેલો એ ઇશારો પુરવાર કરી શકયા નથી. જ્યારે એક સંતોષકારક સાક્ષીની જુબાની સીવાય એવું બતાવનારૂં કાંઇપણુ નથી કે જો એકવાર એમ સ્વીકારવામાં આવે કે તેણી જરથોસ્તી છે તો બેલાની અગીઆરીમાંની હાજરી અગીઆરીને અપવિત્ર બનાવનારી ગણવામાં આવ.

હવે આ મુકદ્દમામાં વાદીઓએ એવી માંગણી કીધી છે કે એવું જાહેર કરવું કે પ્રતીવાદી બેલા રંગુનમાંની અગીઆરીનો ઉપયોગ અને લાભ મેળવવાનો તથા ત્યાં થતી ક્રિયાઓમા હાજરી આપવાનો હક ધરાવતાં નથી; અને તેઓ એવું હુકમનામું માગે છે કે પ્રતીવાદી બેલાને અગીઆરીમા દાખલ થતી અટકાવવી. પણ એવું હુકમનામું આપવામાં આવે તે આગમચ તેઓએ પુરવાર કરવું જોઇએ કે દાખલ થનાર ગેરકાયદેસર રીતે દાખલ થયો છે અને તે માટે તેઓને નુકશાની મેળવવાનો હક છે. પણ એક જગ્યાએ વગર પરવાને દાખલ થવાની ફરીયાદ એ જગ્યાનો કબજો જેના હાથમાં હોય તેજ એટલે ટ્રસ્ટીજ કરી શકે તે જગ્યાનો હક ધરાવનારા એકાદ બે જણાને એવી ફરીયાદ લાવવાનો હક નથી અને બીજા ઘણા હક ભોગવનારાઓ અમારી તરફેણમાં છે એવું જણાવ્યાથી કાંઇ તેઓનો મુકદ્દમો મજબુત બનતો નથી, આથી બેલાને અગીઆરીમાં દાખલ થતી અટકાવવાનું હુકમનામું અમો આપી શકતા નથી.

અમને લાગે છે કે વાદીઓ પોતાના મુકદ્દમાના મોટા ભાગમા નિષ્ફળ નીવડયા છે અને તેથી તેઓની અરજ ઉપરથી ડેકલેરેશન ફકત એક મહેરબાની તરીકેજ આપી શકાય. વાદીઓને નીચલી કોર્ટમાં કહાડવામાં આવેલા શરૂઆતના મુદ્દાઓનો અને આ મુદ્દાઓને લાગે વળગે એવા અપીલના ભાગનો ખરચ આપવામાં આવ્યો હતો તે કાયમ રાખવામાં આવે છે અને નીચલી અદાલતોમાંના બીજા ખરચના સંબંધમાં પણ તેઓ સામેના હુકમો કહાડી નાખવામાં આવે છે તેમજ આ અપીલનો ખરચ તેઓને માથે નાખવામાં આવતો નથી.

અમો આ અપીલ સ્વીકારી રંગુનની ચીફ કોરટના ચુકાદામાં ફેરફાર કરીયે છીએ અને એવું ઠરાવ્યે છીએ કે અગીઆરીનો ઉપયોગ કરવાનો અથવા તો તેમાંની કોઇપણ ક્રિયામાં ભાગ લેવાનો પોતાને હક હોય તેવી રીતે બેલા હક ભોગવી શકે નહી.